આ પુસ્તક મળવાનું ઠેકાણું—

૧. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી,
ડા. પાઇ બીલ્ડીંગ,
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ.

૨. મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.

તથા, જાણીતા સર્વે બુકસેલર્સ.

## સ્વ. રા. ગોવર્ધનરામ મા. ત્રિપાઠીકૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| | | રૂ. આ. |
| **સરસ્વતીચંદ્ર** | ભાગ ૧ લો: સાતમી આવૃત્તિ: | ૨–૮ |
| ” | ભાગ ૨ જો: પાંચમી આવૃત્તિ: | ૨–૪ |
| ” | ભાગ ૩ જો: ચોથી આવૃત્તિ: | ૨–૮ |
| ” | ભાગ ૪ થો: ચોથી આવૃત્તિ: | ૫–૮ |
| **સ્નેહમુદ્રા** ( કાવ્ય: ) | ચોથી આવૃત્તિ: (છપાય છે) | |
| **શ્રી ઈશાવાસ્ય** તથા **કેન ઉપનિષદ્**, ભાષાંતર કરનાર: સ્વ. **શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ** | | ૦–૪ |
| યુરોપ, **એશીઆ** વિગેરે ખંડોમાંની મહા-પ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાન્તો ... ... ... | (મળતી નથી) | |
| **લીલાવતી જીવનકલા:** | ત્રીજી આવૃત્તિ: | ૧–૮ |
| **દયારામનો અક્ષરદેહ** ... ... ... ... | | ૧–૪ |
| **સાક્ષરજીવન** ... ... ... ... ... | | ૨–૦ |
| The Classical Poets of Gujarat. ... | | 0–6 |
| Marriage forms under Ancient Hindu Law ... ... ... ... | | 0-12 |

મળવાનું ઠેકાણું:

**રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠીની કંપની,**

**ડા. પાઇ બીલ્ડીંગ, સૅન્ડહર્સ્ટ રોડ,**

**ગીરગામ, મુંબાઇ.**

**અને જાણીતા સર્વે બુકસેલર્સ.**

## વાંચવા લાયક સારાં પુસ્તકો.

૧.

તૈયાર છેઃ

**૧. ગુલામગિરીનો ગજબ:** નવ ચિત્રો સાથે:
અ. સૌ. વિમળા સેતલવાડકૃત ... રૂ. ૨-૦

**૨. લલિતનાં કાવ્યો:** રા. લલિતની છબી સાથે:
રા. જન્મશંકર મહાશંકર બુચ–લલિતકૃત રૂ. ૧-૦

**૩. મારી વીસ વાર્તાઓ:** કર્તાની છબી તથા બીજાં આઠ ચિત્રો સાથે:
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ; એલએલ. બી. કૃત... ... રૂ. ૨-૦

**૪. સાક્ષરજીવન:** કર્તાની ત્રણ રંગની છબી સાથે:
પ્રો. બળવંતરાય ઠાકોરના પ્રવેશક તથા ટીપ્પણ સાથે, સ્વ. રા. ગોવર્ધનરામ મા૦ ત્રિપાઠી, બી. એ., એલએલ. બી. કૃત...રૂ. ૨-૦

**૫. કમલાના પત્રો:**
રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત.... રૂ. ૨-૦

૬. **ઉષાકાન્ત:** બીજી આવૃત્તિ: કર્તાની છબી તથા બીજાં આઠ સુન્દર ચિત્રો સાથે: સ્વ. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિઆ બી. એ. કૃત. ... ... રૂ. ૨-૦

૭. **અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન: 'આર્ય'** પત્રમાં પ્રકટ થયેલા પંદર નિબંધોના અનુવાદ: શ્રી અરવિંદ ઘોષની છબીઓ સાથે: રા. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત. ... રૂ. ૨-૮

૮. **હું, સરલા ને મિત્ર મંડળ:** રસભરી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ: રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા ... રૂ. ૨-૦

૯. **આશ્રમહરિણી:** નવલકથા: પ્રૉ. હરિલાલ માધવજી ભટ્ટ એમ. એ. ... ... ... રૂ. ૦-૧૨

# શ્રીયુત ગોવર્ધનરામ

તેમના જીવનની ટુંકી કથા અને તુલના.

લેખક,

ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયા,
એમ. એ. પી એચ. ડી.

પાકું પૂઠું, મૂલ્ય રૂપીઓ એક.
કાચું પૂઠું, મૂલ્ય બાર આના.

મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.



બાબુ અરવિંદ ઘોષ.

[ જન્મ તા. ૧૫ ઑગસ્ટ ૧૮૭૨. ]

કલકત્તા, હાલ પોન્ડીચેરી ૧૯૨૪

# અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન.

મૂળ અંગ્રેજી ઉપરથી.

અનુવાદક,

રા. મોતીલાલ જેઠાલાલ મહેતા.

પ્રકાશક,

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

મુંબાઈ.

સંવત્ ૧૯૮૦ ] [ ઈ. સ. ૧૯૨૪.

મૂલ્ય રૂપીઆ અઢી.

## દ્વિતીય આવૃત્તિ.





આ પુસ્તક મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નૉર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠીએ ડા. પાઈ બીલ્ડીંગ, સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇમાંથી પ્રગટ કર્યું છે.



પ્રથમ આવૃત્તિઃ પ્રત ૧૧૦૦: માર્ચ ૧૯૨૦.

દ્વિતીય આવૃત્તિઃ પ્રત ૧૫૦૦: ફેબ્રુઆરી ૧૯૨૪.



# અમ્હારા બે બોલ.

ગુજરાતની પુણ્યવંતી જન્મભુમિનાં અમર સન્તાનો સમક્ષ આ અમ્હારૂં સાતમું પુસ્તક અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન રજુ કરતાં અમ્હને બે પ્રકારે અવશ્ય રીતે આનંદ પામવાનું પ્રયોજન પ્રાપ્ત થાય છે. સાધારણ વ્યક્તિના સાધારણ દૃષ્ટિબિન્દુઓથી કોઇને એ બહુ અલ્પ લાગે તો તેથી અમ્હને આશ્ચર્ય લાગશે નહિં. આ પુસ્તકના લેખસંગ્રહના મૂળ લેખક બાબુ અરવિંદ ઘોષનું જીવન તપાસવાની જેમને તક મળી નથી, જેમને એમની બુદ્ધિના ઉચ્ચ સંસ્કારોથી સંસ્કૃતિને પામેલા તપોજીવનનું નિરીક્ષણ કરવાના અવસરો મળ્યા નથી કે એમના એ અંગ્રેજી લેખો વાંચવાની, વિચારવાની અને સ્હમજવાની જરૂર સ્હમજાઈ નથી એવી વ્યક્તિઓને અગર તો જેમણે બાબુ અરવિંદ ઘોષના રાજકીય જીવનના પ્રથમ પડદા જોયા હશે તેમને કદાચને આ પુસ્તક અને તેમાં આપેલા એ મહર્ષિના જીવનવૃતાન્તથી યથાર્થ રીતે વાંચ્યા વિચાર્યા પછી ખરે જ ઘણું નવું જાણવાનું વિચારવાનું અને સ્હમજવાનું મળશે. ગુજરાતમાં આ મહાન્ હિન્દી નરનું નામ જોઇએ તેટલું પ્રસિદ્ધ પામ્યું નથી અને એવી રીતે હિન્દના ઘણા મહાન્ પુરૂષોનાં નામથી ગુજરાતનાં સન્તાનો અજ્ઞાત છે એ બહુ ખેદનો વિષય છે.

આ લેખસંગ્રહના અનુવાદક રા. મોતીલાલ જેઠાલાલ મહેતા બાબુ અરવિંદ ઘોષના લેખના સતત અભ્યાસી અને વિચારક છે. સરઅવસરે અવકાશ મળ્યે બાબુજીના નિકટ પરિચયમાં પણ એ આવ્યા છે. અને આર્ય પત્રમાંના છુટક

છવાયા લેખના ગુજરાતી અનુવાદ એ ભાઇએ સમાલોચક અને વસન્ત માસિકપત્રોમાં કોઇ કોઇ પ્રગટ પણ કર્યા છે. એ લેખસંગ્રહ સાથે બીજા શિષ્ટ લેખોના અનુવાદો એકત્રિત કરી પુસ્તક આકારે પ્રસિદ્ધ કરવાની ઇચ્છા અમ્હને દર્શાવતાં અમ્હે જ્યારે સ્વીકારી ત્યારે અમ્હારા કેટલાક મિત્રોએ ધંધાને અર્થે એની પ્રસિદ્ધિ માથે પડ્યા જેવી થશે એવો ભય દર્શાવ્યો હતો છતાં પણ, બે વાતોથી પ્રેરાઇને આ પુસ્તકનુ પ્રસિદ્ધિ કાર્ય અમ્હે સ્વીકાર્યુ છે. અને અમને આશા છે કે જે ઉદાત્ત ભાવથી અમ્હે એનો સ્વીકાર કર્યો તે જ ભાવથી ગુજરાત અમ્હારા કાર્યને ઉત્તેજન આપશે તો અનુવાદક અને પ્રકાશકના પ્રયાસો ફ્ળિભૂત થશે.

ઉપર જણાવેલી બે વાતોમાં એક એ હતી કે બાબુ અરવિંદ ઘોષના રાજકીય જીવનના પ્રથમ પડદાનાં ચિત્ર સાથે અમ્હારો કાઇક અંગત પરિચય હતો. ઇ. સ. ૧૯૦૭ ના હિન્દી રાષ્ટ્રીય પરિષદના સુરતના ઐતિહાસિક અધિવેશનથી માંડીને ઇ. સ. ૧૯૦૯ પર્યંત એ મહાન લેખકના ભાષણો સાંભળવામાં અને લેખો વાંચવામાં અમ્હે કૃતકૃત્ય થતા હતા. ઇ. સ. ૧૯૦૭ ના સુરતના અધિવેશન પ્રસંગે અમ્હે સ્વયંસેવક હતા. અમ્હારી દશ જણાની ટુકડીના કૅપ્ટન તથા બીજા બે બન્ધુઓ વડોદરા કૉલેજના શિષ્યો હતા. બાબુ અરવિંદ ઘોષ જ્યારે ત્યાં અધ્યાપક હતા ત્યારે એ કૉલેજના શિષ્યોની પ્રીતિ એમણે સારી રીતે સંપાદન કરી હતી. એથી પ્રેરાઇને અમ્હારા આ ત્રણ મિત્રો બાબુજીનાં ભાષણ સાંભળવા ગયા હતા. અરવિંદ બાબુના રાજકીય સિદ્ધાન્તો તે વખતે ઘણા

આગળ પડતા ગણાતા હતા. અને રા. તિલકના પક્ષ સાથે તેમણે સહકાર કર્યો હતો. અધિવેશન શરૂ થવા પહેલાંના ચાર પાંચ રોજથી સુરતમાં આ પક્ષે પોતાનો પક્ષ પ્રબળ કરવા માટે જાહેર ભાષણોદ્વારા પ્રજામત કેળવવાના ભગીરથ પ્રયાસો યોજ્યા હતા અને એ રીતે હિન્દી સ્વરાજ્યને લગતા પ્રશ્નો ઉપર અનેક ભાષણો આપવામાં આવતાં હતાં. બાબુ અરવિંદ ઘોષ એ ભાષણકારોમાં અગ્રસ્થાને હતા અને એમની વક્તૃત્વ-શક્તિથી પ્રજા ગાંડી બની હતી. સ્વયંસેવકોની અમ્હારી ટુકડીના સેવકો આ ભાષણોમાં ગયાના સમાચાર ઉપરી અધિકારીને મળતાં અમ્હને પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા. આ કારણ બહાર જણાવવામાં આવ્યુ હતુ. અંતરનાં કારણો જો કે જુદાં હતાં—જ્ઞાતિભેદનાં હતાં. એ અમ્હને કર્ણદોષ થયો હતો. અમ્હને સૌને આમ પદભ્રષ્ટ થવું બહુ માનભર્યું હતું. અમ્હને પદભ્રષ્ટ કર્યા પછી બે કલાકના અવસરમાં સુરતના અધિવેશનની પૂર્ણાહુતિ થઈ—કૉંગ્રેસ તૂટી : એક અતિ દુઃખદાયક અને કરૂણાથી તરબોળ એવો એ પ્રસંગ બન્યો હતો. એ પ્રસંગનાં ચિત્રો આજ આંખ આગળ તરવરી રહ્યાં છે. અમ્હારા-માંના જે અરવિંદ ઘોષનાં ભાષણોમાં ગયા ન હતા તેમાં અમ્હે પણ એક હતા. પણ તે વખત પછીથી આ મહાજનની મહત્તાએ અમ્હારૂં મન બહુ વેગથી જીતવા માંડયું. ૧૯૦૯ માં મુંબાઈમાં એમનું એક અંગ્રેજી પત્ર 'કર્મયોગિન્' ગીરગામમાં અઠવાડીએ અઠવાડીએ મળતું હતું. એ પત્રનું વાંચન—ગુપ્ત વાંચન—અમ્હારા એ સમયનું જીવન હતું. એ પત્ર પાછળથી નામદાર સરકારે જપ્ત કરી બંધ કરાવ્યું છે. અમ્હારા વાંચકોમાંના કોઈને

એ પત્રના અંકો મળે તો મેળવવા જેવા જ અને વાંચવા વિચારવા જેવા જ છે. શુદ્ધ હિન્દીભાવનાઓ એમાં તરબોળ થઇ રહી છે. આજ એ વિચારો આપણને-હિન્દી સ્વરાજ્યવાદીઓને-કદાચને જુના લાગે એવા છે. આજ દસ વર્ષ પૂર્વનો આ ઇતિહાસ છે. એ દસકામાં હિન્દ અલૌકિક રીતે જાગૃત બન્યું છે અને પ્રગતિમાન પ્રવૃત્તિઓના સમારંભો દેશ સમસ્તની ચતુર્દિશામાં ઉજવાઇ રહ્યા છે એ કેટલો આનન્દનો વિષય છે? ગુજરાતીઓ અને બીજા હિન્દીજનો જેમને અરવિંદ બાબુનું નામ પરિચિત હશે તે તેમને એક આરૂઢ સ્વરાજ્યવાદી જ જાણતા હશે પણ આ સ્વરાજ્યવાદી જેમ રાજકીય પ્રશ્નોમાં આગળ વધ્યા છે તેમ બીજી રીતે ત્હેમનું જીવન તત્ત્વજ્ઞાની અને ઉચ્ચ તપસ્વીનું વિશેષ છે. એમનાં મનોબળ અને તપોબળ પાસેથી હિન્દે ઘણું જાણવાનું છે. હિન્દ એમના જેવા અમર પુત્રોથી આજ ઘણું ઉજમાળું બન્યું છે. પોતે પૂર્ણ આસ્તિક છે અને પ્રભુની પ્રભુતામાં અનંત શ્રદ્ધાળુ છે. આવા તપસ્વીની-હિન્દના અમર સંતાનની-અમરકૃતિ સાથે અમ્હારા ઉદ્યોગનો કાર્યપ્રવાહ સંધાય એમાં અમ્હને કૃતકૃત્યતા જ લાગે છે. અને આ ભાવમિશ્રિત ધન્યપ્રસાદથી-આ જ કારણોથી પ્રેરાઇને ગુજરાત સમક્ષ આ કૃતિસંગ્રહ રજુ કરવામાં અમ્હને અલૈકિક આનંદ થાય છે.

અનુવાદક રા. મોતીલાલ મહેતાના અનુવાદો કેટલા સફળ છે તે તો વાંચક વર્ગ જ કહી શકશે. મૂળ અંગ્રેજી લેખોની ગહનતા અને ભાષાની કઠિણતાની સાથે સરખામણી કરતાં આ અનુવાદની ભાષા લેખકે બની તેટલી રીતે સરલ અને સ્પષ્ટ કરી છે. તત્ત્વજ્ઞાનના વિષયોનાં નિરૂપણમાં શુદ્ધ ગુજરાતીની અતિ સર-

લતા લાવવી એ લગભગ દુર્ઘટ અને નહિ સધાય એવું કાર્ય છે. અને તેથી તેમાં સંસ્કૃત શૈલીનો ઉપયોગ સ્થાને સ્થાને કરવો પડ્યો છે પણ તે વર્તમાન ગુજરાતી ભાષાના સતત અભ્યાસીને ન સ્હમ-જાય તેવો નથી એવું અમ્હારૂં માનવું છે. અમ્હને આશા છે કે ગુજરાતની પાસે અમ્હે જે કોમળ વૃત્તિની આ પુસ્તક ધર્યું છે તે જ વૃત્તિથી ગુજરાત તેનો સાદર કરશે. તેથી અમ્હે—અનુ-વાદક અને પ્રકાશક—ગુર્જર વાંચકવર્ગના કૃતકૃત્ય થઇશું. બાબુ અરવિંદ ઘોષનાં જીવનતત્ત્વો આપણા દેશજનોમાં વણાઇ જશે અને આપણા જીવનમાં એકતાર થઇ જશે તો દેશનું શુદ્ધ અને સાત્ત્વિક જીવન વધારે શુદ્ધિને પામશે; અને માતૃભૂમિ ભારત-વર્ષના અહોકલ્યાણના માર્ગમાં વધારે દઢતાથી અને વેગથી આપણે પ્રવૃત્ત થવા શક્તિમાન્ થઈશું. અરવિંદઘોષનું જીવન આમ તપસ્વીજીવન છે; એ તપસ્વીજીવનમાં ઉચ્ચ આર્યજીવનની ઉચ્ચતા દૃષ્ટિએ પડે છે.

પુરાતન હિન્દના ગૌરવાન્વિત્ મહાન્ તપોજીવનની પ્રતીતિનો આજ અર્વાચીન કાળમાંય બાબુ અરવિંદ ઘોષ જેવા શુદ્ધ અને ઉચ્ચ આર્યના જીવનથી સાક્ષાત્કાર થયો છે એ હિન્દનું મહદ્ ભાગ્ય છે. હિન્દમાં એવા તપસ્વીઓ અવતાર લ્યો એ અંતિમ અભિલાષ સાચો હિન્દીજન ક્યાં ક્યારે નથી દર્શાવતો ?

મુંબાઇ, રામનવમી,
તા. ૨૭ મી માર્ચ ૧૯૨૦.

પ્રકાશક.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી ઇશ્વરકૃપાથી બે વખત એટલે ૧૯૨૦ ના ડીસેંબરમાં સાત દીવસ સુધી અને ૧૯૨૩ ના ઑગસ્ટમાં ચાર દીવસ શ્રી અરવિંદ બાબુનો સત્સંગ થયો હતો. તેઓ "આર્ય" નામનું જે માસિક લખતા હતા તે ૧૯૨૧ ના ફેબ્રુઆરીમાં બંધ કરેલ છે કારણ કે ત્યાર પછી તે તે લખી શકયા જ નહિ. જે પ્રેરણાથી તે લખાતું હતું તે તે વખત બંધ થઈ હતી. ત્યાર પછી તેમને એમ જ લાગ્યુ કે બીજાને ઉપદેશ આપવામાં લખાણની જરૂર નથી. વાતચીતની પણ જરૂર નથી. જગતની બધી ક્રિયાઓ જે મનુષ્યના મનને જુદી જુદી લાગે છે તે જ્ઞાનદૃષ્ટિએ એક ક્રિયા રૂપ લાગે છે અને તેનો અનુભવ થાય એટલે નવાં સાધન મળે છે અને જુનાની જરૂર રહેતી નથી. હવે તેમને નવા નવા અનુભવ મળે છે અને તેથી તેમના વિચારમાં એટલો બધો ફેર પડી ગયો છે કે કેટલીક વખત તે સમજવા યે બહુ મુશ્કેલ પડે છે.

લાખો વર્ષ પહેલાં આપણી પૃથ્વી આકાશરૂપ હતી, ત્યાર પછી ઘણા કાળને અંતે તે વાયુરૂપ થઈ, તે વરાળ-માંથી સૂર્ય થયો અને સૂર્યની ગરમી ઓછી થતાં તેમાંથી જળ થયું અને જળ વધારે ઠંડુ થતાં તેમાંથી બરફ અને પથ્થરવાળી પૃથ્વી ઉત્પન્ન થઇ. હજુ પણ પૃથ્વીના ત્રણ ભાગ ઉપર પાણી છે અને અંદર પણ કુવા માપતી વખતે ઘણું પાણી જણાય છે. વળી પૃથ્વીને વધારે ખોદતાં ગરમ ધાતુઓ મળે છે. ધરતીકંપ બતાવે છે કે પૃથ્વીમાં જીવ

છે અને જ્વાળામુખી પર્વત બતાવે છે કે પૃથ્વીમાં ગરમી છે. આવી પૃથ્વી ઉત્પન થતાં કેટલો કાળ ગયો તેનું માપ થઇ શકે તેમ નથી તો પણ પૃથ્વી આ પ્રમાણે ઉત્પન્ન થઇ તે ઘણા પ્રમાણથી સિદ્ધ થઇ શકે છે. પૃથ્વી ઠંડી થયા પછી તેમાં ઘણે કાળે વનસ્પતિ ઉત્પન્ન થઇ અને તે પછી જીવ જંતુ ઉત્પન્ન થયાં તે વખતે મનુષ્યજાતિ ઉત્પન્ન થઇ ન હોતી અને ફોટોગ્રાફની કે છાપવાની કળા ન હોતી એટલે તેનો લાંબો ઇતિહાસ મળી શકતો નથી પણ સાયન્સની મદદથી તે વખતે પૃથ્વી અને તેમાં રહેતાં પ્રાણીઓનો દેખાવ કેવો હશે તેનું અનુમાન થઇ શકે છે. અને તે જાણવાની ઇચ્છા હોય તેમણે એચ. જી. વેલ્સનું પુસ્તક 'આઉટ લાઇન્સ ઑફ હીસ્ટરી' જોવું.

પૃથ્વી પહેલાં જળ ઉત્પન્ન થયેલ હોવાથી માછલાં એ આ પૃથ્વી ઉપર પહેલાં જીવ હતા એમ ડારવીન સિદ્ધ કરી શકે છે અને શ્રી ભાગવત પુરાણમાં પણ એ સંબંધમાં ઘણું શીખવાનું મળે છે.

ઉત્ક્રાંતિના નિયમ પ્રમાણે ઘણા કાળને અંતે આ પૃથ્વીમાં જુદી જુદી જાતના નાગ (નાગલોક) વિગેરે ઉત્પન્ન થવા લાગ્યા. શ્રી અરવિંદ બાબુ કહે છે તે વખતે ફક્ત શરીર અને પ્રાણ એ બે તત્વ જ વ્યક્ત થતાં હતાં. 'મન' નામનું ત્રીજું તત્વ પૃથ્વીની ઉપર હતુ પણ પૃથ્વી ઉપર ઉતર્યું ન હોતું પણ પાછળથી પશુઓનીમાં વિકાસ થતાં મનને ઉતરવાની જગ્યા મળવાથી કેટલાક પશુમાં માનસિક શક્તિ

આવી અને અરધો મનુષ્યનો અને અરધો પશુનો દેખાવ હોય એવા જીવ પણ ઉત્પન્ન થવા લાગ્યા (નરસિંહાવતાર). તે પછી સારા મનુષ્ય ઉત્પન્ન થયા. તેઓએ રહેવાનાં મકાન પહેરવાનાં કપડા, ચાલવાનાં સાધન, કુટુંબવ્યવસ્થા, રાજ્ય-વ્યવસ્થા, આશ્રમવ્યવસ્થા વિગેરે બનાવી. આ પૃથ્વી મનુષ્ય-જાતને માટે લાયક બનાવી. શ્રી રામચંદ્રે વાંદરાની સેનાથી લડાઇ કરી હતી તેથી તે વખતે પણ મનુષ્ય વધારે ઉત્પન્ન નહી થયા હોય તેમ લાગે છે.

ટુંકામાં આ પ્રમાણે મનુષ્યજીવ પશુપક્ષી આદિ ચોર્યાશી લાખ જીવની યોનિમાંથી ભટકતો ભટકતો આવેલ છે તે ઘણા પ્રમાણથી સિદ્ધ થઇ શકે છે. આપણા વિકાસ માટે આ બાબત સમજવી જરૂરની છે. વળી આપણા રૂષિમુનિઓએ મનુષ્યના મન ઉપર શાં શાં તત્વો રહેલાં છે તેની શોધ કરી છે અને ઉપનિષદ રૂપે તેમના અનુભવ આપી ગયા છે. હિંદમાં ઉપનિષદ અથવા ગીતા હોત નહિ તો આપણને જંગલી માણસ તરીકે ઘણા ઓળખત અને આપણે તે સાચું પણ માનત.

શ્રી અરવિંદ બાબુ કહે છે કે એટલું તો ચોકકસ છે કે મનુષ્યજીવ પૃથ્વી ઉપર છેલ્લો જીવ નથી કારણ કે મન એ છેવટનું તત્વ નથી. જેમ મનુષ્યજીવ આ પૃથ્વીમાં આવ્યો તે પહેલાના કાળમાં પશુ એ છેવટનો જીવ નહોતો અને મનુષ્યજીવ આવવાની આશા રાખી શકાય તેમ હતું તેવી જ રીતે મનની ઉપર વિજ્ઞાન તત્ત્વ હોવાથી મનુષ્ય-

જાતિ છેવટની જાતિ નથી અને વિજ્ઞાન મનુષ્યમાં ઉતરશે ત્યારે દેવજાતિ ઉત્પન્ન થશે. તે જાતિ કેવી થશે તેનો ઇતિહાસ કોઇ લખી શકે તેમ નથી. જ્યારે આ પૃથ્વી ઉપર પશુઓ જ હતાં ત્યારે મનુષ્યજાતિ કેવી થશે એ કહેવાનું કોઇ પશુએ સાહસ કર્યું હોત તો તે સફળ થાત નહી તેવી જ રીતે દેવજાતિ કેવી થશે તે લખવાનું સાહસ કરી શકાય તેમ નથી કારણ કે તે જાતિને આપણા જેવું મન, આપણા જેવી બુદ્ધિ હશે નહી. રૂષિમુનિઓના કાળમાં વિજ્ઞાન કેટલાક મહાત્માઓના અનુભવમાં આવ્યું હતું પણ તે આ પૃથ્વીઉપર સામાન્ય સ્વભાવ રૂપે ઉતરી શકયું નહી એમ લાગે છે અને તેથી મનુષ્યજાતિમાં ફેર પડયો નહી. હવે નવી જાતિનો વખત નજીક આવતો જાય છે. પણ તેમાં કેટલો કાળ જશે તે કહી શકાતું નથી કારણ કે સામાન્ય મનુષ્યમાં હજુ પશુવૃત્તિઓનું જોર જણાય છે.

પ્રભુની રચના એવી અગાધ છે કે તે સમજવા માટે તેની પ્રભુતા જ જોઇએ. મનુષ્યજાતિમાં પણ શા ફેરફાર થયા છે, થાય છે અને થશે તે સમજવું સહેલું નથી કારણ કે મન ઉપર વિશ્વાસ રાખી શકાય તેમ નથી અને હાલ મન સીવાય બીજું સાધન નથી.

એટલું તો ચોક્કસ છે કે બધા ધર્મોનું પરિણામ, અને તત્વજ્ઞાનનું ફળ અભેદ બુદ્ધિમાં જ આવવું જોઇએ. જ્યાં સુધી અભેદ બુદ્ધિ રહેશે ત્યાંસુધી અજ્ઞાનનું જોર રહેશે, અને

કોઇ નવું પ્રાપ્ત થઇ શકશે નહી. જે માણસમાં અભેદ-બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેનું જીવન ફરી જાય છે અને જ્યારે તે દ્રઢ થાય છે ત્યારે એટલો ફેરફાર થાય છે કે તે સમજવો મુશ્કેલ પડે છે કારણ કે તેની દરેક ક્રિયા અભેદ બુદ્ધિથી થતી હોવાથી તે ભેદ બુદ્ધિવાળા મનુષ્યને સમજાતી નથી. તે અલૌકિક જીવન છે. લૌકિક જીવન નથી. તેથી જ શ્રી અરવિંદ બાબુના જીવનને ઘણા સમજી શકતા નથી.

શ્રી અરવિંદ બાબુમાં અભેદદ્દષ્ટિ સ્વાભાવિક થઇ ગઇ છે તેથી તે દરેક વસ્તુનું સત્ય જોઈ શકે છે, દરેક બનાવ બરાબર સમજી શકે છે. તે અનુભવ હાલ તે કેટલાક શિષ્યોને આપે છે અને બીજા જે દૂર દેશમાં છે તેઓને પ્રેરણાથી સમજાવે છે, કારણ કે વિજ્ઞાનમય પુરૂષને ભેદ-બુદ્ધિ ન હોવાથી તે સર્વત્ર જઇ શકે છે, બીજાનાં મન જાણી શકે છે, તેમાં ફેરફાર પણ કરી શકે છે. તેને ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા ત્રણ કાળ હોતા નથી. તેને એક જ વર્તમાન કાળ લાગે છે. બધી ક્રિયા એક ક્રિયા-રૂપ જણાય છે. આ દૈવીજીવન હાલની મનુષ્યજાતિ જેટલું સમજી શકશે તેટલો જ તેને લાભ થશે પણ તે લાભથી હાલ જે મનુષ્યજાતિ છે અને ભવિષ્યમાં જે દેવજાતિ આવવાની છે તે વચ્ચે સાંકળ રૂપ એક જાતિ ઉત્પન્ન થાય એવો પ્રયત્ન બાબુજી કરી રહ્યા છે.

બાબુજી કહે છે ઘણા લોકોએ "આર્ય" વાંચી તેનો ઉપદેશ જીવનમાં ઉતારવામાં ભૂલ કરી છે. ઘણા એમ સમજ્યા છે કે "આર્ય" કહે છે કે દરેક પ્રકારનું જીવન

સ્વીકારવું. બાબુજી કહે છે તે ભૂલભરેલી સમજ છે. મેં એમ નથી કહ્યું કે દરેક જાતનું જીવન સ્વીકારવું; જે જીવન અજ્ઞાનમય હોય, તે સ્વીકારી શકાય નહી અને તેથી તે ફેરવવું જોઇએ અથવા છોડવું જોઇએ."

તેમના લેખોના અનુવાદનાં નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ થઇ ગયાં છે તેથી તે વિષે વધારે લખવાની જરૂર જણાતી નથીઃ—

૧. કારાવાસની કહાણી.
૨. અરવિંદ વિચારમાળા.
૩. અરવિંદના પત્રો.
૪. જગન્નાથજીનો રથ.
૫. યોગીક સાધન.
૬. અરવિંદ ઘોષનું વ્યાખ્યાન.
૭. અરવિંદ ઘોષકૃત ગીતા નિષ્કર્ષ.
૮. પૂર્ણયોગ ભાગ ૧.
૯. પૂર્ણયોગ ભાગ ૨.
૧૦. ઇશોપનિષદ્.
૧૧. દૈવી જીવન (તૈયાર થાય છે.)

આ પુસ્તકોમાંથી જીજ્ઞાસુઓને મદદ મળી રહેશે પણ એટલું તો સમજવું જોઇએ કે સત્સંગ, ગુરૂ, શાસ્ત્રી, વિગેરે જ્ઞાનનાં સાધન છે અને આત્માનુભવ તરફ લઈ જાય છે. પણ કાંઇક અનુભવ થયો એટલે અંતરાત્મા તરફથી જે પ્રેરણા મળે તેમાં જ દૃઢ મનથી વિશ્વાસ રાખવો જોઇએ અને તે પ્રેરણા કેવી છે તે સમજવું જોઇએ. આપણી

અંદર નવો ફેરફાર થાય અને કાંઇ નવો અનુભવ લાગે ત્યારે તે ઉપર બહુ જ ધ્યાન રાખવું જોઇએ. તે ક્ષેત્રમાં સૌએ એકલા જ વધવાનું છે તેથી તે અનુભવ બરાબર સમજાવા જોઇએ. અને જેમ બને તેમ સત્સંગ પણ એવાનો જ કરવો કે જે અભેદ બુદ્ધિવાળું સત્યપરાયણ દૈવીજીવન ગાળતા હોય.

**મોતીલાલ જેઠાલાલ મહેતા.**

મુંબાઇ, તા૦ ૪-૧૦-૨૩.



# પ્રસ્તાવના.

આ જગતમાં જન્મી જેને એવી ખાત્રી થઇ હશે કે 'જગતના સર્વ વ્યાવહારિક લાભ કરતાં સત્ય વસ્તુનું જ્ઞાન થવું, તેનો અનુભવ મળવો' તે જ પરમ લાભ છે એવા ઉત્તમ અધિકારીને આ પુસ્તક સમજવામાં કાંઇ મુશ્કેલી નડશે નહિં. પણ કોઇ જીજ્ઞાસુને કોઇ બાબત તરત ન સમજાય તો તેથી ન કંટાળતાં તે જ વિષય એકથી વધારે વાર વાંચવાથી સ્પષ્ટ થઇ જશે. શ્રી અરવિંદ ઘોષ જેવા યોગી અને રૂષિનું જ્ઞાન, તેમનો અનુભવ, એકદમ સમજાવા મુશ્કેલ છે. હજુ પણ તેમના જે લેખો "આર્ય" માં આવે છે તે એકથી વધારે વાર વાંચવાથી જ તેનું રહસ્ય કેટલું ગંભીર છે તે સમજી શકાય છે. વાર્તાનું પુસ્તક હોય તો તેની વસ્તુ ઉપર એકદમ દોડી શકાય પણ આ પુસ્તકમાં ગંભીર વસ્તુનો ગંભીર રીતે વિચાર કરવામાં આવ્યો છે. તેથી વાંચનારને કાંઇક મહેનત તો પડશે પણ જેટલી મહેનત પડશે તેથી અધિક લાભ તો જરૂર થવાનો જ કારણ કે ભગવાને શ્રીમુખે શ્રીમદ્‌ભગવત્ ગીતામાં કહ્યું છે કે સત્ય થોડું સમજાય તો પણ તે મહાન ભયમાંથી બચાવે છે.

જગત જેવું છે તેવું આપણે જાણતા નથી આપણે જેવા છીએ તેવા પણ આપણને જાણતા નથી. તો પછી ઇશ્વર જેવા છે તેવા તેને જાણવા કેટલું દુર્ઘટ હોઇ શકે? છતાં એવું અજ્ઞાન આપણામાં ક્યાંથી કેવી રીતે આવ્યું તેનો ખુલાસો શ્રી અરવિંદ ઘોષે પ્રકરણ ૫, ૬ અને ૭ માં કર્યો છે.

લેખકનું જીવન વાંચવાથી ખાત્રી થશે કે લેખકને શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન ૧૨ વર્ષ પહેલાં થયા હતાં અને ત્યાર પછી પણ ઘણી વખત થયાં છે. અને તેના તરફથી વારવાર આદેશ મળેલ છે. વળી છેલ્લાં ૧૦ વર્ષ તો તેમણે એકાંતવાસમાં પરમ તત્ત્વનો જ વિચાર કર્યો છે. તેમનાં જ્ઞાનની પરાકાષ્ટા માપવી મુશ્કેલ છે. એવા કર્મયોગી, ભક્ત અને જ્ઞાનીનો પ્રસાદ લોકનું પરમ કલ્યાણ કરી શકે તેમાં શંકા હોય જ નહિં. પણ તેમની મુખ્ય ભાષા અંગ્રેજી અને તે પણ અંગ્રેજ તત્વજ્ઞાની પણ ન લખી શકે તેવું ગંભીર અર્થવાળું હોવાથી અને કેટલાક અંગ્રેજી જાણતા સજ્જનોને પણ તે સમજવામાં મુશ્કેલી પડે છે એમ જાણવામાં આવવાથી આ અનુવાદ કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં સારા વિચાર જણાય તો તેનું માન લેખકને છે.

શ્રી અરવિંદ બાબુની ફીલસુફી યુરપમાં કાંઇક અંશે ડારવીનના મતને મળતી આવે છે અને આંઙી આપણા તૈતરિય ઉપનિષદને મળતી આવે છે. ડારવીને મનુષ્યની ઉત્પત્તિની શોધ કરી છે. જ્યારે અરવિંદે મનુષ્યની ઉત્પત્તિ ઉપરાંત, મનુષ્યની વર્તમાન સ્થિતિ શું છે અને મનુષ્યનું છેવટનુ ધ્યેય શું છે ને પણ બતાવ્યુ છે. તેમણે તે સાત તત્ત્વમાં સમાવેલ છે તે આ પ્રમાણે છે. સત્, ચિત્, આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને શરીર. આ સાત એક વસ્તુ છે. પહેલાં ત્રણ તે વસ્તુનું સ્વરૂપ છે. છેલ્લાં ત્રણ તે વસ્તુનાં રૂપ છે. વિજ્ઞાનમાં સ્વરૂપનો અને રૂપનો બન્નેનો અનુભવ રહે છે.

આ પુસ્તકમાં "વિજ્ઞાન" શબ્દ ઘણી જગ્યાએ વપરાયો છે. તેનો અર્થ જેને આપણે સાયન્સ કહીએ છીએ તે નથી, વિજ્ઞાન

એ મનની ઉપરનું તત્ત્વ છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તેને અંગ્રેજીમાં Supermind અથવા Gnosis કહે છે. Gnosis નો અર્થ આપણી ભાષામાં વિજ્ઞાનથી જ દર્શાવી શકાય છે. આજ કાલ સાયન્સને બદલે વિજ્ઞાન વપરાય છે તેથી ભૂલ ન થાય માટે આ ખુલાસો કર્યો છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વિજ્ઞાન શું છે તેનો વધારે ખુલાસો નવમા પ્રકરણમાં કરવામાં આવ્યો છે.

આ અનુવાદ શબ્દશઃ કરવો ઘણો મુશ્કેલ લાગવાથી અંગ્રેજીમાં જે ભાવ બતાવેલ છે તે ગુજરાતીમાં જે શબ્દોથી બતાવી શકાય તેને માટે પ્રયત્ન કર્યો છે. છતાં કેટલાક વિચાર અંગ્રેજીમાં જ બતાવી શકાય તો અંગ્રેજી જાણનારને વિશેષ લાભ થાય એવા હેતુથી, તે તે પ્રકરણમાં જે જે ભાવ સારા લાગ્યા તે મૂળ ભાષામાં જ પ્રકરણને મથાળે મુકયા છે.

આ અનુવાદ કરવામાં બે હેતુ હતા. (૧) શ્રી અરવિંદ ઘોષના તત્ત્વજ્ઞાન સંબંધી લેખો વાંચવાની ગુજરાતમાં રૂચિ ઉત્પન્ન થાય અને (૨) જગતમાં જે જે ક્રિયા થાય છે તેનું સ્વરૂપ સમજવામાં થતી ભૂલ દૂર થાય. હમણાં વેદાંતમાં એમ સમજાવવામાં આવે છે કે બધાં કર્મ પ્રકૃતિ કરે છે, પુરૂષ અસંગ છે. તે કાંઈ કરતો નથી, અને પુરૂષ પ્રકૃતિથી થતાં કર્મનો અભ્યાસ છોડી દે એટલે કે ક્રિયા છોડી દે તો જ પોતાના સ્વરૂપમાં રહી શકે છે. અરવિંદ બાબુ કહે છે કે જો કર્મ છોડી દેવાથી પુરૂષ પોતાના સ્વરૂપમાં રહી શકે એટલી શક્તિ પુરૂષમાં માનીએ તો ઇશ્વરની માફક પોતાની ઇચ્છા પ્રમાણે જગત ચલાવી શકે એટલી વધારે શક્તિ પુરૂષમાં છે એમ શા માટે ન માનવું ? જ્ઞાન વગરની ક્રિયા જ જડ જેવી, અજ્ઞાનમય, અનર્થકારક જણાય છે,

પણ જ્ઞાન સાથે થતી તે જ ક્રિયા ઇશ્વરનું ઐશ્વર્ય બતાવે છે, પ્રભુની પ્રભુતાનો અનુભવ આપે છે. માટે ક્રિયા મુકવાથી નહિં પણ ક્રિયા પ્રભુને શરણુ રહી તેના આદેશ પ્રમાણે કરવાથી જ પુરૂષ શુદ્ધ થાય છે, મુક્ત થાય છે સિદ્ધ થાય છે અને અંતે પુરૂષોત્તમ થાય છે.

પુરૂષનો સ્વભાવ ત્રણ પ્રકારનો થઇ શકે છે. એક, યુરોપમાં જેમ ઘણા સમજે છે તેમ જગત ફક્ત પ્રકૃતિમય છે, કુદરત સર્વ કરે છે. સર્વ જડ છે. જડમાં અમુક પ્રકારના થતા સ્થિત્યંતરથી ચેતન જેવું જણાય છે. અનેક રૂપ સત્ય છે. એક સ્વરૂપ મિથ્યા છે. આ તત્ત્વજ્ઞાની હીકલનો મત છે; બીજો, આપણા દેશમાં એક સંપ્રદાય સમજાવે છે તેમ જગત બ્રહ્મ છે, બ્રહ્મ અતિરિક્ત કોઇ નથી, સર્વ બ્રહ્મ સ્વરૂપ છે, બ્રહ્મમાં અમુક પ્રકારના થતા સ્થિત્યંતરથી જડ જેવુ જણાય છે. એક સ્વરૂપ સત્ય છે. અનેક રૂપ મિથ્યા છે. આ શંકરાચાર્યનો મત છે. બાબુ કહે છે કે હાલના માણસને, માત્ર હીકલથી કે શંકરાચાર્યથી સંતોષ થશે નહિં. બન્ને એકદેશી છે. જેમ હીકલનો ક્રિયાવાદ એકદેશી છે, તેમ શંકરાચાર્યનો જ્ઞાનવાદ પણ એકદેશી છે. બન્ને ઉપર ત્રીજો ઉત્તમ પુરૂષનો સર્વદેશી સ્વભાવ છે કે જેમાં આ બન્ને વાદ જે તત્ત્વ સમજાવે છે તેનો એક સાથે અનુભવ થાય છે. જેમ સ્વરૂપ વગરનાં રૂપ નથી તેમ રૂપ વગરનું સ્વરૂપ નથી. પણ એક જ બાજુ જોઇએ તો જેમ સ્વરૂપ વગરના (જાણે કે હોય તેવા) રૂપ દેખાય છે તેમ એક દેશી ભાવે રૂપ વગરનું સ્વરૂપ પણ અનુભવમાં આવે છે.

સત્યને અનુભવ કરવામાં જ્ઞાન અને ક્રિયા સરખાં ઉપયોગી છે. હીકલ જે તત્ત્વ સમજાવે છે તેને ગીતામાં "ક્ષર" કહે છે. શંકરાચાર્ય જે તત્ત્વ સમજાવે છે તેને ગીતામાં "અક્ષર" કહે છે. પણ ગીતા કહે છે અને અક્ષર બન્નેથી અતીત ઉત્તમ સ્વરૂપ છે કે જે પુરૂષોત્તમ કહેવાય છે. સર્વદેશી વિકાસથી પુરૂષ પૂર્ણ પુરૂષોત્તમ થઈ શકે છે આ વિષય આ પુસ્તકમાં વિવિધ પ્રકારે પ્રતિપાદન કર્યો છે.

આ પુસ્તકમાં શ્રી અરવિંદ બાબુનો ધ્યાનસ્થ સ્થિતિનો ફોટો આપ્યો છે. ઉઘાડી આંખે ધ્યાન રહી શકે તેને યોગમાં નાટક કહે છે. ઘણા માણસને પ્રભુના દર્શનની ઇચ્છા થાય છે પણ તેને કહીએ કે પાંચ મીનીટ આંખ ખુલ્લી રાખો તો તે તેનાથી બની શકતુ નથી. પાંચ મીનીટ પણ દૃષ્ટિ ધ્યેયસ્થ ન રહી શકે તો પ્રભુનાં દર્શન કેવી રીતે થઈ શકે ? તે સમજવું સહેલું છે.

ઘાટકુપર.
૧૪-૧૨-૧૯૧૯ } મોતીલાલ જેઠાલાલ મહેતા.



# અર્પણ.

ब्रह्मार्पणं ब्रह्म हवि र्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥

અર્પણ કરવાની ક્રિયા બ્રહ્મરૂપ છે, જે અર્પણ થાય છે તે બ્રહ્મ છે, જેને અર્પણ થાય છે તે બ્રહ્મ છે, જે અર્પણ કરે છે તે બ્રહ્મ છે,–એવા જ્ઞાનપૂર્વક–જે બ્રહ્મ કર્મ થાય છે તે બ્રહ્મની ક્રિયા સમાધિ છે. તે સમાધિનું ફળ પણ બ્રહ્મ સમગ્ર સ્વરૂપનો અનુભવ છે.

ગીતા. ૪૪–૨.

# અનુક્રમણિકા.

# શ્રી અરવિંદ ઘોષ.

**एकोवशी सर्व भूतान्तरात्मा एकं रूपं बहुधाय: करोति ।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेत-**
**रेषाम् ॥**

મનુષ્યજીવન અપૂર્ણ હોવાથી તેના વિકાસ માટે ધાર્મિક, સામાજીક, રાજદ્વારી અને આર્થિક પરિવર્તનો થયાં છે અને થાય છે અને તે છતાં તેની અપૂર્ણતા મટી નથી તેનું કારણ તેને હજુ મુદ્દાની વસ્તુ હાથ લાગી નથી. તે મેળવવા જે પ્રયત્નો થયા છે તેમાં કોઇ કોઇ મનુષ્ય સફળ થયા છે પણ સામાન્ય મનુષ્યના જીવનમાં હજુ પશુવૃત્તિઓ રહી છે.

આપણા દેશમાં લગભગ ત્રણ ચાર હજાર વર્ષ પહેલાં જ્યારે મનુષ્યનું મન અનેક ઉપાધિથી રહિત હતું ત્યારે મનુષ્યના હૃદયમાં જે પરમ આત્મા નિત્ય રહે છે તેની શોધ થયેલી હતી. તે શોધ જે રૂષિમુનિઓએ કરી હતી તે પોતાના અનુભવના ઉદ્ગાર બીજાના કલ્યાણ માટે ઉપનિષદ્ રૂપે આપી ગયા છે.

તે પછી વખતોવખત આ દેશના જીવનમાં ઘણાં પરિવર્તન થયાં છે અને તે દરેક વખતે વિભૂતિવાળા, ઐશ્વર્યવાળા, પુરૂષો જન્મ્યા છે અને તેમણે આંહીના મનુષ્યજીવનને ઘણો લાભ આપ્યો છે.

પણ વર્તમાનકાળમાં સાયન્સની મદદથી આ પૃથ્વીના બધા દેશોનાં જીવન એક બીજાથી એટલા સંયુક્ત થઇ ગયાં છે અને તેમની વિદ્યાકળાની અસર એક બીજા ઉપર એવી થવા લાગી છે કે હવે આંહી અસાધારણ શક્તિવાળા પુરૂષો તૈયાર થાય તો જ આંહીનુ ગૌરવ નભી શકે તેમ છે. નહિંતર બીજા દેશોની

વિદ્યાકળાની અસરથી આપણા જીવનમાં જે સારો ભાગ છે તે નાશ પામવાનો સંભવ છે. આંહી હવે એવા પુરૂષોની જરૂર છે કે જે અનેક મુશ્કેલીઓની વચ્ચે આંહીનું જીવન ઉત્તમ કરવાના નવા માર્ગ શોધી શકે અને બીજા દેશોમાં પણ આંહીની વિદ્યાકળાનું ગૌરવ વધારી શકે. પ્રભુ સર્વત્ર છે એ સત્ય સૌને અનુભવમાં આવે એવા માર્ગ જેમ આગળ આપણા રૂષિમુનિઓએ બતાવ્યા છે તેવી જ રીતે હમણા બદલાઇ ગયેલ આપણા જીવનમાં પણ પ્રભુનો સર્વત્ર અનુભવ લેઇ શકે એટલે કે ઘરમાં, કુટુંબમાં, સમાજમાં, રાજ્યના મહા-મંડલોમાં, જગતનાં પ્રજાસંઘમાં, સર્વત્ર, પ્રભુની પ્રભુતા પ્રગટ કરી શકે એવા પુરુષોની આપણે અત્યારે જરૂર છે. આ દિશામાં બંગાલે બહુ સારો હિસ્સો આપ્યો છે.

પણ આપણામાં એક મોટી ખામી એ છે કે આપણા મહા પુરૂષોમાં કેટલો પ્રભાવ છે તે આપણી બુદ્ધિથી સમજી શકતા નથી અને જ્યાં સુધી તેમની ખ્યાતિ બીજા દેશોમાં થતી નથી ત્યાં સુધી આપણે તે વિશે વિચાર પણ કરતા નથી. સ્વામી વિવેકાનંદ યુરોપ અને અમેરીકામાં પ્રસિદ્ધિ પામ્યા ત્યારે જ આપણને તેમની શક્તિની ખબર પડી. રવિન્દ્રનાથ ટાગોરની યુરોપે કદર કરી ત્યારે જ તેમનો પ્રભાવ આપણે સમજ્યા. ડા. જગદીશચંદ્ર બોઝની આશ્ચર્યકારક શોધખોળનું પણ તેમ જ બન્યું. તે જ પ્રમાણે શ્રી અરવિંદ ઘોષનુ બનવાનું છે. અરવિંદ બાબુ પોતે કહે છે તેમ તે પોતાનું આ શરીર છોડી દેશે ત્યાર પછી જ તેમના જીવનની અને તેમના લખાણની ખરી કિંમત આ દેશમાં અને પરદેશમાં અંકાશે.

એવી વસ્તુસ્થિતિમાં ભારતની આ મહાન વ્યક્તિ કોણ છે તેનો ગુજરાતને વિશેષ પરિચય કરાવવાની મને જરૂર લાગે છે.

શ્રી અરવિંદ ઘોષનું નામ ગુજરાતને તદ્દન અપરિચિત નથી કારણ કે તેમણે વડોદરામાં ના. ગાયકવાડ સરકારના પ્રાઇવેટ સેક્રેટરીને દરજ્જે અને કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ તરીકે ૧૨ વર્ષ સુધી જીવન ગાળ્યું છે. પણ તેમનું નામ વડોદરા છોડ્યા પછી જ ખાસ પ્રસિદ્ધિને પામ્યું છે.

બાબુ અરવિંદ ઘોષનો જન્મ ૧૮૭૨ ના ઓગસ્ટની ૧૫ મી તારીખે કલકતામાં થયો છે.* તેમના નાના બાબુ રાજ નારાયણ બોઝ એક ચુસ્ત સ્વદેશી હતા. અને જ્યારે આ દેશનો યુવકવર્ગ પશ્ચિમની વિદ્યાની અસરથી પોતાનું જીવન યુરોપીયન ઢબ ઉપર ઘડવાની તૈયારીમાં હતો તે વખતે બાબુ રાજનારાયણ બોઝ તેમને આપણી વિદ્યાની ઉત્કૃષ્ટતા સમજાવતા. તે વિષય ઉપર તેમણે ઘણું લખ્યુ છે અને ઘણી સંસ્થાઓ સ્થાપી છે. બંગાળીઓની શારીરિક સ્થિતિ સુધારવા પણ તેમણે પ્રયત્ન કર્યો હતો. તે જે કાંઇ કરતા હતા તેમાં સ્વદેશાભિમાન ઝળકી નિકળતું હતું. અને તે અભિમાન બાબુ અરવિંદ ઘોષને પણ વારસામાં સારા પ્રમાણમાં મળ્યું છે.

વળી રાજ નારાયણ બોઝ આપણી વિદ્યામાં આપણા વિકાસને અટકાવે એવી જે રૂઢીઓ પડી ગઇ હતી તે નાબુદ કરવા પણ ચુકતા નહિં. તેમનામાં અને અરવિંદ ઘોષના પિતા બાબુ કૃષ્ણદાસ ઘોષના સ્વભાવમાં બહુ સરખાપણું ન હોતું. બન્ને માયાળુ અને પરોપકારી હતા પણ તે સિવાય બન્નેના સ્વભાવમાં ઘણો તફાવત હતો. કૃષ્ણદાસ ઘોષ પરણ્યા ત્યારે

---

* એમ કહેવાય છે કે નેપોલિયન બોનાપાર્ટનો જન્મ પણ ૧૫ મી ઓગસ્ટે થયો હતો.

દાક્તરનો ધંધો કરતા હતા. પણ પાછળથી તે ઇન્ડિયન મેડીકલ સર્વિસ માટે ઇંગ્લાંડ ગયા હતા. તેમના સસરા તેમને વારંવાર લખતા કે યુરોપની કેળવણી મેળવવાની સાથે આપણા દેશની વિદ્યાનું અભિમાન તમારે જરા પણ ઓછું કરવું નહિ પણ તે સલાહ ફલિભૂત થઈ નહોતી. કૃષ્ણદાસ હિન્દુસ્થાન પાછા આવ્યા ત્યારે સર્વ પ્રકારે યુરોપીયન જેવા થઇને આવ્યા હતા. છતાં તેમના માયાળુપણામાં અને પરોપકારવૃત્તિમાં કોઇ જાતનો ફેર પડયો ન હોતો.

બાબુ કૃષ્ણદાસની ઇચ્છા એવી હતી કે પોતાના દીકરા પુરી ઇંગ્રેજી કેળવણી મેળવે અને તે હેતુથી તેમણે બાબુ અરવિંદ ઘોષને સેંટપોલની નિશાળમાં ભણવા માટે દાર્જીલીગ મોકલ્યા અને ત્યાર પછી ઇંગ્લાંડ મોકલ્યા. જયારે અરવિંદ ઘોષ ઇંગ્લાંડ ગયા ત્યારે તેમની ઉપર ૭ વર્ષની હતી. તેથી એ ૧૮–૧૯ વર્ષના થયા ત્યાં સુધી તેમને બંગાલી ભાષા આવડતી ન હોતી અને તે વખતે પણ માત્ર સિવિલ સર્વિસની પરિક્ષા પાસ કરવાના હેતુથી જેમ કોઈ અંગ્રેજ થોડું સંસ્કૃત અથવા હિંદુસ્થાની શીખે છે તેમ તે થોડુ બંગાળી શીખ્યા હતા. * પહેલાં અરવિંદ ઘોષે મેન્ચેસ્ટરમા થોડો વખત ખાનગી અભ્યાસ કર્યો હતો અને ત્યાર પછી લંડનમાં સેંટ પોલની નિશાળમાં અભ્યાસ કર્યો હતો.

અરવિંદના પિતાને પોતાના ધંધામાં સારી આવક હતી પણ તે વ્યવહારકુશળ ન હોવાથી મોટી રકમ દાનમાં વાપરી

* હજુ પણ તેમને સારૂં બંગાળી બોલતા આવડતુ નથી અને જયારે તે બગાળી બોલે ત્યારે મિત્રો તેમને કહે છે કે તમે બગાળી ના બોલો તો વધારે સારૂં.

નાંખતા અને ઘણી વખત પોતાના દિકરાને ઇંગ્લાંડ મોકલવા જેટલા પૈસા પણ તેમની પાસે રહેતા નહોતા તેથી અરવિંદને ઘણી ગરીબાઇ અને મુશ્કેલીથી ત્યાં રહેવુ પડતુ હતુ.

૧૮૯૦ માં ૧૮ વર્ષની ઉમરે અરવિંદ સિવિલ સર્વિસની પરિક્ષામાં બેઠા અને ભાષાના વિષયોમા પાસ થયા અને અગિયારમે નંબરે આવ્યા પણ ઘોડેસ્વાર થવાની પરિક્ષામા નાપાસ થવાથી સિવિલ સર્વિસની પરિક્ષામા નિષ્ફળ નીવડયા. કેટલાક લોકોનું કહેવુ એમ છે કે જો તે ઘોડેસ્વારની પરિક્ષામા નાપાસ ન થયા હોત તો તે સરકારી નોકરી સ્વીકારત અને દેશને ઉપયોગી થાત નહિં. પણ તે માન્યતા ભૂલભરેલી છે કારણ કે સિવિલ સર્વિસની પરિક્ષામાં નાપાસ થયા છતાં તેમને સારી નોકરી મળી હતી કે જ્યાં તેમને સારી કમાણી હતી અને ભવિષ્યમાં લાભ પણ સારો હતો. વડોદરા કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ તરીકે સારો મોભો, સારી આવક અને સારી સ્થિતિ ભોગવતા છતાં જ્યારે દેશને તેમની જરૂર પડી ત્યારે તેમણે તે સર્વ ત્યાગ કર્યું હતુ.

સિવિલ સર્વિસની પરિક્ષા વખતે તેમની સાથે એક બીચક્રોફ્ટ નામના અંગ્રેજ હતા ગ્રીક ભાષાના વિષયમાં અરવિંદ પહેલા નંબરે આવ્યા અને બીચક્રોફ્ટ બીજે નંબરે આવ્યા હતા. તે જ બીચક્રોફ્ટ ૧૮ વર્ષ પછી અલિપોરના સેશન્સ જજ થયા હતા અને તેમની આગળ કેદીના પાંજરામાં અરવિંદ ઘોષ કે જેમના હાથ કડીથી બાંધ્યા હતા તેમને રાજદ્રોહના ગુન્હા માટે જુબાની આપવા ઉભા રાખવામાં આવ્યા હતા. આ પણ વિધિનો એક ખેલ જ હતો.

સિવિલ સર્વિસની પરિક્ષા આપ્યા પછી તે કેમ્બ્રીજની કિંગ્સ કૉલેજમાં દાખલ થયા. તે વખતે તેમના પિતા ગુજરી જવાથી તેમને કૉલેજની સ્કોલરશીપ ઉપર આધાર રાખવો પડયો હતો. કિંગ્સ કૉલેજમાંથી તે ૧૮૯૨ માં ગ્રેજ્યુએટ થયા અને ક્લાસીકલ ટ્રાઈપોસમાં પહેલે નંબરે આવ્યા હતા.

અરવિંદ બાબુની કેળવણી હવે પુરી થઇ હતી. હવે તેમને સંસારમાં પડવાનું હતુ. સારા નસીબે તેમને બહુ રાહ જોવી પડી નહિં. વડોદરાના ના. ગાયકવાડ સરકાર તે વખતે ઇંગ્લાંડ આવ્યા હતા અને અરવિંદને તેમની મુલાકતનો પ્રસંગ મળ્યો અને બીજે વર્ષે તેમના પર્સનલ ઍસિસ્ટંટ તરીકે તેમણે નોકરી સ્વીકારી.

વડોદરામાં આવ્યા ત્યારે તેમની ઉમર એકવીસ વર્ષની હતી. તેમના જીવનનો મ્હોટો ભાગ ઇંગ્લાંડમાં વ્યતિત થયેલો હોવાથી કપડા પહેરવામાં, રીતભાતમાં અને બાહ્ય જીવનમાં તે બરાબર અંગ્રેજ જેવા લાગતા હતા પણ તે છતાં તેમનું હૃદય એક આર્યને શોભે તેવું જ સ્વદેશી હતું. અગ્રેજી કેળવણી અને અંગ્રેજી રીતભાત જોવાથી તેમને એક ફાયદો એ થયો હતો કે આપણી કેળવણી અને રીતભાત તેની સાથે સરખાવતાં તે હલકા પ્રકારની માલુમ પડી હતી. અંગ્રેજી વિદ્વાનો બહારનો ભભકો અને અંદરની દુર્બલતા તેમના સમજવામાં આવી હતી. યુરોપનો જડવાદ મનુષ્યજીવનને ઉત્કૃષ્ટ કરવામાં ઉપયોગી નથી તે તેમને સમજાયું હતું. વ્યષ્ટિ અને સમષ્ટિ બન્ને જીવનને યુરોપની કેળવણી લાભકારક નથી ને તેમણે જોઇ લીધું હતું. આપણી વિદ્યા સર્વને ઉપયોગી થઇ શકે તેવી તેમને લાગી હતી.

વડોદરામાં બાર વર્ષના પોતાના જીવનમાં તેમને ઘણો ઉપયોગી અનુભવ મળ્યો હતો અને તે જરૂરનો હતો કારણ કે તેમની પાછલી જીંદગીમાં તે તેમને બહુ ઉપયોગી થયો હતો. વડોદરામાં તે રાતના આઠથી સવારના ચાર સુધીનો અભ્યાસ કરતા હતા અને સવારના ચારથી અગિઆર વાગ્યા સુધીનો સમય સુવામાં ગાળતા હતા.

અરવિંદ ઘોષના વિવાહ "આસામના આસીસ્ટંટ ડીરેકટર ઑફ એગ્રીકલ્ચર એન્ડ લેન્ડ રેકર્ડ્સ" મી. ભૂપાલચંદ્ર બોઝ કે જે હાલ નોકરીથી છૂટા થયા છે તેમની મ્હોટી દીકરી મૃણાલિની સાથે ૧૯૦૧ ના એપ્રીલ માસમાં થયા હતા. અરવિંદ ઘોષે ઘણી કન્યાઓ જોયા પછી જ મૃણાલિનીને પસંદ કરી હતી. તેણે ફક્ત થોડી મીનીટ મૃણાલિનીને નીહાળી તેની સાથે પરણવાનુ નક્કી કર્યું. બંગાળી રીવાજ પ્રમાણે તેણે ઘણા પ્રશ્નો પૂછી તેની પરિક્ષા કરી નહોતી. પોતાને દરેક કામમા ગંભીર, શાંત, અને ચુપ રહેવાની ટેવ હતી અને એવી ટેવથી તે બીજા માણુસના હૃદયની પરિક્ષા કરી શકતા હતા. એમ કહેવાય છે કે તેમણે જે જે કન્યાઓ જોઇ તેમાં ઘણી સ્વરૂપવાન, બહારની વાતચિતમાં કુશળ, અને બાહ્ય ચેષ્ટામાં મૃણાલિનીથી વધે તેવી હતી અને તે કન્યાઓના માબાપો પણ તે અરવિંદને આપવા બહુ ઇંતેજાર હતા. મૃણાલિની તેના પિતાના ઘરમાં બહુ સાદી, સરળ અને ભોળી ગણાતી. જગતના પ્રપંચ તેનામાં આવ્યા નહોતા. તેનો સ્વભાવ જ જગતના વિલાસ પ્રત્યે ઉદાસીન હતો અને તેથી તેમના પિતા તેને ૧૫ વર્ષની ઉમરે પણ પરણાવવાની આનાકાની કરતા, જો કે બંગાળામાં તે ઉમર

વિવાહ માટે તે વખતે ઘણી મ્હોટી ગણાતી. અરવિંદ બાબુને મૃણાલિનીનું આકર્ષણ કેમ થયું તે તે પોતે પણ તે વખતે સ્પષ્ટ સમજતા નહોતા.

મૃણાલિનીનો જન્મ કલકત્તામાં થયો હતો તેમ જ તેનો કન્યાકાળ કલકત્તામાં ગયો હતો. તેના પિતાએ તેને અંગ્રેજી અને બંગાળી કેળવણી આપી હતી. ત્યાર પછી તેણે કલકત્તામાં બ્રહ્મોસમાજની નિશાળમાં અભ્યાસ કર્યો હતો અને તે મેટ્રીકયુલેશન ધોરણમાં ત્રીજા કલાસ સુધી વંચાર્યો હતો.

અરવિંદ બાબુ અને મૃણાલિનીનો વિવાહ હિંદુધર્મની રીતિએ એટલે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે થયો હતો, કારણ કે અરવિંદ બાબુનો તે માટે ખાસ આગ્રહ હતો. અરવિંદના મિત્રો અને તેમના સસરાના પક્ષના પણ કેટલાક માણસો કે જે ઇંગ્લાંડ જઈ આવ્યા હતા તેમને એ જ મોટી નવાઇ લાગતી હતી કે જે માણસે ૧૪ વર્ષ ઇંગ્લાંડમાં ગાળ્યા છે તેનામાં હિંદુ ધર્મનું આટલું અભિમાન કયાંથી આવ્યું અને તેને હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે જ વિવાહ કરાવવાનો આગ્રહ શાથી થયો. વળી ઇંગ્લાંડ જઈ આવ્યા હતા તેટલા માટે તેમણે વિવાહ પહેલાં પ્રાયશ્ચિત પણ કર્યું હતું. અને તેમના સસરા ઇંગ્લાંડ જઈ આવ્યા હતા તેથી મૃણાલિનીએ પણ વિવાહ વખતે પ્રાયશ્ચિત કર્યું હતુ. તેમના વિવાહ સમારંભમા હાલના લૉર્ડ સિન્હા પણ હાજર હતા કારણ કે તે ભૂપાળચંદ્ર બોઝના મિત્ર હતા.

વળી વિવાહ થયા ત્યાં સુધી પણ અરવિંદ બાબુને બંગાળી ભાષા બોલતા બરાબર આવડતું નહોતુ. તેમના ઉચ્ચાર પરદેશી

ભાષાની ઢબના હતા તેથી ઘણા માણસને હસવું આવતું અને ખાસ કરીને સ્ત્રીવર્ગમાં બહુ મશ્કરી થતી.

અરવિંદ બાબુને જો કે હિંદુધર્મનું અભિમાન હતું અને તેમનો આત્મા ધાર્મિક હતો તો પણ તેમને જે વિવાહ રીતિ પાળવાનો આગ્રહ હતો તે વિશે જરા પણ જ્ઞાન નહોતું. વિવાહ કલકત્તામાં બન્ને કુટુંબની આબરૂ પ્રમાણે સારી રીતે ઉજવાયા હતા.

વિવાહ પછી થોડા વખતમાં મૃણાલિની સાથે બાબુ વડોદરા આવ્યા.

વડોદરામાં તે ના. ગાયકવાડ સરકારની નોકરીમાં ૧૯૦૬ સુધી હતા. તેમના કુટુંબમાં તેમની પત્ની મૃણાલિની, તેમની બ્હેન સરોજીની, અને તેમનો ન્હાનો ભાઇ બીરેન્દ્રકુમાર હતા. વડોદરામાં તેમણે તેનો વખત કવિતા કરવામાં, શિક્ષણ આપવામાં, યોગના અભ્યાસમાં અને આત્મવિકાસ કરવામાં ગાળ્યો હતો. વડોદરામાં જ તેમના ભવિષ્યનાં આશ્ચર્યકારક જીવનની તૈયારીઓ થઇ હતી. તેમનામાં જન્મથી જ કવિ, તત્વજ્ઞાની અને રાજનીતિજ્ઞ પુરૂષ થવાના બી રહેલાં હતા.

મુંબઇમાં પ્રસિદ્ધ થતા "ઇંદુપ્રકાશ"માં તે વારંવાર લેખ લખતા. તે પહેલાં સારા લેખક નહોતા પણ તેમણે લખવાની ટેવ ચાલુ રાખવાથી સારા લેખક થઇ શક્યા હતા. જે કોઇ કામ તે હાથ લેતા તે દૃઢ નિશ્ચય અને ઉત્સાહથી પુરૂં કરતા. તેમની શ્રદ્ધાને કોઇ ડગાવી શકતું નહિ તેથી જ તેમનું ભવિષ્ય ઉજળું થયું છે. તેમના જીવનની સર્વ ઉપર અસર થતી. નાની બાબતોમાં પણ ઘણા માણસો તેમનો અભિપ્રાય લેતા. તે હમેશ

એકાકી અને ગંભીર થઇ વિચારતા હતા. વળી જ્યારે તે કોઈ વિષય ઉપર વિવેચન કરતા ત્યારે તે બહુ જ સરળ, સાદા, પ્રેમાળ, હસમુખા લાગતા અને સર્વને રમુજ કરાવતા. તેથી દરેકને તેમની વ્યાખ્યાનશક્તિ, અને તેમના દાખલા દલીલો આશ્ચર્ય કરે તેવા હતા. તેમનું હૃદય ઓળખવાથી જ તેમનું જ્ઞાન સમજાતું હતું. તેમનું વ્યાખ્યાન શ્રવણ કરવામાં જ સર્વને આનંદ મળતો હતો, સર્વને ઉચ્ચ ગતિ મળતી હતી, સર્વનું કલ્યાણ થતુ હતું. વળી જ્યારે તેમનામા આત્મભાવ જાગૃત થતો ત્યારે સર્વ તેમા તલ્લીન થઇ જતા હતા. પોતાનુ કહેવું સત્ય છે તેની ખાત્રી તે સામા માણસને ઘણી જ સહેલાઇથી કરી આપતા હતા. વળી તે પોતાનો મત બીજાને સ્વીકારવાની ફરજ પાડતા નહિં છતાં તેમના વિચારને સૌ માન આપતા હતા

વડોદરામાં અરવિંદ બાબુએ અનેક જગ્યા ઉપર કામ કરી અનુભવ લીધો હતો. પહેલાં ખાનગી ખાતામા, ત્યાંથી દીવાની ઑફિસમાં, પછી સ્ટેટની કૉલેજમાં પ્રોફેસર તરીકે અને થોડો વખત ના. ગાયકવાડના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. છેવટે કૉલેજમાં વાઇસ પ્રીન્સિપાલ તરીકેનો (મહિને સાડી-સાતસોના પગારથી) હોદ્દો ભોગવતા હતા. જગતની નજરે તે બહુ સારી પાયરીએ ચડ્યા હતા. કૉલેજમાં તે પોતાના વિષયો બહુ અસરકારક રીતે સમજાવતા હતા તેથી વિદ્યાર્થીઓ તેમને બહુ ચાહતા. લોકોને પણ તેમના પ્રત્યે ઘણું માન હતુ. ના. ગાયકવાડ સરકાર પણ તેમને માન આપતા અને બાબુની ઇચ્છા હોત તો વડોદરા જેવા મ્હોટા રાજ્યમાં તે મ્હોટામાં

મ્હોટે દરજ્જે પણ ચડી શકયા હોત પણ તેમના પ્રારબ્ધમાં એ પ્રકારની સુખી જીંદગી નહોતી. પરમાત્માએ તેમને માટે વધારે ઉપયોગી કામ નિર્માણ કરી રાખ્યુ હતુ તેથી તેમને વડોદરા છોડવુ પડયુ.

તે વખતે બંગાળામાં રાજકીય પ્રવૃત્તિનુ બહુ જોર થયુ હતુ. લોર્ડ કર્ઝને કલકતાનું મ્યુનિસિપલ સ્વરાજ્ય અવ્યવસ્થિત કરી દીધુ હતું. અને પંજાબ અને મુંબાઇમા અન્યાયી ધારા દાખલ કર્યાં હતા. બીજા ઘણાં કાર્યથી પણ તેણે લોકલાગણી દુખાવી હતી અને તેમાં વિશેષે બંગાળાના ભાગલાથી બંગાળી લોકો બહુ ઉશ્કેરાઇ ગયા હતા અને પોતાની લાગણી દર્શાવવા તેમણે અંગ્રેજી માલ બોયકોટ કર્યો હતો. તે એક નવો યુગ હતો. દેશના પુનરોદ્ધારનો વખત હતો નવુ જીવન ઘડવાનો તેવો સમય ઘણી વખત આ દેશમાં આવ્યો-ગયો છે. બુદ્ધ ધર્મથી લોકોમાં જે નાસ્તિક ભાવ આવ્યો હતો તે શ્રી શંકરાચાર્યે દૂર કર્યો હતો અને લોકોને આસ્તિક કર્યાં હતા. યુરોપમાં પણ સોળમા સૈકામાં લુથરના ધાર્મિક સુધારાથી નવો કાળ આવ્યો હતો. અઢારમા સૈકામાં યુરોપમાં સ્વતંત્રતા, સમભાવ અને ભ્રાતૃભાવના ઉપદેશથી બહુ અસર થઇ હતી. જપાનમાં પણ ચાળીસ વર્ષ પહેલાં એવા ફેરફાર થયા હતા. તે જ પ્રમાણે ચિન અને હિંદુસ્થાનમાં નવું જીવન ઘડવાના ઘણા પ્રસંગ આવ્યા હતા. તેમાં બંગાળાના ભાગલાયે તો ખાસ ધ્યાન ખેંચે તેવો ખળભળાટ લોકમાં જાગૃત કર્યો હતો.

બંગાળાની તે વખતની ચળવળ એ પ્રભુએ આપણું જીવન સુધારવાની એક તક આપી છે એમ અરવિંદને લાગ્યું. ૧૮૯૯

માં તેમણે ઇંદુપ્રકાશમાં ઇન્ડીઅન નેશનલ કૉંગ્રેસ ઉપર કેટલીક ટીકા લખી હતી. ૧૯૦૫માં તો પોતે જાતે જ બંગાળાની વસ્તુ-સ્થિતિ તપાસવા ગયા હતા.

આ વખતે અરવિંદ ઘોષે પોતાની પત્નીને એક પત્ર લખ્યો હતો તે ખાસ મનન કરવા યોગ્ય હોવાથી આંહીં આપ્યો છે.

૩૦ મી ઑગસ્ટ ૧૯૦૫.

પ્રિયતમા મૃણાલિની,

તમારો ૨૪ મી ઑગસ્ટનો પત્ર મળ્યો તમારા મા-બાપને હાલમાં જે દુઃખ પડ્યું છે તે સાંભળી તે દુઃખી થયો છું. પણ કયા છોકરાનું મૃત્યુ થયું છે તે તમે લખ્યું નથી. દુઃખ આવ્યે મનમાં દુઃખ થાય છે ખરૂં, પણ સંસારમાં સુખની શોધ કરતાં સુખની વચ્ચે દુઃખ તો હોય છે જ. દુઃખ હમેશાં સુખમાં જડાયલું જ રહે છે. આ નિયમ ફક્ત પુત્રકામના સંબંધે છે એમ નથી. સર્વ સાંસારિક કામનાઓનું ફક્ત એ જ સમજવું. તમારા પત્રમાં વીસ નહિ પણ દશ રૂપીઆ મોકલવાનું તમે લખ્યું છે. પંદર રૂપીઆની જરૂર છે તો પંદર મોકલીશ. આ મહિને સરોજનિએ તમારા માટે દાર્જીલિંગનું કાપડ ખરિદ્યું છે તેના રૂપીઆ મોકલ્યા છે. વધુ ત્રણ ચાર રૂપીઆ આવતા માસમાં મોકલીશ. બધા મળી વીશ મોકલીશ.

હવે જે વાત લખવા માગું તે લખું છું. તમે જાણો છો કે જેના ભાગ્ય સાથે તમારૂં ભાગ્ય જોડાયું છે તે બહુ વિચિત્ર પ્રકારનો લોક છે. આ દેશમાં આજ કાલ લોકોના જે પ્રકારના મનોભાવ, જીવનના ઉદ્દેશો, કર્મના ક્ષેત્ર હોય છે તે પ્રકારનું મારામાં કશું જ નથી. બધા વિષયમાં મારૂં જીવન,

જુદું અસાધારણ છે. સામાન્ય લોકો અસાધારણ મત, અસાધારણ ચેષ્ટા, અસાધારણ ઉચ્ચ આશા માટે જે બોલે છે તે મારા જાણવા પ્રમાણે તમને ખબર છે. આ બધા ભાવને તેઓ પાગલપણું કહે છે. જો પાગલના કર્મક્ષેત્રમાં સફળતા થઇ તો તેને પાગલ કહેતા નથી પણ પ્રતાપી મહા પુરૂષ કહે છે. પરંતુ કેટલા મનુષ્યની ચેષ્ટા સફળ થઈ છે। હજારો લોકોમાં દશ જણ અસાધારણ જણાય છે. તે દશમાં એક જણ ભાગ્યે જ સફળી થતો હશે. મ્હારા કર્મમાં સફ-ળતા તો દૂરની વાત છે પણ સંપૂર્ણ ભાવે કર્મક્ષેત્રમાં ચાલી પણ શકતો નથી અને તેથી મને પાગલ જ સમજવામાં આવશે.

પાગલની સાથે જે સ્ત્રીનું જીવન નિર્મિત થયું તે સ્ત્રીને પોતાને તો તે વાત ઘણી અમંગળ સમજવી કારણ કે સ્ત્રી જાતની બધી આશા સાંસારિક સુખ દુઃખમાં બંધાયેલી હોય છે. પાગલ પોતાની સ્ત્રીને સુખ આપી શકતો નથી. દુઃખ જ આપે છે. હિંદુધર્મના પ્રણેતાઓ આ સમજી શકયા હતા. તેઓ અસાધારણ ચરિત્ર, ચેષ્ટા અને આશાને બહુ માનથી જોતા હતા, પાગલ હોય કે મહા પુરૂષ હોય અસાધારણ સ્વભાવના લોકને તેઓ બહુ સન્માન આપતા હતા. પણ આવા જીવનમાં સ્ત્રીની જે ભયંકર દુર્દશા થાય છે તેનો ઉપાય શું કરવો? ઋષિઓએ તેને માટે ઠીક ઉપાય કર્યો છે. તેઓએ સ્ત્રી જાતને કહ્યું કે તમારે બધા મંત્રોમાં "પતિ પરમો ગુરૂ" એ જ મંત્ર પુરતો છે એમ સમજવું. સ્ત્રી પોતાના સ્વામીની સહધર્મિણી છે. સ્વામી જે કાર્ય સ્વધર્મ સમજી સ્ત્રી કરે તેને

સહાય આપે, ઉત્સાહ આપે, તેને દેવતા માને, તેના જ સુખે સુખ, તેના જ દુઃખે દુઃખ માને, એવુ ઠરાવવામાં આવ્યું છે. કાર્ય પાર પાડવું તે પુરૂષનો અધિકાર; સહાય અને ઉત્સાહ આપવાં તે સ્ત્રીનો અધિકાર છે.

હમણા બાબત એમ છે કે તમે હિન્દુધર્મનો માર્ગ લેશો કે નવી સભ્યતાના ધર્મનો માર્ગ લેશો. પાગલ સાથે વિવાહ થયા તે તમારા પૂર્વજન્મના કર્મનો દોષ છે. પોતાનું જીવન જેની સાથે ઘડાયું તેની સાથે એક સમજુતી કરવાની છે અને તે કયા પ્રકારની ? પાંચ જણાના મત પ્રમાણે તમારે પણ તેને ( તમારા સ્વામીને ) પાગલ કહી ઉડાવવો છે !

પાગલ તો પાગલપણાના રસ્તે જવાનો તે જવાનો જ. તમે એને પકડી રાખી શકશો નહિ. તમારા કરતાં તેનો સ્વભાવ બળવાન છે અને તેથી તમારે ખૂણે બેસી માત્ર રડવુ છે કે હેની (સ્વામીની) સંગે ચાલી પાગલની સાથે પાગલિની બનવું છે. જેમ અંધ રાજાની રાણી પોતાનાં બન્ને ચક્ષુને પાટા બાંધી પોતે પણ અંધ થઇ હતી તેમ.

હજાર બ્રાહ્મશાળાઓમા ભણવા છતાં તમે હિંદુ ઘરની કન્યા છો. હિંદુ પૂર્વજોનું રક્ત તમારા શરીરમાં છે. મને સંદેહ નથી કે તમે બીજો એટલે પાગલિની થવાનો જ માર્ગ અંગિકાર કરશો.

મારામાં ત્રણ પ્રકારની પાગલતા છે. પ્રથમ તો મને દઢ વિશ્વાસ છે કે ભગવાને જે ગુણ, જે પ્રતિભા, જે ઉચ્ચ શિક્ષણ, જે વિદ્યા, જે ધન મને આપ્યું છે તે સર્વ ભગવાનનું છે. જેટલું એક કુટુંબ પરિવારના ભરણ પોષણ માટે જોઇએ

તથા જેટલું ખાસ જરૂરી છે તેટલું જ ખરચવાને આપણને અધિકાર છે. તે સિવાયનું શ્રી ભગવાનને આપી દેવું એ જ યોગ્ય છે. કદાચ હું સર્વ મારા માટે, મારા સુખ અને વિલાસ માટે ખરચ કરૂં તો હું ચોર ગણાઉં હિંદુ ધર્મ કહે છે કે ભગવાન પાસેથી લઇ ભગવાનને અર્થે વાપરે નહિ તે ચોર છે.

અત્યાર સુધીના હિસાબે શ્રી ભગવાનને બે આના આપી ચૌદ આના પોતાના સુખ માટે ખરચ કરી સંસાર સુખમાં મચી રહ્યો છું તેથી મારા જીવનનો અરધો પંથ વૃથા ગયો છે કારણ કે પશુ પણ પોતાનું અને પોતાના પરિવારનું ઉદર ભરી કૃતાર્થ થાય છે.

હુ આટલા દિવસ પશુવૃત્તિ અને ચૌર્યવૃત્તિ કરતો રહ્યો છું એમ સમજું છું અને તેનો બહુ અનુતાપ થાય છે. મને મારા પોતાના ઉપર ધૃણા થાય છે પણ હવે તે પાપ બાકીના જીવન માટે છોડી દઉં છું. ભગવાનને આપવુ તેનો અર્થ એ થાય છે કે ધર્મકાર્યે વ્યય કરવો જે રૂપીઆ સરોજનિ અથવા ઉષાને આપ્યા છે તે માટે કશો અનુતાપ કરવા જેવુ નથી. પરોપકાર ધર્મથી આશ્રિતની રક્ષા કરવી તે મહા ધર્મ છે પરંતુ માત્ર ભાઇ બ્હેનને આપેથી હિસાબ ચુકી શકે તેમ નથી. સમસ્ત દેશ મ્હારે આધીન છે મ્હારા ત્રીશ કરોડ ભાઇબ્હેન આ દેશમાં ભૂખે મરે છે. ઘણા કષ્ટ અને દુઃખથી પીડાઇ જીવન પુરૂં કરે છે તેમનું હિત કરવુ જોઇએ.

શું જવાબ આપશો ? આ વિષયમાં મારી સહધર્મિણી થશો ? કેવળ સામાન્ય મનુષ્યની ઢબ પ્રમાણે ખાવું, પહેરવું ઓઢવું, જે વસ્તુની ખાસ આવશ્યક્તા હોય તેનો જ ઉપયોગ

કરી બાકીનું બધુ શ્રી ભગવાનને અર્થે આપી દેવું એ મ્હારી ઇચ્છા છે. તમે તેમાં સંમત થશો અને એવા પ્રકારનો ત્યાગ તમારાથી થઇ શકશે? ત્યારે જ મારી અભિલાષા પૂરી થઇ શકશે તમે કહો છો કે આપણી ઉન્નત્તિ થતી નથી. આ ઉન્નત્તિનો માર્ગ બતાવ્યો છે. તે ગ્રહણ કરશો?

બીજું પાગલપણું જોર કરી ઉઠે છે. તે એ છે કે મારે કોઈ પણ રીતે શ્રી ભગવાનનાં સાક્ષાત દર્શન કરવા. આજકાલનો ધર્મ વાતે વાતે ભગવાનનું નામ મ્હોઢે લેવામાં, બધાની સમક્ષ પ્રાર્થના કરવામાં છે અને તેમ કરી લોકોને બતાવવું કે અમે કેવા ધાર્મિક છીએ. આ મને પ્રિય નથી. ઈશ્વર જો હોય તો તેના અસ્તિત્વનો અનુભવ કરવા માટે, તેનો સાક્ષાત્કાર કરવા માટે કોઇને કોઈ માર્ગ હોવો જોઇએ. તે માર્ગ ગમે તેવો દુર્ગમ કાં ન હોય? હું તો તે માર્ગે જવા દૃઢ સંકલ્પ કરી બેઠો છું હિંદુધર્મ કહે છે પોતાના દેહ અને મનમાં આ માર્ગ છે. જવા માટે નિયમ બતાવ્યા છે. તે પાલન કરવા જોઇએ. તેનો આરંભ કર્યો છે. એક મહિનાના અનુભવથી ખાત્રી થઇ છે કે હિંદુ ધર્મની વાત મિથ્યા નથી. જે જે લક્ષણ બતાવ્યાં છે તે બધાં અનુભવમાં આવે છે.

અત્યારે મ્હારી ઇચ્છા તમને પે તે માર્ગે લઇ જવાની થાય છે તને કે બરાબર મ્હારી સાથે સાથે તમે ચાલી શકશો નહિ કારણ તમારામાં એવું જ્ઞાન નથી પણ મ્હારી પાછળ પાછળ આવવામાં કશી હરકત નથી. તે માર્ગે જ બધાને સિદ્ધિ મળી છે પણ તે માર્ગે ચાલવાની ઇચ્છાપર બધી વાતનો આધાર છે. કોઇ તમને પકડીને લઇ જઇ શકતુ નથી, જો તમારૂ મન હોય તો આ સંબંધી હજુ વધારે લખીશ.

ત્રીજુ પાગલપણું એ છે કે બીજા લોકો સ્વદેશને એક જડ પદાર્થ એટલે કે મેદાન, ખેતર, વન, પર્વત અને નદીઓનો સમૂહ કલ્પે છે. હું આ દેશને મા તરીકે ગણું છું, તેની ભક્તિ કરૂં છું, તેની પૂજા કરૂં છું. માની ઉપર બેસી કોઈ રાક્ષસ રક્તપાન કરે તો છોકરાં શું કરે? નિશ્ચિંત ભાવે કેમ જમાય? સ્ત્રીપુત્રની સાથે આનંદ કરવા બેસીએ કે માનો ઉદ્ધાર કરવા દોડવુ જોઈએ? મ્હારા મત પ્રમાણે આ દેશની પતીત દશાનો ઉદ્ધાર કરવાનું બળ મ્હારા પગમાં છે. શારીરિક બળ નહિ, તરવાર, બંદુકથી હું યુદ્ધ કરવા જઇ શકું તેમ નથી. પણ મારામાં જ્ઞાનનું બળ છે. ક્ષાત્રતેજ તે જ માત્ર એક તેજ નથી બ્રહ્મતેજ પણ તેજ છે અને તે તેજ જ્ઞાન ઉપર આધાર રાખી રહેલ છે. આ વિચાર નવો નથી આજકાલનો નથી. આ વિચારને લઈને હું જન્મ્યો છું.

આ ભાવ મ્હારામાં જાગૃત છે શ્રી ભગવાને આ મહાવ્રતનું સાધન કરવા મને પૃથ્વીમાં મોકલ્યો છે ચૌદ વર્ષની વચ્ચે એ બીજના અંકુર ફૂટવા લાગ્યાં હતાં. અગીઆર વર્ષની મહેનત પછી એ પક્વ, દૃઢ અને અચળ થયાં છે. તમે ન—મારીની વાત સાંભળી વિચાર કર્યો કે કોઈ ખરાબ માણસ મારા સરળ અને ભલા સ્વામીને કુમાર્ગે દોરી ગયો છે પણ તેમ નથી. ઉલટું તમારા ભલા સ્વામીએ તે લોકને અને બીજા સેંકડો લોકને તે માર્ગે-તે માર્ગ સુમાર્ગ હો કે કુમાર્ગ હો—પ્રવેશ કરાવ્યો છે અને હજુ પણ હજારો લોકને પ્રવેશ કરાવશે કાર્યસિદ્ધ મારાથી જ થશે એમ હું કહેતો નથી પરંતુ થશે તે નક્કી છે.

હવે હું પુછું છું કે તમારી આ વિષયમાં શું ઇચ્છા છે ? સ્ત્રી સ્વામીની શક્તિ છે. તો તમે ઉષાના શિષ્ય હોવાથી વિલાયતી રીતે સાહેબ પૂજા કરશો કે ઉદાસીન થઇ સ્વામીની શક્તિ ખરચી નાખશો, કે સ્વામીને સહાનુભૂતિ આપી તેનો ઉત્સાહ બમણો કરશો ? તમે કહેશો—મ્હારા જેવી સામાન્ય સ્ત્રી આવા મહત્ત્વના કાર્યમાં શું કરી શકે ? મારામાં મનોબળ નથી, બુદ્ધિ નથી. આ બધી વાતોથી ભય થાય છે પણ તેનો ઉપાય સરળ છે. ભગવાનનો આશ્રય લ્યો ઇશ્વરપ્રાપ્તિના માર્ગે એક વાર પડો તમારે જે જે ભાવ હશે તે તે તે તરત પૂર્ણ કરશે. જેણે ભગવાનનો આશ્રય લીધો છે તેનો ભય ધીરે ધીરે જતો રહે છે વળી મારા ઉપર જો તમને વિશ્વાસ રહી શકતો હોય તો દશ જણની વાત નહિ સાંભળતાં મ્હારી વાત જ સાંભળવી અને હું તમને બળ આપી શકું તેમ છું, તેથી મારૂં બળ ઓછું નહિં થતા ઉલટું વધશે. આપણે જ કહીએ છીએ કે સ્ત્રી સ્વામીની શક્તિ છે તેનો અર્થ એમ છે કે સ્વામી સ્ત્રીમાં પોતાની પ્રતિમૂર્ત્તિ દેખી તેની પાસે પોતાની મહત્ આકાંક્ષાનો પ્રતિધ્વનિ મેળવી બમણી શક્તિ પ્રાપ્ત કરે છે

હમેશ આવા ભાવમાં જ રહી શકશો ? હું સારાં સારા કપડા પહેરૂં, સારૂં ભોજન કરૂં. સારૂં જોઉં, સુખ ભોગવું, આવી મનની દશા હોય તે ઉત્તમ કહેવાતી નથી. આજકાલ આપણા દેશની સ્ત્રીઓના મનની દશા આવી છે તમે તે બધુ છોડી દ્યો, મ્હારી સંગે આવો. જગતમાં ભગવાનનું કામ કરવા આવ્યા છીએ. તે કામ કરવાનો આરંભ કરીએ.

તમારા સ્વભાવમાં એક દોષ છે. તમે બહુ જ સરળ છો. જે કોઇ કાંઇ કહે તે સાંભળો છો અને તેથી મન અસ્થિર રહે છે. બુદ્ધિવિકાસ થાય નહિ. અને કોઇ કર્મમાં એકાગ્રતા થાય નહિ. આમાં સુધારો કરવો જોઇએ, એક જણની વાત સાંભળી જ્ઞાન મેળવવું જોઇએ, એક લક્ષ્ય રાખી અચળ ચિત્તે કાર્ય સાધન કરવું જોઇએ લોકનિંદા કે તિરસ્કારને તુચ્છ ગણી ભક્તિ સ્થિર રાખવી જોઇએ. વળી એક દોષ તમારો નહિં પણ સમયનો દોષ છે. બંગાળામાં સમય એવો આવ્યો છે કે લોકો ગંભીર વાતો ગંભીરપણે સાંભળી શકતા નથી ધર્મ, પરોપકાર, મહત આકાંક્ષા, મહત ચેષ્ટા, દેશોદ્ધાર, બધી વાત હસીને ઉડાવે છે. બ્રાહ્મશાળામાં ભણેલ તમારામાં પણ આ દોષ કાંઈક છે અને અમુક પ્રમાણમાં આપણા બધામાં આ દોષ છે. દેવધરનાં લોકોમાં આશ્ચર્યની વાત થાય છે. આવું મન દૃઢ મન કહેવાય નહિં. એ કાઢી નાખવું જોઇએ. તમે તે સહજ કરી શકશો. એકવાર જરા વિચાર કરવાથી અને અભ્યાસથી અસલ સ્વભાવ પ્રાપ્ત થશે. પરોપકાર અને સ્વાર્થત્યાગમાં તમારૂં આકર્ષણ તો છે, કેવળ મનનું જોર નથી પણ તે ઇશ્વર ઉપાસનાથી મળી શકશે.

આ મારી ગુપ્ત વાત હતી. તે કોઇ પાસે કહેશો નહિં. પોતાના મનથી, ધીરજથી, આ બધી બાબતનો વિચાર કરજો. આમાં જાય તેવું કાંઇ નથી. વિચાર કરવાની બાબત છે. પ્રયત્ન કરવામાં માત્ર હમેશ અરધો કલાક ભગવાનનું ધ્યાન કરવું, તેની પ્રાર્થના કરવી, બળવાન ઇચ્છા રાખવી, મન

ક્રમેક્રમે તૈયાર થશે. ભગવાનની પાસે પ્રાર્થના કરવી કે હું સ્વામીના જીવન, ઉદ્દેશ અને ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં આડી નહિં આવું અને હમેશ સહાયભૂત થઇશ.

આટલું કરશો.

તમારો જ,
અરવિંદ.

આ કાગળમાં અરવિંદના પંદર વર્ષ પહેલાના વિચાર કેટલા ઉત્તમ હતા તે સ્પષ્ટ જણાઈ આવે છે.

૧૯૦૬માં બંગાળી લોકોએ અંગ્રેજી માલ નહિં વાપરવાની પ્રતિજ્ઞા લીધી હતી. તે વખતે વંદેમાતરમનું નામ લેવાની પણ લોકોને મનાઇ થઇ હતી. વિદ્યાર્થીઓને સભામાં જવા મનાઇ કરવામાં આવી હતી. આ પગલાં કોંગ્રેસે વખોડી કાઢયાં હતાં અને બંગાળાની બોયકોટની હિલચાલ વ્યાજબી હતી એમ કોંગ્રેસે ઠરાવ કર્યો હતો. ૧૯૦૬ ના માર્ચમાં બારીસાલમાં મળેલા પ્રોવીન્સીયલ કોન્ફરન્સ પોલિસના દબાણથી ભાંગી પડી હતી. તે કોન્ફરન્સમાં અરવિંદ હાજર હતા. તેમણે વડોદરા પાછા આવી તે બાબત ઉપર એક જાહેર ભાષણ આપ્યું હતું પણ આ વખતે તે વડોદરામાં થોડો જ વખત રોકાયા હતા. ૧૯૦૬ ના જુલાઇમાં તે કલકત્તા આવ્યા અને ત્યાર પછી ત્યાં જ રહ્યા.

તેમણે વડોદરાની નોકરીનું રાજીનામું આપ્યું અને ત્યાં સારી સ્થિતિએ ચડવાના જે લાભ હતા તે પણ તેમણે જતા કર્યા. તેમના મિત્રોએ અને તેમના સગાંઓએ આ રાજીનામાં માટે

તેમને ઘણો ઠપકો આપ્યો હતો પણ તેમણે કોઈનું કહેવું સાંભળ્યું નહિં કલકત્તામાં આવી તેમના એક જુના મિત્ર અને જમીનદાર સુબોધચંદ્ર મલીકને ત્યાં રહ્યા હતા. સુબોધચંદ્ર મલીકે તેમને સારો આવકાર આપ્યો હતો. સુબોધચંદ્ર મલીક પોતે પણ એક ચુસ્ત સ્વદેશાભિમાની પુરૂષ હતા. તેમણે નેશનલ યુનીવરસીટીને એક લાખ રૂપીઆ બક્ષીષ આપ્યા હતા અને બીજી સ્વદેશી હીલચાલોને સારી મદદ કરી હતી. આ વખતે મૃણાલિની તેમના પિતાને ઘેર રહેતાં હતાં.

આ વખતે બાબુની બંગાળામાં બહુ જ જરૂર હતી અને તેમના જેવુ કામ બીજા કોઈથી થઇ શકે તેમ નહોતું કારણ કે લોકોને સરકારી કેળવણીનો અભાવ થયો હતો તેથી ૭ મી નવેમ્બરે નેશનલ કૉલેજ સ્થાપવામાં આવી અને અરવિંદ તેના પહેલા પ્રિન્સીપાલ થયા પણ તે કૉલેજની કાઉન્સીલના મેમ્બરો સરકારની બીકથી સ્વતંત્ર રીતે કૉલેજ ચલાવી શકયા નહિ અને તેથી અરવિંદની સ્થિતિ ઘણી મુશ્કેલ થઈ પડી હતી. અને તે પોતાના મનોરથ પુરા કરી શકયા નહિ. તેમના વિચાર એટલા ઉત્તમ હતા કે જો તે અમલમાં આવી શકયા હોત તો તે આખા દેશને લાભકારી થયા હોત. સર્વ પ્રકારના મનુષ્ય-જીવનમાં સર્વ પ્રકારથી પ્રભુનો સાક્ષાત્કાર કરી પ્રભુમય જીવન કરવું તે અરવિંદનો ખાસ ઉદ્દેશ હતો.

પણ નિરાશ થયા વગર શ્રી અરવિંદ બાબુએ પોતાની પ્રવૃત્તિ બીજી દિશામાં વધારી. વન્દેમાતરમ્‌નું પત્ર કે જે બીપીનચંદ્ર પાલ ચલાવતા હતા તેમાં અરવિંદ બાબુએ લેખ લખવા શરૂ કર્યા અને ધીરે ધીરે તેના મુખ્ય લેખો લખવાનું કામ

અરવિંદના હાથમાં આવ્યું. એક નવી જોઇન્ટ સ્ટોક કંપની કરી તે પત્રને દૈનિક કર્યું. અને અરવિંદ ઘોષના લખાણથી એક દિવસમાં જ તે અતિશય લોકપ્રિય થયું અને તેનો ફેલાવો ઘણો થયો. તેમનું નિર્ભય લખાણ, તેમની શૈલી, અંગ્રેજી ભાષા ઉપર તેમનો કાબુ, તેમના ઉમદા વિચાર, તેમનું સ્વદેશાભિમાન વિગેરેથી તે પત્ર બહુ પ્રસિદ્ધ થયું. વન્દેમાતરમ્ લોકોનું જ પત્ર થયું. એટલા ટુંકા સમયમાં કોઇ પત્ર એટલું પ્રખ્યાત થયું જાણ્યું નથી.

વંદેમાતરમ્‌ના લેખો લોકોને બહુ જ પસંદ હતા, જો કે તે લેખો લખવામાં બાબુ શ્યામસુંદર ચક્રવતી કે જેમને પાછળથી સરકારે બ્રહ્મદેશમાં દેશનિકાલ કર્યા હતા તેમની મદદ હતી તો પણ લોકોને એટલું ખાત્રીપૂર્વક લાગતું હતું કે વંદેમાતરમ્‌ના આત્મા અરવિંદ બાબુ હતા. તેમાં અરવિંદના વચનનો જ પડઘો પડતો હતો. આત્મભોગ આપવાનો ઉપદેશ તે પત્રમાં આવતો તે અરવિંદનો હતો એમ લોકોનું માનવું હતું. આર્ય-વિદ્યાને દીપાવવી તે તેમની પરમ ઉત્કંઠા હતી. માતૃભૂમિને સર્વસ્વ અર્પણ કરવાનું તે નિશ્ચયપૂર્વક જાહેર કરતા હતા. ઇગ્લાં-ડમાં પ્રગટ થતું 'ટાઇમ્સ' પત્ર સ્વદેશી ચળવળની વિરૂદ્ધ હોવા છતાં પણ વંદેમાતરમ્‌ના પ્રતિભાશાળી લેખોની પ્રશંસા કરતું હતું.

વન્દેમાતરમ્‌થી અરવિંદની ખ્યાતિ બહુ વધી. તે વખતે તે બંગાળમાં એક નાયક ગણાવા લાગ્યા અને જ્યારે પોલીસે તેમના ઉપર રાજ્યદ્રોહનું તહોમત મુકયું ત્યારે લોકની તેમના પ્રત્યે લાગણી વધી અને જ્યારે તે કેસમાંથી એ છૂટ્યા ત્યારે

લોકો તેમને પૂજવા લાગ્યા હતા. તે વખતે કોર્ટના અપમાનના ગુન્હા માટે બાબુ બિપીનચંદ્ર પાલને જેલમાં નાખવામાં આવ્યા અને બ્રહ્મ માધવ ગુજરી ગયા તેથી બાબુ અરવિંદ ઘોષ બંગાળના મુખ્ય નેતા થયા. અને તે દરજ્જે તેમણે ૧૯૦૭ ની મિદનાપુરની કોન્ફરન્સમાં ભાગ લીધો હતો. તે કોન્ફરન્સમાં ઉદ્દામ અને વિનીતપક્ષ વચ્ચે મોટાં તડ પડયાં હતાં. વળી ઉદ્દામ પક્ષના મુખ્ય નેતા તરીકે શ્રી અરવિંદ ઘોષે સુરતની કોંગ્રેસમાં ભાગ લીધો હતો. સુરતની કોંગ્રેસ ભાંગી તેમાં જેમ સર્વ ઉદ્દામોનો દોષ કાઢવામાં આવ્યો હતો તેની સાથે અરવિંદનો દોષ પણ નીકળતો પણ છતાં અરવિંદના શુભ હેતુઓ માટે કોઇને કાંઇ કહેવાપણું હતું નહિં.

આ વખતથી જ અરવિંદે રાજદ્વારી વિષયોમાં ભાગ લેવા માંડયો હતો. પણ પોતાને પ્રસિદ્ધમાં આવવાનું અને લોકોના વખાણ મેળવવાનું પસંદ નહોતું. તેમને કીર્તિ મેળવવાની લાલસા ન હોતી. જાહેરભાષણમાં પહેલાં તે શરમાળ રહેતા છતાં તેમના ભાષણોની લોકો ઉપર બહુ અસર થતી હતી કારણ કે તે સત્ય અને સરળ માર્ગે સહેલાઇથી સમજાવી શકતા હતા. તે વખતે ઘણી સભાઓ ભરાતી પણ અરવિંદ જાહેર ભાષણ દેવા બહુ વખત જતા નહિં. તેમનામાં વકતૃત્વશક્તિ સારી ન હોતી, તેમનો અવાજ ધીમો હતો છતાં તેમના થોડા શબ્દો સાંભળવા પણ લોકો આગ્રહ રાખતા. જે સભામાં તે હોય ત્યાં લોકો બોલી ઉઠતા કે " અરવિંદને બોલવા દો, તેમનું ભાષણ અમારે પહેલાં સાંભળવું છે, તે જ અમારા ગુરૂ અને સારથી

છે." તેમને બધા લોક જોઇ શકતા નહિ પણ તેમના પ્રતિ સૌને આકર્ષણ થતું. વિદ્યાર્થીઓમાં તેમને બહુ માન મળતું હતું.

આ વર્ષમાં એટલે ૧૯૦૭ માં પણ શ્રી અરવિંદ ઘોષે પોતાની સ્રીને બે પત્ર લખ્યા હતા. તેમાં પણ પહેલા પત્રની માફક તેમના ઉત્તમ ઉદ્દેશો સમાયેલ હોવાથી અહીં આપવા યોગ્ય લાગે છે.

૨૩, સ્કોટ્સ લેન,

કલકત્તા.

૧૭ ફેબ્રુઆરી ૧૯૦૭.

" પ્રિય મૃણાલિની,

ઘણા દિવસથી હું પત્ર લખી શક્યો નથી. આ મારો હમેશનો અપરાધ છે. અને તે તમે તમારા પોતાના ગુણથી ક્ષમા નહિ કરો તો પછી મ્હારો શું ઉપાય રહેશે ?

જે વાત સ્વભાવગત થઇ જાય છે તે ફરતી નથી. તે સુધારતા એમ જણાય છે કે જન્મ નીકળી જશે. ૪ થી જાન્યુઆરીએ આવવા કહ્યું હતું પણ આવી શકાયું નથી. તે મારી ઇચ્છા પ્રમાણે બન્યું નહિં. જે સ્થાને ભગવાન લઇ ગયા તે સ્થાને મારે જવું પડ્યું આ વખતે હું મારા કામે ગયો ન હોતો. તેના જ કામે ગયો હતો. આ વખતે મારા મનની અવસ્થા અન્યરૂપ થઇ છે. તે વાત આ પત્રમાં પ્રગટ કરી શકીશ નહિં. તમે અહીં આવો પછી મારે જે કહેવાનું છે તે હું કહીશ. કેવળ એ જ વાત કહેવાની છે કે

હવે હું મારી ઇચ્છાને આધીન નથી. જે સ્થાને ભગવાન મને લઈ જશે ત્યાં પુતળાં પેઠે હું જઇશ; જે કરાવશે તે હું પુતળાં પેઠે કરીશ.

હાલ આ વાતનો અર્થ તમને સમજવો કઠીન થશે. પણ તમારા આવા આચારથી તમને દુઃખ ન થાય તેટલા માટે આટલું લખવુ પડ્યું છે. તમે મનમાં ધારશો કે હું તમારી ઉપેક્ષા કરી કામ કરૂં છું પણ તેમ ધારશો નહિ.

આજ સુધી મેં તમારા વિરૂદ્ધ અનેક કર્મ કર્યાં છે. તમે તેથી અસંતુષ્ટ થતાં હતાં. તે સ્વાભાવિક છે પણ હાલ હું હવે સ્વાધીન નથી. હવે પછી તમારે સમજવુ કે મારાં બધાં કામ મારી ઇચ્છા ઉપર આધાર રાખશે નહિ પણ ભગવાનના આદેશ પ્રમાણે થશે. તમે આવશો એટલે મારા કહેવાનું તાત્પર્ય બરાબર સમજાવીશ. આશા છે કે જે ભગવાને મને પોતાની કૃપાથી પ્રકાશ બતાવ્યો છે તે તમને પણ બતાવશે પણ તે તેની જ ઇચ્છાપર આધાર રાખે છે. તમે જો મારી સહધર્મિણી થવા ઇચ્છતાં હો તો આ માટે પ્રાણ જતા સુધી પ્રયત્ન કરજો, જેથી તે તમારી ઇચ્છાના બળથી તમને તે ઉત્તમ માર્ગ બતાવશે. આ પત્ર કોઇને બતાવશો નહિ કારણ જે વાત લખી છે તે અતિશય ગુપ્ત છે. તમારા સીવાય કોઇને કહી નથી. ફરી નિષેધ છે. આજ અત્યાર સુધીનો

તમારો સ્વામી.

તા. ક. ઘરસંબંધી હકીકત સરોજનીને લખી છે તેથી તે બાબત તમને જુદું લખવું આવશ્યક નથી. તેનો પત્ર વાંચીને જાણશો. ''

આ પત્રમાં અરવિંદે મૃણાલિનીને "પ્રિય" સંબોધન આપ્યું છે. પહેલા પત્રની માફક "પ્રિયતમા" લખેલ નથી. તેનું કારણ તેમને આ વખતે શ્રીહરિ પ્રિયતમ લાગ્યા હતા. વળી નીચે સહી ઉપર "આજ અત્યાર સુધીનો તમારો સ્વામી" એમ લખેલ છે તે ઉપરથી એમ જણાય છે કે તે દીવસથી તેમણે પોતાના દેહની માલીકી શ્રીહરિને અર્પણ કરી હતી.

---

"પ્રિય મૃણાલિની,*

મને પરમ દીવસે પત્ર મળ્યો હતો અને તેજ દીવસે બપોરે પ્રત્યુત્તર લખ્યો હતો. તમને તે કેમ મળ્યો નહિ તે સમજી શકાતું નથી.

મને આહી એક ક્ષણ પણ વખત નથી. લખવાનું કામ મારા ઉપર છે. કોંગ્રેસ સંબંધી કામ મારા ઉપર છે. વંદેમાતરમની ગોળ માળ મટાડવાનું દુઃખ મારા ઉપર છે તેથી બીલકુલ વખત નથી. આ સીવાય મારૂં પોતાનું પણ કામ છે તે પણ મુકી દેવાય તેમ નથી.

મારી એક વાત સાંભળશો? અત્યારે હું બહુ ચિંતામાં રહું છું, અને ચારે બાજુ ફીકરનો બોજો છે તેથી કદાચ ગાંડો બની

---

* મૃણાલિની ૧૯૧૯ ના ડીસેંબરમાં સ્વર્ગવાસી થયા છે તેમનો ફોટો રાજા રવિવર્માએ ચીતરેલ દમયંતીના જેવો લાગે છે વળી નળરાજામાં આકાશમાં ઉડવાની વિગેરે જેટલી વિદ્યાકળા હતી તેટલી અરવિંદમાં હોય તેમ લાગે છે તેમની તે વખતની સ્થિતિ જોતાં જાણે નળદમયંતીનો પુનર્જન્મ થયો હોય તેમ જણાય છે

જઈશ. આ વખતે વળી તમે અસ્થિર થશો તો મારી ચિંતા અને મુંઝવણમાં વધારો થશે. ઉત્સાહ અને સાંત્વન મને મળે તેમ લખશો તો મને ઘણી શક્તિ મળશે. પ્રફુલ્લ ચિત્તે બધી આપદા અને ભય ઓળંગી શકીશ. હું જાણું છું કે દેવઘરે એકલાં રહેતાં તમને કષ્ટ થાય છે પણ મનને દૃઢ કરવાથી અને શ્રદ્ધા રાખવાથી દુઃખ એટલું મન ઉપર જોર કરી શકે નહિં, તમારી સાથે મારા વિવાહ થયા છે તો મારા ભાગ્યમાં આ દુઃખ આવ્યા વગર રહેશે નહિં. અવાર નવાર તે હંમેશાં થશે કારણ કે હું સધારણ સંગાથી જેમ ઘર, કુટુંબ અને સ્વજન-સુખને જીવનનો મુખ્ય ઉદ્દેશ કરી શકતો નથી. આ સ્થિતિમાં મારો ધર્મ તે જ તમારો ધર્મ અને મેં નક્કી કરેલ કાર્યની સફળતામા તમે તમરૂં સુખ નહિં માનો તો તમારે બીજો ઉપાય નથી. વળી એક વાત એ છે કે જેમની સાથે તમે હાલ છો તેઓ તમારા અને મારા ગુરૂજન છે. તે કટુ વાક્ય બોલશે, અન્યાયી કથા કહેશે પણ તમે તેના ઉપર ક્રોધ કરશો નહિં તે જે બોલે છે તે તેમના મનના દ્વેષથી બોલે છે એમ ધારશો નહિં. ઘણીવાર ક્રોધ કાબુમાં ન રહેવાથી કાંઇ બોલી જવાય છે પણ તે ધરી રાખવું સારૂં નહિં. વળી જો તમે રહી જ ન શકો તો હું નરિશ બાબુને લખું. હું જ્યાં સુધી કોંગ્રેસના કામમાં આંહી છું ત્યાં સુધી તમે તમારા કાકાને ત્યાં જઇને રહેજો. હું આજ અમદનાપુર જાઉં છું. ત્યાંથી આવી અહીની બધી વ્યવસ્થા કરી સુરત જઇશ. તા. ૧૫-૧૬ મીએ ઘણું કરી જવાનું થશે. જાનેવારી ૨૭ મી તારીખે પાછો આવીશ.

તમારો—'

અધ્યાત્મમાર્ગમાં અરવિંદ બાબુનો વિકાસ તેમના વિવાહ પહેલાં જ કેટલાંક વર્ષ થયાં મહારાષ્ટ્રના એક યોગીના આશ્રયથી થયો હતો. બાબુએ ગીતા, ઉપનિષદ્ અને વેદાન્ત શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો અને તેનાઓમાંથી ખંત રાખી યોગની કેટલીક ક્રિયાઓ પણ કરી હતી. તેમને યોગમાર્ગ માટે ઘણી શ્રદ્ધા હતી. તેમને એમ લાગ્યું હતું કે મહાન કાર્ય યોગથી જ થઇ શકશે. વળી જેમ જેમ તેમનો યોગનો અનુભવ વધતો ગયો તેમ તેમ તેમનો ઉત્સાહ પણ વધતો ગયો. યોગની શરૂઆતમાં તે પ્રાણાયામ, ધ્યાન ધારણા વિગેરે કરતા અને વનસ્પતિનો ખોરાક લેતા. તેમને સાદું જ જીવન પસંદ હતું. આ પ્રમાણે અભ્યાસ અને અનુભવથી તેમની તીક્ષ્ણ અને વિશાળ બુદ્ધિને સંતોષ થયો હતો અને તેમની અનેક શંકાનું સમાધાન થયું હતું.

કેટલાક વખત પછી અરવિંદને પ્રભુનાં દર્શનની ઇચ્છા થઇ હતી. તે બાબત તેમણે તે મહારાષ્ટ્રીય યોગીને જણાવી અને તેના કહેવા પ્રમાણે યોગમાર્ગે પ્રયત્ન કરવા નિશ્ચય કર્યો. તે યોગી તેમને એક મકાનના ત્રીજા માળે એક ઓરડામાં લઇ ગયા અને કહ્યું ' આ ઓરડામાં એકાંતમાં બેસો અને મનની અંદર કોઇ પણ વિચાર આવે તો તે તરત મનમાંથી કાઢી નાંખજો. મનની અંદર એક પણ વિચાર આવે નહિ તે સ્થિતિ પહેલાં પ્રાપ્ત કરવી જોઇએ ! ' આવી રીતે દૃઢ મન રાખી, ઉત્સાહથી, અને શ્રધ્ધાના બળથી ત્રણ દિવસમાં અરવિંદ બાબુએ પોતાના મનમાંથી સર્વ વિચાર કાઢી નાંખી મન તદ્દન નિર્મળ કર્યું અને તે નિર્મળ મનમાં તેમને આત્મસાક્ષાત્કાર થયો.

જ્યારથી તેમને પ્રભુના દર્શનની ઇચ્છા થઇ હતી અને તે માટે પોતાનો યોગ શરૂ કર્યો હતો ત્યારથી તે તે જ કામ તરફ મુખ્ય લક્ષ આપતા અને બીજા બધા કામને ગૌણ ગણતા.

શરૂઆતમાં યોગમાર્ગમાં તે શાસ્ત્ર પ્રમાણે ખાવાપિવાનો અને સુવાબેસવાનો નિયમ રાખતા હતા પણ પાછળથી તેણે કોઇ મનુષ્યને ગુરૂ તરીકે સ્વીકારવા ઇચ્છા કરી નહિ કારણ કે શ્રીકૃષ્ણ પરમાત્મા પોતે જ તેના હૃદયમાં વારંવાર પ્રગટ થઇ આદેશ આપતા હતા અને તેને યોગ્ય માર્ગે દોરતા હતા માઞુએ બહારની અને અંદરની સર્વ ક્રિયા તેને સોંપી હતી તેમાં બીજો ઉપાય જ નહોતો. તેમનામાં કાળીની શક્તિ આવી હતી. જેમ તે શક્તિ તેમને ચલાવતી તેમ તે ચાલતા. તે દશામાં તેમણે તે શક્તિને આત્મ-સમર્પણ કર્યું હતું

થોડા દિવસ પછી તેમને તે યોગી સાથે અને તે યોગીના કેટલાક શિષ્યો સાથે મુંબાઇ આવવાનું થયું. મુંબાઇ આવ્યા કે તરત એક જાહેર ભાષણ આપવા લોકોએ તેમને આગ્રહ કર્યો. તે ઉપરથી તેમણે પોતાના ગુરૂ યોગીને જણાવ્યું કે મારૂં મન તમે તદ્દન શાંત કરાવેલ હોવાથી મને કાંઇ વિચાર આવતા નથી તો હું જાહેર ભાષણ શી રીતે આપી શકીશ? પણ ગુરૂએ કહ્યું "કાંઇ ચિંતા નહિ. આપણે સૌ અહીં ભાષણમાં ગયા પહેલાં પ્રાર્થના કરીશું અને ભાષણ કરતા પહેલાં પણ તમારે પ્રાર્થના કરી પછી ભાષણ શરૂ કરવું અને તે વખતે જે શબ્દો મુખમાં આવે તે જ ભાષણમાં બોલવા." તે ઉપરથી તેમણે જાહેર ભાષણ આપવાનું કહેણ સ્વીકાર્યું અને ગુરૂના ઉપદેશ પ્રમાણે ભાષણ શરૂ કર્યું. એમ કહેવાય છે કે તે ભાષણ ઘણું જ

અસરકારક થયું હતું પણ અરવિંદ બાબુ ભાષણ કરી બેસી ગયા પછી તેમણે પોતાનું મન તપાસ્યું અને તેમને જણાવ્યું કે તે મન તો પહેલાં જેવું જ શાન્ત હતું. તેમાં કાંઇ વિચાર આવ્યા જ નહોતા અને પોતે જાણે ભાષણમાં કાંઇ પણ બોલ્યા હોય ન એમ લાગ્યુ. ભાષણમાં જે કાંઇ ઉપદેશ લોકોને અપાયો તે પરમાત્માએ જ તેમના મુખદ્વારા આપ્યો હતો.

મુંબાઇ છોડી પુના, નાગપુર વિગેરે સ્થળે તેમને જવાનું થયું અને ત્યાં પણ જાહેર ભાષણો માટે લોકોના આગ્રહથી ઘણા ભાષણો આપ્યાં. અને તે બધા પણ મુંબાઇના ભાષણની માફક કાંઇ પણ પહેલે વિચાર કર્યા વગર જ આપ્યાં હતાં. પ્રભુ જ તેમના હૃદયદ્વારા લોકો સમક્ષ તે ભાષણ આપતા હતા તેમ તેમને સ્પષ્ટ લાગ્યું. એ પ્રમાણે આધ્યાત્મિક અનુભવમાં અરવિંદ બાબુ વિકાસ પામતા હતા.

આવી રીતે પોતાની મુસાફરી પુરી કરી ૧૯૦૮ માં જાન્યુઆરીમાં અરવિંદ ઘોષ કલકત્તા આવ્યા. ત્યાં બે મહિના પછી તે રાજ્યદ્રોહી કાવતરા માટે પકડાયા. અરવિંદને તે બાબતની આગળથી ખબર પડી હતી પણ પોતે નિર્દોષ હોવાથી પોતાના બચાવ માટે કાંઇ પણ પ્રયત્ન કરવાની ઇચ્છા રાખી નહિ. એમ પણ સાંભળવામાં આવ્યુ છે કે અરવિંદ તદ્દન નિર્દોષ હોવાથી તેમને પકડવા માટે જે યુરોપીયન સી. આઇ. ડીને હુકમ કરવામાં આવ્યાં હતા તેમણે રાજીનામા આપ્યાં હતાં અને અરવિંદને પકડવાની તેમણે ના પાડી હતી, આખરે તેઓ પકડાયા.

જ્યારે પોલીસ તેમને પકડી લાલબજારમાં લઈ ગયા ત્યારે થોડા વખત તેમની શ્રદ્ધા જરા ઓછી થઇ અને પોતાના હૃદયમાં રહેલ પરમાત્માને પુછ્યું "મારા માટે આ શું બને છે? મને લાગતું હતું કે મારે મારા દેશ પ્રત્યે ફરજ બજાવવાની છે અને તે બરાબર બજાવ ય ત્યાં સુધી મને તારૂં રક્ષણ મળશે." એમ વિચારમાં ત્રણ દિવસ ચાલ્યા ગયા ત્રીજે દિવસે અંદરથી અવાજ આવ્યો કે "ધીરજ રાખ અને જે બને તે જોયાં કર" લાલબજારમાંથી તેમને અલિપોરની જેલમાં લઈ જવામાં આવ્યા. અને ત્યાં પ્રભુ પોતાને શી આજ્ઞા આપે છે અને પોતાને શું કરવાનું કહે છે તેની એ રાહ જોઈ રહ્યા. ત્યાં એકાંતમાં પ્રભુએ તેમને કહ્યું કે "આત્મવિકાસ માટે અને આત્માનુભવ માટે તને એકાંતની જરૂર હોવાથી અને તારા કામમાં તને આસક્તિ હોવાથી તું છોડતો ન હોવાથી મેં તને જેલમાં એકાંત આપી છે." તે વખતે જેલમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ તેમના હાથમાં ગીતા આપી અને ગીતાનું રહસ્ય જે અર્જુનને પોતે સમજાવ્યું હતું તે તેમને સમજાવ્યું. પ્રભુએ કહ્યું "મારૂં કામ કર, સુખ દુઃખના દ્વંદ્વથી અતીત થા, ફળનો ત્યાગ કર. મારૂં હથીઆર થા, ઉત્તમ મધ્યમ, કનિષ્ટ, મિત્ર અને શત્રુ, લાભ અને અલાભ સર્વ તરફ સમભાવ રાખ, છતાં મારા કામમાં બેદરકાર થઇશ નહિં."

જેલમાં પહેલાં સૌને જુદા રાખવામાં આવ્યા હતા ત્યારબાદ થોડા વખત પછી સૌને એક ઓરડામાં ભેગા રાખ્યા હતા. એક ઓરડામાં સૌની સાથે રહેવા છતાં પોતે એકાગ્ર ચિત્તથી પોતાનો યોગનો અભ્યાસ વધારી શકતા હતા. જેલમાંથી સૌને

કોર્ટમાં લઇ જતા ત્યારે કોર્ટમાં કેસ કેવી રીતે ચાલે છે તે તરફ કોઇનું લક્ષ નહોતું. કોર્ટમાં પણ પકડાયેલા બધા તહોમતદારો યોગનો અભ્યાસ કરતા હતા. એક વખત જ્યારે અરવિંદ બાબુની જુબાની લેવાની સમય થયો ત્યારે તેમના હૃદયમાં અવાજ થયો કે હવે થોડો સમય કેસ તરફ ધ્યાન રાખ. તે ઉપરથી થોડા વખત જ તેમણે કેસ તરફ ધ્યાન આપ્યું હતું.

જ્યારે નીચલી કોર્ટમાં કેસ શરૂ થયો ત્યારે પ્રભુએ તેમને કહ્યું કે 'જ્યારે તને જેલમા લઇ ગયા ત્યારે તારી દહન ઓછી થઇ નહોતી અને તે મારૂં શરણ માગ્યું ન હતું તો હવે મેજીસ્ટ્રેટ સામે જો, તારા વકીલ તરફ જો.' તેમણે જોયું તો તો મેજીસ્ટ્રેટ નહોતા, તે વાસુદેવ હતા. સાક્ષાત નારાયણ જ ન્યાયાસનપર બેઠા હતા. વકીલ તરફ જોયું તો તેને જણાયું તેમના સુહૃદ અને મિત્ર, સાક્ષાત્ શ્રી કૃષ્ણ હતા. પ્રભુએ તે વખતે તેમના હૃદયમાં કહ્યું: "હું સર્વમાં છું અને સર્વ ક્રિયા ચલાવું છું. હું તારૂં રક્ષણ કરૂં છું. તું બીક રાખ નહિં તારો કેસ મને સોંપી દે."

ત્યાર પછી જ્યારે કેસ વડી કોર્ટમાં ચાલવો શરૂ થયો ત્યારે પોતાની સામે કેટલાંક ગેરવ્યાજબી તહોમત હતાં તેની સામે પોતાના વકીલને આપવા માટે તે કેટલીક સૂચના લખવા બેઠા પણ તેટલામાં તેમને વકીલ ફેરવવો પડયો અને તેમના પરમ મિત્ર સી. આર. દાસ બૅરિસ્ટર તેમનો બચાવ કરવા ઉભા રહ્યા તેમને જોઇ અરવિંદને ઘણો સંતોષ થયો પણ છતાં જે લખવાનું હતું તે લખવા બેઠા. પણ તેટલામાં અંતરાત્મામાં અવાજ આવ્યો કે "આ માણસ તને બચાવશે, તારે કાંઇ લખવાની

જરૂર નથી. હું તેને ઘટતી સૂચના આપીશ." તે દીવસથી તેમણે પોતાના વકીલ સી. આર. દાસને કાંઇ પણ સૂચના આપી નહિં. એ પ્રમાણે વારંવાર પ્રભુ તેમને હીંમત આપતા હતા.

જેલની અંદર જેલરોએ જેલ સુપ્રીન્ટેન્ડન્ટ જે એક અંગ્રેજ હતા તેને કહ્યું કે આ માણુસને સવાર સાંજ બે વખત અરધો કલાક બહાર ફરવાથી છૂટ આપો તો સારૂં. તે ઉપરથી તેમને બહાર ફરવાની છૂટ મળી હતી. જ્યારે તે બહાર ફરવા ગયા અને પોતાના કેદખાના તરફ નજર કરી જોયુ ત્યારે તેમને લાગ્યું કે તે કેદખાનું નહોતું પણ સર્વ વાસુદેવમય હતું. જેલની સામેનાં ઝાડ, જેલના સળીઆ, જેલનો પોલીસ, જેલનાં કપડાં સર્વમાં તેમણે પ્રભુને દીઠા. તેમને જેલના બીજા કેદી તરફ નજર કરી તો જણાયું કે તે ચોર, લુંટારા નહોતા, તે પણ વાસુદેવ નારાયણના સ્વરૂપ હતા.

કેસ ચાલતા સમયમાં એક સાક્ષીનું કોર્ટમાં ખુન થવાથી બધા તહોમતદારને જેલમાં પાછા છૂટા છૂટા રાખવામાં આવ્યા. તે વખતે અરવિંદને પોતાનો યોગ વધારવાનો ઘણો વખત મળ્યો. એક વખત તેમણે દશ દિવસ સુધી કાંઇપણ ખાધા પીધા વગર એકાગ્ર મનથી પ્રભુનું સ્મરણ કર્યા કર્યું હતું અને દશ દિવસમાં ફક્ત ત્રણ રાત્રે જરા ઉંઘ લીધી હતી સાત રાત તો ઉંઘ પણ લીધી નહોતી. તે સમયે પ્રભુએ તેમને અનેક ચમત્કારો બતાવ્યા હતા. દેવ, દેવીઓ, અપ્સરાઓ, દેવલોક વિગેરે જોવાની અનેક પ્રકારની સિદ્ધિઓ તેમનામાં સહજ આવવા લાગી. કેટલીક વખત જેલમાં તે જમીનથી એક હાથ અદ્ધર

બેસતા હતા. સામાન્ય મનુષ્ય તેમાં ફસાયા વગર રહે પણ નહિં. પણ અરવિંદનું મન દૃઢ હતુ અને તેમને સર્વ સિદ્ધિઓ મળ્યા છતાં સર્વથી અતીત થઇ રહી શકતા હતા.

સાયન્સથી પણ જે શકિતઓ જોઇ શકાતી નથી તેવી અનેક શક્તિઓનો તેમને અનુભવ થવા લાગ્યો અને સનાતન ધર્મનું ખરૂ રહસ્ય સમજવામાં આવ્યુ.

વડોદરામા જ્યારે તેમણે પોતાનો અભ્યાસ શરૂ કર્યો હતો ત્યારે તેમને ઇશ્વર છે કે નહિં તે વિશે પણ શકા હતી, પણ વેદના રહસ્યે અને ગીતાના ઉપદેશે તેમના ઉપર ઘણી અસર કરી હતી તેથી તેમને લાગ્યુ કે વેદાન્તને આધારે યોગાભ્યાસ કરવાથી લાભ થવાનો સંભવ છે. તે વખતે તે પ્રભુને કહેતા હતા કે, "જો તું હો અને મારૂ હૃદય જાણુતો હો, તો જાણજે કે મારે મારે માટે મુકિત જોઇતી નથી. બીજા જે માગે છે તે હુ માગતો નથી. હું ફકત મારા દેશનો ઉદ્ધાર કરવાનું બળ માગું છું. જે દેશને હું ચાહું છું તેને હું મારૂં જીવન અર્પણ કરવા માગું છું અને તેનું ભલુ કરવા મને જોઇતી શક્તિ આપ." યોગનો અભ્યાસ તેમણે ઘણી વખત કર્યો હતો પણ જેવી અનુકૂળતા તેમણે જેલમાં મળી તેવી બીજી જગ્યાએ મળી નહોતી. જેલમાં તેમણે પ્રભુને કહ્યું "મને તારો આદેશ આપ, શું કરવું, કેમ કરવુ તે મને ખબર નથી. મને તારો સંદેશ આપ" તેના જવાબમા પ્રભુએ બે સંદેશા આપ્યા. એક તો એ કહ્યું કે "મેં તને જે કામ સોપ્યું છે તે આ દેશનો ઉદ્ધાર કરવાનું છે. થોડા વખતમા તું જેલમાંથી છૂટીશ કારણ કે મારે તને જેલમાં રાખવો નથી." બીજો સંદેશ એ આપ્યો કે તને હિંદુ ધર્મનું

રહસ્ય મારે સમજાવવું હતુ તેથી તને આ એકાંત આપી છે. તે જ સનાતન ધર્મ મારે જગતમાં પ્રસરાવવો છે. તે જ ધર્મ મેં આગળના રૂષિમુનિઓદ્વારા, સાધુદ્વારા, અવતારદ્વારા ફેલાવ્યો છે. બીજા દેશોને આ ધર્મ સમજાવવા માટે હિંદનો ઉદ્ધાર કરવાનો છે. હિંદે પોતે પોતાને માટે સ્વાર્થીજીવન હજી સુધી ગાળ્યું નથી. હિંદ જગતના કલ્યાણ માટે જ જીવ્યું છે અને જીવે છે અને જગતનું કલ્યાણ કરવાથી જ તેની મોટાઇ વધશે.''

એ પ્રમાણે જેલમાં અનેક વખત પ્રભુની આજ્ઞાઓથી પોતાનું જીવન ઉત્તમ કર્યું. બાર મહિના પછી એસેસરોએ અને ન્યાયાધીશે તેમને નિર્દોષ ઠરાવી છોડી મુકયા.

જગતમા મનુષ્યજીવનનો ખાસ હેતુ શું છે તે જણાવવા માટે તે કહેતા કે મનુષ્ય પ્રભુને ઓળખી, તેનો બાહ્ય જીવનમાં અનુભવ કરે અને આ અનુભવ ત્યારે જ પુરો થાય કે જ્યારે મનુષ્યરૂપે, કુટુંબરૂપે, સમાજરૂપે અને જગતરૂપે તેની પ્રભુતાથી પૂર્ણ થઇ શકે.

અને આટલો વિકાસ થવા માટે તે કહેતા કે આપણે વેપારમાં, ઉદ્યોગમા, કેળવણીમાં, કાયદામા, રાજ્યતંત્રમાં સર્વ પ્રકારના મનુષ્ય જીવનમાં સ્વતંત્ર—સ્વદેશી થવુ જોઇએ.

તેનું સ્વદેશાભિમાન બહુ ઉગ્ર છે પણ એવા સ્વદેશાભિમાની પુરૂષનો માર્ગ સરળ હોતો નથી અને આગળ જણાવ્યા પ્રમાણે બાર મહિના જેલમાં રહેવું પડયું હતુ. જેલમાંથી છૂટયા પછી અરવિંદ પોતાના કાકા કૃષ્ણકુમાર મિત્રને ઘેર આવ્યા અને થોડા વખત પછી ઘણે સ્થળે જઇ જાહેર ભાષણો આપ્યાં. તે

વખતે લોકોનો તેમનો ઉપર ઘણો પ્રેમ વધ્યો હતો. કેટલાએક લોક એટલે સુધી કહેતા કે તેમના વિચાર બહુ આગળ પડતા છે પણ પોતાના દેશને માટે તેમને જે ઉત્તમ ઉદ્દેશો રાખ્યા હતા તે વિશે કોઈને શંકા નહોતી.

૧૯૦૯ માં હાવરાની પીપલ્સ એસોસીએશનની એક સભા વખતે તેમણે પોતાના ભાષણમાં કહ્યું હતું કે,

"પ્રભુનો જગતમાં અનુભવ કરો, તમારા ભાઈમાં, મનુષ્ય સમાજમાં અનુભવ કરો; આ સત્યને આશ્રયે જ જગતમા મનુષ્ય ઉતમ થઇ શકે છે. આ જ આપણા દેશનો મહા મંત્ર છે, અને આ મંત્રના બળથી જ આપણો દેશ જાગશે. તેઓ ગમે તેવા કાયદા કરે પણ આ મંત્રથી જ આપણો ઉદ્ધાર થશે, આ મંત્રના બળથી જ આ દેશ જીવતો રહેશે કારણ કે પ્રભુનો આદેશ આ દેશને મળી ચુકયો છે. સંપ રાખો, મુકત થાઓ. એક થાઓ, પ્રભુ થાઓ."

તેમના ભાષણોથી લોકો ઉપર જાદુઈ અસર થતી હતી અને તેને પરિણામે તેમના ઉપર બીજું સંકટ આવે તેવો સંભવ હતો. જેલમાંથી નિકળ્યા પછી તરત જ તેમણે એક અંગ્રેજી અઠવાડીક 'કર્મયોગિન્' નામનું અને એક બંગાળી અઠવાડીક 'ધર્મ' નામનું એમ બે પત્ર શરૂ કર્યાં હતાં બન્ને પત્રને લોકોએ સારો આવકાર આપ્યો હતો પણ સરકારની ધમકી ચાલુ રહી. તે વખતે તે માત્ર પ્રભુના આદેશથી જે કામ કરવાનું હતું તે જ કરતા અને જે ન કરવાનું તે ન કરતા. તેમને કોઇની બીક નહોતી. જેમ પ્રભુ તેમને કહેતા તેમ તે કરતા. ૧૯૧૦ની

શરૂઆતમાં એવી અફવા ફેલાઇ કે અરવિંદને તેમના 'કર્મયોગિન્' માં આવતા લખાણો માટે સરકાર પકડશે પણ તેમણે પ્રભુને પોતાના હૃદયમાં બરાબર સ્થિર કર્યા હોવાથી તે બાબતની તેમને આગળથી ખબર પડી હતી તેથી તે કલકત્તાથી ચંદ્રનગર (ફ્રેન્ચની સત્તા નીચેનું હિંદુસ્તાનમાંનું ફ્રેંચ લોકનું પાટનગર) ગયા અને ચંદ્રનગરથી પ્રભુની આજ્ઞા પ્રમાણે એક મહિનામાં કલકત્તા આવી ત્યાં બારામાં પડેલી એક ફ્રેંચ સ્ટીમર પોંડીચેરી જતી હતી તેમાં જઇ તેના કપ્તાનને પોતાની પાસે જે જુજ રકમ હતી તે આપી કહ્યું કે મારે પોંડીચેરી જવું છે. તે સ્ટીમરનાં કપ્તાનને તેમના ઉપર દયા આવી અને તેમને પોતાની સ્ટીમરમા પોંડીચેરી પહોચાડ્યા આમ અરવિંદ ૧૯૧૦ માં પોંડીચેરી ગયા છે અને હજુ સુધી ત્યાં જ છે. તે પોંડીચેરી ગયા ત્યારે તેમણે કોઇ માણસને ખબર આપ્યા ન હોતા અને ભગવાન બુદ્ધની માફક પોતાની સ્ત્રી મૃણાલિનીને પણ તે વિશે કાંઇ ખબર આપ્યા વગર ચાલી નિકળ્યા હતા.

પોંડીચેરી તે તત્ત્વચિંતનમાં અને યોગાભ્યાસમાં પોતાનું જીવન ગાળે છે. પોંડીચેરીમાં ગયા પછી પણ થોડો વખત તેમને પહેલા સંકલ્પ વિકલ્પ થતા હતા કે રાજદ્વારી જીવનથી કે ધાર્મિક જીવનથી કઇ રીતે હું દેશનું કલ્યાણ કરી શકીશ છતાં! ઇશ્વરની આજ્ઞાથી પોતાનો જીવનક્રમ નક્કી કર્યો કે જે પ્રમાણે તે હાલ વર્તે છે. પોંડીચેરીમાં એક ફ્રેંચ તત્ત્વજ્ઞાનની પૉલ રીચર્ડની સલાહથી તેમણે અંગ્રેજીમાં "આર્ય" નામનું તત્ત્વજ્ઞાનના વિષયો ચર્ચતું એક માસિક પત્ર ૧૯૧૪ ની ૧૫ મી ઑગસ્ટે એટલે પોતાની ૪૨ મી જન્મતિથિથી પ્રસિદ્ધ કરવુ શરૂ કર્યું છે.

"આર્ય" ના અધિપતિ શ્રી અરવિંદ ઘોષ, પૉલ રીચર્ડ અને તેની સ્ત્રી મીર રીચર્ડ છે. "આર્ય" માં દર મહિને ૬૪ પાનાનું લખાણુ આવે છે. તેમાં લગભગ ૬૦ પાના અરવિંદ બાબુ પોતે લખે છે. તેમના લેખો એવા ઉત્તમ આવે છે કે જેને તે બરાબર સમજાય છે તેને ખાત્રીપૂર્વક લાગે જ કે લખનાર કોઇ અવતારી પુરૂષ છે. ભવિષ્યમાં અરવિંદની ફિલસુફી આપણી કૉલેજોનાં અભ્યાસક્રમમાં ચાલુ કરવામાં આવે તો તેમાં નવાઇ નથી એટલું જ નહિં પણ બીજા સુધરેલા દેશો અમેરીકા, યુરોપ જપાન વિગેરેની કૉલેજોના અભ્યાસક્રમમાં પણ દાખલ થાય તેવો સંભવ છે. કેટલાક વિદ્વાનો એવો અભિપ્રાય આપે છે કે અરવિંદ ઘોષે આત્મવિદ્યા ઉપર જેટલો વિચાર કર્યો છે તેટલો ભાગ્યે જ કોઇએ કર્યો હશે. આ પુસ્તકના વિષયો આર્યમાંથી જ પસંદ કરવામા આવ્યા છે.

"આર્ય" મા આવતા ઉત્તમ લેખોને લઇને મને એમ લાગે છે કે જેમ તેનો ફેલાવો વધારે થાય તેમ સારૂં. એ "માસિક" કોઈ લાયબ્રેરીને ભેટ તરીકે મોકલે તો પણ લોકનું પરમ કલ્યાણ થાય તેમ છે.

જેમ રાજદ્વારી બાબતમા તેમના વિચારો બહુ આગળ પડના હતા તેમ ધાર્મિક બાબતમાં પણ તેમના વિચાર મનુષ્યને તેમની પરાકાષ્ટા સ્થિતિ બતાવે છે. અરવિંદ કહે છે કે આપણે સારૂપ્ય, સાયુજ્ય, સામિપ્ય, સાલોક્ય અને સાધર્મ્ય એવી સર્વ પ્રકારની મુક્તિ સાથે મેળવી પ્રભુના જેવા (સાદૃશ્ય) બનવું જોઇએ. આત્મજ્ઞાનથી સ્વરાટ્ થવું અને આત્મશક્તિથી સમ્રાટ્ થવું જોઇએ. વળી પ્રભુ જેમ લોકકલ્યાણે માટે અવતાર લે છે

તેમ અવતાર લઇ શકીએ તો જ આપણે પ્રભુતા પ્રાપ્ત કરી કહેવાય. કારણ કે પ્રભુ એટલા બધા મુક્ત છે કે તે પોતાની મુક્ત દશાથી પણ બંધાતા નથી. બાબુ કહે છે બધા જીવ મારા જ રૂપ છે તેથી બધાની મુક્તિ ન થાય ત્યાં સુધી મારી મુક્તિ થઇ છે એમ હું માનતો નથી.

વિલિયમ આર્ચર નામના એક અંગ્રેજે આપણા દેશના રીત, રીવાજ, ધર્મ, જ્ઞાન, વિદ્યા વિગેરેનો અભ્યાસ કરી " India and Future " (હિંદુસ્તાન અને ભવિષ્યકાળ) આ નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં તે એવો અભિપ્રાય દર્શાવે છે કે હિંદુસ્તાનના વતની જંગલી છે, તેનો સુધારો પણ જંગલી છે. તેની વિદ્યા વહેમી છે. રીત રીવાજ કઢંગા છે અને પુરૂષાર્થમાં વિઘ્નકર્તા છે. અને જ્યાં સુધી તે યુરોપની ઢબ પ્રમાણે કેળવણી લઇ યુરોપની વિદ્યાના સંસ્કાર પ્રમાણે જીવન નહિં સુધારે ત્યાં-સુધી તેને જગતમાં સુધરેલા દેશ તરીકે સ્થાન મળી શકે તેમ નથી. એવા તેના અભિપ્રાય સામે કલકત્તાના હાલના બાહોશ જજ સર જોન વુડરોફ કે જેમણે આપણા તંત્રશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરેલ છે તેમણે પોતાના પુસ્તક " Is India Civilised" (શું હિંદુસ્તાન સુધરેલું છે?) માં આપ્યા છે તે ખાસ જોવા જેવો છે. બીજો જવાબ લાલા લજપતરાયે મોડર્ન રીવ્યુમાં આપ્યો છે અને ત્રીજો જવાબ જે સૌથો ઉત્તમ છે તે અરવિંદ ઘોષ પોતાના આર્યમાં કેટલાક મહિના થયાં આપે છે. તે જાહેરજીવન ઉત્તમ કરવાની જિજ્ઞાસાવાળા સજ્જનોને ખાસ મનન કરવા લાયક છે. તેમાં બાબુ સચોટ ખાત્રી કરી આપે છે કે આપણે બીજા દેશોના ગુરૂ થઇ શકીએ

તેવી વિદ્યા-કળા આપણા દેશમાં છે. પણ બીજા દેશોના સંસર્ગદોષથી આપણે આપણા જીવનમાં પ્રભુને જોવાનું ભૂલી જવાથી પ્રભુએ પણ આપણને આપણા જીવનમાં મદદ આપવી છોડી દીધી છે.

બાબુ કહે કે યુરોપના સુધારાની અસર આપણા ઉપર એવી થઈ છે કે આપણે આપણું જે સારૂં હતું તે વીસરી ગયા અને રાજકીય સુધારા કરવામાં પણ યુરોપના જેવું અથવા ડોમીનીયન જેવુ અથવા અમેરીકા જેવુ અથવા જપાન જેવું રાજ્યબંધારણ માગીએ છીએ, કે જે બંધારણમાં આત્મવિકાસને જગ્યા નથી. અરવિંદ કહે છે કે તેમણે યુરોપના ઘણા દેશોનું જીવન જોયુ તો તે ઘણી રીતે પરતંત્ર લાગ્યું. ત્યાં લોકો ઉપર એટલા બધા કાયદા છે, લોકોને રાજકારી, સામાજિક, અને આર્થિક વિગેરે પ્રશ્નોની બાબતોમાં એટલા પ્રકારના બંધન છે કે તેઓ સ્વતંત્ર જીવન ભોગવે એમ કહી શકાતું નથી.

" આપણું સર્વ પ્રકારનું જીવન એવી રીતે ગોઠવવું જોઈએ કે જેથી દરેક મનુષ્ય પોતાના હૃદયની અંદર રહેલ એક પરમાત્માને ઓળખે, તેને પોતાનો કરે, તેનો આનંદ સ્વતંત્ર રીતે લઈ શકે અને પોતાના દૃષ્ટાંતથી તે આનંદ બીજાને આપી શકે. આવું જીવન કરવા તરફ જ હિંદનું લક્ષ્ય હતુ અને ભવિષ્યને માટે રહેવું જોઈએ.

આત્મનિર્ણય (self determination) માટે જે અવાજ વર્તમાનકાળમાં નીકળે છે તે વિષે અરવિંદ લખે છે કે " આત્મનિર્ણયનો ખરો અર્થ એ છે કે સૌ મનુષ્યપ્રાણીમાં, પુરૂષ, સ્ત્રી, બાળક, તેમ જ તેઓના બનેલા સમાજમાં, વિકાસ પામેલ,

અથવા વિકાસ પામતા, નાના કે મોટા સૌમાં એક આત્મા છે, એક જીવ છે કે જેને પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે પોતાને અનુકૂળ પડે તેવું જીવન ગાળવાનો અને તે જીવન, પરમાત્માને આનંદ લેવાનું સ્થાન બને તેવું કરવાનો હક્ક છે. આ સ્વધર્મ બીજા સર્વ ધર્મથી વધારે ઉપયોગી છે. તે માટે ગમે તે તંત્ર ગોઠવવામાં આવે, ગમે તે ઉપાય, ગમે તે સુધારા, ગમે તે કાયદા, ધારા, ધોરણ વિગેરે કરવામાં આવે પણ તે સર્વ આ સ્વધર્મ પ્રમાણે આત્મનિર્ણય કરવામાં આડે આવે તેવા થવા જોઇએ નહિં. ”

“ હિંદુસ્થાન સ્વધર્મથી જ પોતાનું અને જગતનું કલ્યાણ કરી શકશે. સ્વધર્મ એટલે જેટલું બહારથી મળે તેટલું બધું તજી દેવું એમ નહિં, પણ તેમાંથી જેટલું આપણા આત્મવિકાસમાં અડચણ ન કરે તેટલું સ્વીકારવું. આપણી જુની રૂઢીઓ જે આપણા આત્મવિકાસમાં ઘણે પ્રકારે નડે છે તે ફેરવવી જોઇએ. જે સમાજનું બંધારણ એવું હોય કે જેથી આપણા બંધુઓ કાયમને માટે હલકી દશામાં રહે તે બંધારણ ધિક્કારને પાત્ર છે. બીજાનું જે સારૂં હોય તે ગ્રહણ કરવું તેનો અર્થ હું એમ કરૂં છું કે યુરોપમાંથી જે આપણને સારૂં મળે તે ત્યાં જેવું હોય તેવું સ્વીકારવું નહિં પણ તેનો શું ઉપયોગ છે, તે આપણા જીવનમાં, આપણા આત્મવિકાસમાં કામ આવી શકે તેમ છે કે નહિં અને આવી શકે તો કેવી રીતે, કયા રૂપમાં, કયા વિચારથી, કેવા બંધારણથી વિગેરે નક્કી કરી આપણું જીવન સુધારવું જોઇએ. ”

ઇશ્વરકૃપાથી મને એક વખત તેમના દર્શનનો લાભ મળ્યો હતો અને આધ્યાત્મિક વિષય ઉપર તેમની સાથે ચાર કલાક

અંગ્રેજીમાં વાતચિત થઇ હતી. તેમાંની કેટલીક આંહી આપવી ચોગ્ય લાગે છે.

પ્રશ્ન—આ જગતમાં અજ્ઞાનને શું ઉપયોગ છે તે સ્પષ્ટ જાણવાની ઇચ્છા છે.

ઉત્તર—ફકત ક્રિયામાં બહિર્મુખ થતુ મન જ આત્મસ્વરૂપને ભૂલે છે. તે વખતે પણ અંદરનુ ખરૂં મન તો સર્વ જાણે છે. પણ આ પ્રશ્ન મનુષ્યદૃષ્ટિથી પુછાય છે કે જે દૃષ્ટિ અપૂર્ણ છે. અજ્ઞાન ક્રિયારૂપ છે અને તેને ઉપયોગ મનથી ઉપર વિજ્ઞાનમાં જઇએ ત્યારે જ ખબર પડે છે, અજ્ઞાન ફકત ચિત્તની એકાગ્રતાથી આવે છે. જેમ જગતના વ્યવહારમાં એકાગ્ર થઈ રહેવાથી આપણને જગતના ચલાવનાર પ્રભુના સ્વરૂપનું અજ્ઞાન રહે છે તેમ જગતને ચલાવનાર પ્રભુના અવ્યકત સ્વરૂપમાં જ એકાગ્ર થઇ રહેવાથી પ્રભુનું વ્યકતરૂપ જે જગત છે તેનું અજ્ઞાન રહે છે.

પ્રશ્ન—વિજ્ઞાનમાં સ્થિર કેમ થવાય ?

ઉત્તર—તે મુશ્કેલ છે. તેમાં ત્રણ સ્થિતિ એક પછી એક એમ પ્રાપ્ત થાય છે. પહેલાં મન શુદ્ધ કર્યા પછી વિજ્ઞાનનાં કિરણ અનુભવમાં આવે છે. બીજી સ્થિતિમાં તે કિરણને વ્યૂહ કરી તેને બરાબર ગોઠવવા પડે છે અને તે બરાબર ગોઠવાયા પછી તેને અનુભવ પકવ થયે ચૈતન્ય મળતાં મળતાં ચિદ્‌ઘન થવાય છે. જેમ તેજ સર્વત્ર છે છતાં સૂર્યમાં એકઠું થઇ આકાશ, વાયુ અને પૃથ્વીમાં કિરણ રૂપે વ્યાપે છે તેમ પ્રભુની શકિત સર્વત્ર છે છતાં વિજ્ઞાનમાં એકઠી થઈ મન પ્રાણ અને શરીર રૂપે વ્યાપી જાય છે. તેથી પહેલાં મનને શાંત કરવું

જોઇએ અને બુદ્ધિ ઉપર અવિશ્વાસ લાવવો જોઇએ. કારણ કે તે રજોગુણી પ્રાણની અસર નીચે રહે છે. જ્યાંસુધી જ્ઞાન અનુભવાત્મક ન થાય ત્યાં સુધી જ્ઞાનનો ઉપયોગ નથી. વાસ્પ નામના એક જાતના જીવડા થાય છે. તે બીજા કરોડવાળા જીવડાને ખાઈ જીવે છે અને તેને મારવા માટે તેની કરોડમાં અમુક પાંચ, છ જગ્યાએ ડંખ મારે તો જ તે મરે છે. તેમ કરવા માટે કરોડવાળા જીવડાના શરીરના દરેક ભાગનુ વિસ્તૃત જ્ઞાન વાસ્પને રહે છે. તે વિજ્ઞાન છે. પણ હલકા પ્રકારના પ્રાણીના જીવનમાં વિજ્ઞાન અવ્યક્ત રહી કામ કરે છે.

પ્રશ્ન—મનને શાંત કરવાથી અને બુદ્ધિ ઉપર અવિશ્વાસ લાવવાથી મન એટલું બધું શાંત થઇ જશે કે તે ક્રિયાશૂન્ય થશે. તે વખતે પ્રભુના સ્વરૂપનો અનુભવ થશે પણ પ્રભુના સ્વભાવનો, પ્રભુની ઇચ્છાનો કે પ્રભુની ક્રિયાનો અનુભવ થશે નહિં અને તેથી જેને તમે સાધર્મ્ય મુક્તિ કહો છો તે મળશે નહિં.

ઉત્તર—મનને એવી ઇચ્છાથી શાત કરવું કે જેથી તે ઉપરની સત્તાને શરણ રહે અને ઉપરની સત્તાને કામ કરવા જગ્યા આપે અથવા મન શાંત ન રહી શકે તો દરેક કામ કરતા રહેવું પણ તે સર્વ પ્રભુ કરે છે એ ભાવ એક ક્ષણ પણ વિસરવો નહિં. આ બેમાંથી ગમે તે એક ઉપાયથી સાધર્મ્ય મુક્તિ મળી શકશે, એટલે કે ઇશ્વરની ઇચ્છા અને ક્રિયા સમજાશે અને અનુભવમાં આવશે. જેને જરા પણ આત્માનુભવ થયો હોય છે તેને પ્રભુ સર્વત્ર છે એ વિશે તો શંકા રહેતી નથી.

પ્રશ્ન—પ્રભુ સર્વત્ર છે એ વિશે તો પુરી ખાત્રી થઇ છે અને જો કે તમારા જેવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવી મુશ્કેલ લાગે છે તો પણ પ્રભુની પ્રભુતાનો કાંઇક અનુભવ પણ થયો છે. ઘણા માણસના સંબંધમાં આવતાં તે પ્રભુનાં જ રૂપ છે એમ માન્યુ છે અને તેનું પરિણામ જે આવ્યું તે ઉપરથી ખાત્રી થઇ કે મારી માન્યતા સાચી હતી. હું જ્યારે નાનો હતો ત્યારે મને વૈકુંઠ જોવાની બહુ ઉમેદ હતી પણ તે વખતે હું લાયક નહોતો તેથી કોઇએ મને તે બતાવ્યું નહિં. છેવટે સત્પુરૂષોના સમાગમથી, તત્ત્વચિંતનથી, અભ્યાસથી, અંતર્મુખ થઇ, તપાસ કરતાં બાર વર્ષે ભિષ્મ સ્તુતિ જોતાં તેમાં જ્યારે વાંચવામાં આવ્યું કે अकुठं सर्व कार्येषु धर्मकार्यार्थमुद्यतम् । वैकुठस्य हि तद्रूपं तस्मै कार्यात्मने नमः ॥ ત્યારે વૈકુંઠના સ્વરૂપની ખબર પડી.

ઉત્તર—તે જ સત્ય છે. લોકોમાં વૈકુંઠ વિગેરે લોક મનાય છે. તે ફક્ત ચિત્ના ઉંચા દષ્ટિબિંદુઓ છે. સર્વ કાર્ય કરતાં છતાં અકુઠ એટલે અવિકારી રહી શકે એવી ચિત્ની દશા વૈકુંઠ કહેવાય છે. તૈતરિય ઉપનિષદ્‌માં કહે છે અને અનુભવમાં પણ એમ આવે છે કે પ્રાણમય જીવન અન્નમય જીવનને હલમલાવી પ્રાણના આનંદને યોગ્ય કરે છે. મનોમય મનુષ્ય પ્રાણ અને શરીરના રૂપ ફેરવી મનના આનંદને યોગ્ય કરે છે. વિજ્ઞાનમય પુરૂષ મનુષ્યજીવનને સુખદુઃખના દ્વંદ્વથી આમતેમ તે હલાવી શુદ્ધ કરી વિજ્ઞાનના આનંદને યોગ્ય બનાવે છે અને તેની ઉપર જ્યાં આનંદમય ક્ષેત્ર છે ત્યાં આનંદ સ્વભાવિક નિત્ય પ્રાપ્ત

રહે છે. મનુષ્યજીવનમાં જે દુઃખ મુશ્કેલીઓ વિગેરે આવે છે તે આપની કસોટી કરવા આવે છે અને કસોટી પુરી થયે તરત જતા રહે છે.

પ્રશ્ન—જૈન સિદ્ધાંતમાં પુરૂષની ઉત્તમ દશા તે જ કહેવાય છે કે જેમાં પુરૂષ, મહાન થઇ, વીર થઇ, સ્થાન વિશેષમાં વ્યક્તિ તરીકે રહે છે તેને સાયુજ્ય મુક્તિ શી રીતે મળી શકે?

ઉત્તર—જૈનધર્મમાં ઇશ્વરની હયાતી માની નથી તેથી ઈશ્વર સાથે સાયુજ્યતા બની શકે નહિં. તે ઉત્તમ લોકમાં એટલે ચિત્ના ઉત્તમ ક્ષેત્રમાં રહી સાલોકયભાવ પ્રાપ્ત કરી શકે. વળી વ્યક્તિભાવ પણ અસત્ય નથી. જેમ મનની હલકી દશામાં વ્યક્તિભાવ જ સાચો લાગે છે અને સમષ્ટિભાવ ખોટો લાગે છે તેમ મનની ઉત્તમ દશામાં સમષ્ટિભાવ જ સાચો લાગે છે અને વ્યક્તિભાવ ખોટો લાગે છે. પહેલી દશાને ગીતામાં ક્ષર કહે છે, બીજીને, અક્ષર કહે છે. પણ બન્ને એકદેશી ભાવ છે. બન્નેથી ઉપર ઉત્તમ દશા છે કે જયાં પુરૂષ ને ક્ષર અને અક્ષર બન્નેનો સાથે અનુભવ રહે છે. તે પુરૂષોત્તમનું સ્વરૂપ છે. મને જે આત્મસાક્ષાત્કાર થયો હોય તે તમને કરાવવામાં મને ઘણી મુશ્કેલી પડે છે તેથી વ્યક્તિભાવ પણ સત્ય હોવો જોઇએ. આ જગતમાં કોઇ પણ વસ્તુનો બાધ કરવાથી સર્વદેશી સત્ય મળતુ નથી. શ્રી શંકરાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, શ્રી રામાનુચાર્ય, શ્રી મધ્વાચાર્ય અને શ્રી જૈન સંપ્રદાય વિગેરેમાં બનાવેલ છે તે બધું સાચું છે, તે બધા પ્રકારનો ભાવ પૂર્ણ મુક્ત પુરૂષમાં રહી શકે છે.

પ્રશ્ન—અહંકાર જો મનુષ્યમાં ન હોય તો તત્ત્વનું જ્ઞાન થવામાં અને તત્ત્વનો અનુભવ થવામાં ઘણી મુશ્કેલી ઓછી થઇ જાય છે તો પછી એવી કઈ સ્થિતિ છે કે જ્યાં અહંકારની જરૂર પડે છે.

ઉત્તર—જો મારામા અહંકાર ન હોય તો હું મારા મન, પ્રાણ અને શરીરને મારા માનું નહિં અને તેથી તેનો ઉપયોગ કરી શકું નહિં. મન, પ્રાણ અને શરીરનો પણ ઉપયોગ છે અને તેનો ઉપયોગ થઇ શકે તે માટે તેની સાથે તાદાત્મભાવ રાખવો પડે છે. અહંકાર ક્રિયામાં બહુ ઉપયોગી છે. વળી તત્ત્વજ્ઞાનથી અહંકારનો સ્વભાવ જાણ્યા પછી તે અનર્થ કરી શકતો નથી. જ્ઞાન વગરનો અહંકાર જ આપણને અનર્થમાં યોજે છે.

પ્રશ્ન—કેવલ અદ્વૈતવાદમાં કહે છે કે જેમ રજ્જુમાં સર્પની બુદ્ધિ થાય છે તે મિથ્યા છે તેમ બ્રહ્મમાં જગતની બુદ્ધિ મિથ્યા છે. તેનો શુદ્ધ દ્વૈત જવાબ આપે છે કે સર્પ કોઇ જગ્યાએ હોવો જોઇએ અને તેથી જ સર્પબુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેથી જગત પણ હોય તો જ બ્રહ્મમાં જગત વિશે વિચાર આવે છે. તેનો કેવળ અદ્વૈત એમ ઉત્તર આપે છે કે સર્પ હોવો જ જોઇએ એ ખાસ જરૂરી નથી. જે વસ્તુ ન હોય, મિથ્યા હોય તેનો વિચાર પણ જે વસ્તુ હોય તેમાં થઈ શકે છે. જેમ કે અરિસામાં, વાદળી રંગનું આકાશ જોવામાં આવે છે, જો કે ખરી રીતે આકાશને રંગ નથી.

ઉત્તર—મનુષ્યનું મન એક બીજી વસ્તુની ભેળસેળ કરે છે પણ જે વસ્તુ નથી તે વસ્તુને જે વસ્તુ છે તેને બદલે માની લેવું

નથી. દૃષ્ટાંતમાં આકાશ અને રંગ સત્ય છે. તેની ભેળસેળ કરી મન રંગવાળું આકાશ કલ્પે છે. મારે પણ પહેલાં શંકરાચાર્યની ટિકાનો ઉપયોગ ઉપનિષદ્ સમજવામાં કરવો પડયો હતો પણ અનુભવથી તેમનો સિદ્ધાંત એકદેશી લાગ્યો હતો. ઇશ ઉપનિષદમાં ૧૪ મા મંત્રમાં ( संभूतिं च विनाशं च यस्तद्वेदोभयं सह । विनाशेन मृत्युं तीर्त्वा संभूत्यामृतमश्नुते) જ્યાં બીજી વખત સંભૂતિ શબ્દ વપરાયો છે ત્યાં શંકરાચાર્યે અસંભૂતિ માની અર્થ કર્યો છે તે ઉપનિષદના સિદ્ધાંતને મળતો આવતો નથી.

પ્રશ્ન—તમે આર્યમાં લખોછો કે સાધર્મ્ય મુક્તિ મેળવવા માટે આપણે સનાતન ધર્મ પ્રાપ્ત કરી આપણો સ્વભાવ પ્રભુના સ્વભાવ જેવો જ કરવો જોઇએ એટલે કે પ્રભુ જેમ અવતાર લે છે તેમ અવતાર લેવાની પણ શકિત આપણામાં આવવી જોઇએ. તે પ્રમાણે શું પ્રભુએ જેવુ અજ્ઞાન ધારણ કર્યું છે તેવુ જ ધારણ કરવાની આપણને જરૂર છે ?

ઉત્તર—બેશક, જન્મ લેવા માટે કેટલાક પરિચ્છિન્ન ધર્મ અંગિકાર કરવા પડે છે પણ તેથી જે પુરૂષ એક વખત મુક્ત થયો તેને તેનું બંધન થતું નથી પણ એથી ઉલટું એવી રીતે અવતાર લઇ શકવા જેટલા સ્વતંત્ર થઈ શકાય તો જ મુક્તિ પૂર્ણ થઇ કહેવાય.

મે જે પ્રશ્ન અરવિંદ બાબુને પૂછયા તે તેમણે તે મહિનાના " આર્ય " ને માટે આગળથી લખી રાખ્યા હતા કે જેની મને તે વખતે ખબર પણ નહોતી. તે મહિનાનું " આર્ય " તરત બહાર પડતું અને તે વાંચતાં એમ લાગ્યું કે અરવિંદ બાબુના વિચારનું

મારા મનમાં પ્રતિબિંબ પડતું હતું. અમારા મનમાં એક જ વખતે એક જ વિષય ઉપર વિચાર આવ્યા હતા. માનસશાસ્ત્રના ચમત્કારનો જેને જરા પણ અનુભવ થયો હોય છે તેને આ બાબત તરત સમજવામાં આવે છે. જેમ સ્થૂલ શરીર, શુદ્ધ સ્થૂલ અરિસામાં દેખાય છે તેમ સૂક્ષ્મ મન શુદ્ધ સૂક્ષ્મ મનમાં દેખાય છે.

બે ત્રણ મીનીટ વાતચિત બંધ કરી તેમના મુખ સામે હું જોઇ રહ્યો. તે વખતે મને એક તેજઃપુજ જોવામાં આવ્યો અને તેની વચમાં કૃષ્ણનું રૂપ દેખાતું હતુ.

"આર્ય"ના બીજા તંત્રી પોલ રીચર્ડનો એવો મત છે કે જગતની ઉત્પત્તિ પહેલાં આપણે સર્વ આત્મસ્વરૂપ હતા અને ત્યાંથી જગતની ઉત્પત્તિ વખતે સૌ પહેલાં જ પૃથ્વિ રૂપે આવ્યા અને પૃથ્વિમાંથી, પ્રાણરૂપે, જનાવર થયા પછી મન રૂપે મનુષ્ય થયા અને હવે વિજ્ઞાનથી પાછા આત્મરૂપ થશું. અરવિંદ કહે છે કે, "પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓ જડ વસ્તુને પ્રધાનપણું આપવાનું છોડી શકતા નથી. આપણે પરબારા પૃથ્વિરૂપે આવેલ નથી આત્મામાંથી પહેલા આકાશરૂપ, પછી અનુક્રમે વાયુ, તેજ, પાણી અને પૃથ્વિરૂપ થયા છીએ અને પૃથ્વિમાં જે સર્વ તત્ત્વો અનુક્રમે તિરોધાન થાય છે તે ત્યાંથી પાછા, પ્રાણ રૂપે, મન રૂપે, વિજ્ઞાન રૂપે અને છેવટે આનંદ રૂપે આવિર્ભાવ થાય છે. એ પ્રમાણે એકમાં–એકના–પાંચ તત્ત્વો આવિર્ભાવ તિરોભાવ થયાં કરે છે. મેં પુછ્યું કે, "આવિર્ભાવ થયા પછી તિરોભાવ થાય છે અને તિરોભાવ થયા પછી આવિર્ભાવ થાય છે કે બન્ને

ભાવ સાથે થાય છે?" તેમણે જવાબ આપ્યો કે, "મારે હજુ તે બાબત અનુભવથી શોધવાની છે. આર્યમાં હું માત્ર મારા અનુભવ જ લખું છું."

અરવિંદ ઘોષે પોતાના યોગ બળથી એટલું સામર્થ્ય મેળવ્યું છે કે એમ કહેવાય છે કે પોંડીચેરીમાં તેમનું શરીર છતાં તે બહારના પ્રદેશોમાં જઇ શકે છે. એક વખત એક માણસ તેમને મળવા ગયો હતો. તેને અરવિંદે પુછ્યું "તમે શું ધંધો કરો છો?" ત્યારે તે માણસે જવાબ આપ્યો કે, "હું વેપાર કરૂં છું." તે જવાબથી બાબુને વહેમ આવવાથી તેમણે બીજા ઓરડામાં જઈ સત્ય તપાસ્યું અને પાછા આવી કહ્યું કે "તમારા કપાળમાં સી. આઇ. ડી. લખ્યું છે. તમે જુઠુ બોલ્યા તેથી હું તમારી સાથે વાત કરી શકતો નથી."

અરવિંદની આશીષથી ગંભીર માંદગીમાંથી માંદા માણસ સાજા થયા છે અને તે હજુ હયાત છે.

તેમના લખાણથી ઇંગ્લાંડના રાજ્યકવિને એટલી અસર થઇ છે કે તે રાજ્યકવિએ મહારાજા પંચમ જ્યોર્જને કહ્યું કે આપણા રાજ્યમાં આવા રત્નોને સ્વતંત્ર રાખવા જોઇએ. એમ જાહેરપત્રોમાં પ્રસિદ્ધ થયું છે.

કેટલાક લોક પુછે છે કે અરવિંદ ઘોષ પાછા જાહેરજીવનમાં ભાગ લેવા કેમ આવતા નથી? પણ તે એમ માને છે કે હું તો જાહેરજીવન એવા પ્રકારનું બનાવું કે જેથી દરેક મનુષ્ય ઇશ્વર થઈ શકે. તેવું જીવન ઘડવાને હાલનો સમય અનુકૂલ ન હોવાથી હજુ મને તે બાબત ઇશ્વરનો આદેશ મળ્યો નથી. આપણા

જાહેરજીવનમાં હમણાં દેશભકતો એવી ભૂલો કરે છે કે તેમણે કઈ દીશામાં, કેવી રીતે, કામ કરવું તે તેમને બરાબર સમજાવે તેવા મહા પુરૂષની ખાસ જરૂર છે. અને તે **અ**રવિંદ પુરી પાડશે એમ લાગે છે. **અ**રવિંદ નાયકના પણ નાયક થવાને લાયક છે. હાલની આપણી પરિસ્થિતિ જોતાં તેને એક બે વર્ષમાં બહાર નીકળવા આદેશ મળશે એમ લાગે છે.

આવા મહાત્માઓનું પરિપૂર્ણ જીવન જાણી શકાતુ નથી કારણ કે તે સામાન્ય માણસની પેઠે પોતાના ગુણ ગાતા ફરતા નથી. તો પણ તેમનું જેટલુ જીવન જાણવામાં આવ્યુ તેટલું ઉપયોગી હોવાથી આંહી આપ્યું છે. તેમના જેવા રૂષિ મુનિઓ આગળ આ દેશમાં ઘણા હતા. બાબુએ ‘આર્ય’માં ‘વેદની ગુપ્ત વાત’ એ વિષય ઉપર બહુ સારા લેખ લખ્યા છે. તેમાં વેદના કર્મકાડનાં ગૂઢ રહસ્યો સમજાવ્યાં છે. બાબુ કહે છે કે વેદનો કર્મકાંડ દ્વિ-અર્થી રૂપક શબ્દોથી ભરેલ છે. તેઓમાંથી આશ્ચર્યકારક ભાવ નીકળે છે. તે શબ્દોના બાબુ આ પ્રમાણે અર્થ કરી વેદમંત્રો સમજાવે છે:—

ઇલા—આત્મપ્રકાશ, દૃષ્ટિ.

સરસ્વતી—આત્મસ્વર, શ્રુતિ.

સરમા—આત્મજ્ઞાન.

ઇંદ્ર—શુદ્ધ મન.

વાયુ૦—પ્રાણ, શકિત.

વરૂણ—સત્, વ્યાપકતા, વિશાળતા.

અર્યમા—ચિત્, જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા શક્તિ.

ભગ—આનંદ, ભોગ, વિલાસ.

મિત્ર—વિજ્ઞાન.

સોમરસ—આનંદ.

ધૃત્—માનસિક સુખ.

ગાય—જ્ઞાન, ઇદ્રિય.

અશ્વ—શક્તિ, પ્રાણ, વાયુ.

અગ્નિ—વિજ્ઞાન.

સૂર્ય—વિજ્ઞાન.

અદિતિ—વિજ્ઞાન.

બૃહસ્પતિ—આત્મશકિત.

અશ્વિન—જ્ઞાન, અને શકિત.

મરૂત્—પ્રાણ.

સોમ આપવાનો ચમુ—પ્રાણ.

સોમ રાખવાનો કલશ—શરીર.

ઉષા—વિજ્ઞાનના કિરણ.

પ્રચેતા—વિજ્ઞાન.

દેવ—સત્, ચિત્, આનંદ, વિજ્ઞાન ( અદિતિના પુત્રો. )

દાનવ—મન, પ્રાણ અને શરીર ( દિતિના પુત્રો. )

દિવસ—વિજ્ઞાન.

રાત્રી—મન, પ્રાણ, શરીર.

હિરણ્ય – વિજ્ઞાન.

પૃથ્વી—શરીર.

અન્તરિક્ષ—પ્રાણ.

સ્વર્ગ—મન.

વૃત્ર—પ્રાણ.

યજ્ઞ કરવાથી થતી વૃષ્ટિ--આત્માર્પણ કરવાથી સચ્ચિદા-
નંદમાંથી વહેતા સાત તત્ત્વના પ્રવાહ.

યજ્ઞમાં પશુનો વધ--આત્માર્પણમાં પશુ વૃત્તિઓનો વધ.

અશ્વનો વધ—પ્રાણાયામ

આ વિષય જેને વધારે સમજવો હોય તેણે સપ્ટેમ્બર ૧૯૧૫નું આર્ય જોવું.

અરવિંદ બાબુએ "અહના" નામનું એક કાવ્ય અંગ્રેજીમાં લખ્યું છે. તેમાં એક જગ્યાએ "રાધાની રીસ" ઉપર તે આ પ્રમાણે લખે છેઃ--રાધા કહે છેઃ "હે પ્રભુ, આપનો વિયોગ કેવો છે? મદોન્મત્ત જુવાની અને ભીરૂ હૃદયવાળી મને આપ આપની પ્રેમજાળમાં કેવી બાંધતા! મને ઘેર પણ જવા ન દેતા. મારા હૃદયનો ઉભરો કાઢવા એક જ તીવ્ર ઇચ્છા રાખી હું સમુદ્રમાં પડી મરીશ. વ્રજની ગોપીઓનો કૃષ્ણ થઈ નંદને ઘેર અવતરીશ અને હે કૃષ્ણ! તને તે વખતે રાધા બનાવીશ. હું તારા ઉપર તેવો જ પ્રેમ કરીશ અને પછી તને કદંબ વૃક્ષ નીચે રાખી ચાલ્યો જઈશ. ત્યારે તું તારી વાંસળી વગાડ્યા કરજે અને પ્રેમવિરહમાં સુકાજે. એવી રીતે હું તારૂં નાજુક વદન પીગળાવીશ ત્યારે જ તને ખબર પડશે કે પ્રેમવિરહ કેવો અસહ્ય છે." આવી જ રીસ અરવિંદને ચડી હતી અને ભગવાન પણ એવા ભકતાધીન છે કે તે અરવિંદના હૃદયથી છૂટી શકતા નથી. અરવિંદ કહે છે કે, "પ્રભુને કોઈ પિતા પુત્ર ભાવે, કોઈ સખા ભાવે, કોઇ માતા પુત્ર ભાવે ભજે છે પણ તે બધા સંબંધ કરતાં રાધાકૃષ્ણ ભાવે ભજવાનો આનંદ ઉત્તમ છે કારણ કે સંસારના અનુભવમાં પણ તેવું સુખ જેટલું મળે તેટલું ઓછું

લાગે છે તેથી પ્રભુને અખંડ અમિત આનંદ આપવાની ફરજ પડે છે.

કવિ કાલિદાસના રૂતુસંહાઉપર પણ બાબુએ એક લેખ લખ્યો છે. લો. મા. તિલકના ભાષણોનું જે પુસ્તક પ્રગટ થયું છે તેની પ્રસ્તાવના બાબુએ લખી છે. તે ખાસ મનન કરવા લાયક છે.

હાલમાં "વોર એન્ડ સુલ્ફ્-ડીટરમિનેશન" નામનું એક પુસ્તક બહાર પાડયું છે તેમાં જગતની વર્તમાન પરિસ્થિતિનું બહુ સારૂં અવલોકન કર્યું છે. તેમાં તેમણે એવા વિચાર દર્શાવ્યા છે કે, "આગળ બ્રહ્મનિષ્ટ ગુરૂની આજ્ઞા પ્રમાણે ક્ષત્રીઓ રાજ ચલાવતા: ત્યારપછી ગુરૂ પ્રણાલિકા તુટવાથી બુદ્ધિહીન ક્ષત્રીઓના હાથમાં રાજ આવ્યું. ક્ષત્રીઓ પતીત થવાથી હાલમાં વૈશ્યોના હાથમાં આ પૃથ્વીનું રાજ્ય છે અને વૈશ્યો રાજ્યની વ્યવસ્થા કરવાનો ધર્મ શીખેલ ન હોવાથી અને વેપારમાં જ કુશળ હોવાથી અને વેપારનો આધાર મજુર ઉપર હોવાથી હવે મજુર અથવા શુદ્ર અથવા બોલશેવીઝમના હાથમાં સત્તા જવા બેઠી છે. શુદ્ર રાજ્ય કરવાને લાયક નથી તેથી તેઓ કલ્કી અવતાર આવે તેવા પ્રસંગો ઉભા કરશે.

કલિયુગ પછી સત્યયુગ આવે તે સ્વાભાવિક છે. વળી જેમ રાત્રિ પછી દિવસ એકદમ આવતો નથી પણ પહેલાં સૂર્ય પોતાનાં કિરણુ મોકલી થોડો પ્રકાશ કરે છે અને પોતાના ઉગવાની આગળથી ખબર આપે છે તેમ પ્રભુ પણ પોતે નવો અવતાર લીધા પહેલાં બાબુ જેવા મહાત્માઓને પોતાનાં કિરણુ રૂપે આગળથી મોકલી પોતાના આવતા અવતારની આગળથી ખબર આપે છે.

અથવા બીજી દૃષ્ટિએ જોઇએ તો આત્મા અનાદિ હોવાથી તેમાં અનંત યુગોનાં બી રહેલાં છે. અને આત્મા જ, પરમાત્મા હોવાથી જે ભક્ત પરમાત્માના સમગ્ર સ્વરૂપમાં રહેવાને શક્તિવાન્ થાય છે તે તેમાંથી પોતે ધારે તેવો નવો યુગ ઉત્પન્ન કરી શકે છે.

આત્મા એવી વસ્તુ છે કે તેને જે દૃષ્ટિથી જોઇએ તે દષ્ટિથી જોઇ શકાય છે અને તે વખતે જે દેખાય છે તે જ જાણે કે સત્ય હોય તેવો દેખાવ પરમાત્મા કરે છે. તે પરમાત્માનો મહિમા છે. તેવો મહિમા તેનામાં છે તેથી જ તે પરમેશ્વર કહેવાય છે.

"કર્મયોગિન્"માં બાબુ એક જગ્યાએ લખે છે કે "જયારે માણસ પોતાનો અહંકાર છોડી, બીજાનાં કલ્યાણ માટે જીવે છે, બીજાનાં સુખદુ:ખમાં ભાગ લે છે, જયારે તે ઉત્સાહથી, પ્રેમથી કામ કરે છે, ફળની ચિંતા છોડે છે, જય, પરાજયને માટે વિચાર કરતો નથી, જયારે તે પોતાનાં બધાં કામ ઇશ્વરને સોંપે છે, જયારે તે ભય, દ્વેષ, ચિંતા, નાખુશી, આસક્તિ મુકી ગભરાયા વગર, આળસ વગર, પૂર્ણતાથી, નિશ્ચયથી કર્મ કરે છે. પોતે શરીર છે, પ્રાણ છે, મન છે અથવા ત્રણે છે એ વિચારની ઉપર જયારે તે જાય છે અને પોતાના આત્માનો સાક્ષાત્કાર કરે છે, જયારે તે જાણે છે કે હું અમર છું, મરણ વાસ્તવિક નથી, જયારે તે સ્વરૂપ બને છે, શાંત થાય છે, પોતાનાં મન, વચન, અને કર્મને પ્રભુને શક્તિને કામ કરવા સોંપી દે છે. ટુંકામાં જ્યારે તે જે પોતે છે, જે પોતે કરે છે, જે પોતાનું છે, તે સર્વ તે સર્વના માલેકને, જગતના નાથને, જગતના રક્ષકને

સમર્પણ કરી શુદ્ધ થઈ પ્રભુના સ્વરૂપમાં નિત્ય રહે છે અને મ્હોટામાં મ્હોટા દુ:ખથી, અશાંતિથી, ખોટી ઉશ્કેરણીથી અસર પામતો નથી ત્યારે તે માણસ નથી પણ યોગી છે."

તે જ પુસ્તકમાં બીજે સ્થળે લખે છે કે "યોગમાં એ તો સામાન્ય અનુભવની બાબત છે કે વિચાર બંધ કરવાથી પ્રાણ બંધ થાય છે. જે કુંભક હઠયોગીને ઘણી મહેનતે પ્રાપ્ત થાય છે તે રાજયોગીને સહેલાઈથી આ પ્રમાણે મળે છે. પણ જ્યારે પાછો વિચાર શરૂ થાય છે ત્યારે પ્રાણ ચાલવા માંડે છે. પણ જ્યારે પ્રાણ ચલાવ્યા સિવાય, એટલે શ્વાસોશ્વાસ લીધા વગર વિચાર કરી શકાય છે ત્યારે જ પ્રાણ ખરેખરો જીતાય છે. આ પ્રકૃતિનો સ્વભાવ જ છે. જ્યારે આપણે કામ કરીએ છીએ ત્યારે જગતની બધી ક્રિયા પોતાની ઇચ્છા આપણા કામ ઉપર રાખવા મથે છે. પણ જ્યારે આપણે શાંત થઇએ અને શાંત રહીએ ત્યારે આપણે તે ઇચ્છાના માલેક થઇએ છીએ."

શ્રી અરવિંદ ઘોષ વિશે બંગાળાના પ્રખ્યાત કવિ શ્રી રબીન્દ્રનાથ ટાગોરનો એક પત્ર મોડર્ન રીવ્યુના જાન્યુઆરી ૧૯૨૦ ના અંકમાં પ્રગટ થયો છે તેમાં તે લખે છે કે—

"My acquaintance with the literature of our contemporary politics being casual and desultory, I do not, even to this day (30–11–1919) definitely know what is the political standpoint of Aurobindo Ghosh. But this I positively know that he is a great man, one of the greatest we have

and therefore liable to be misunderstood even by his friends. What I myself feel for him is not mere admiration but reverence for his depth of spirituality, his largeness of vision and his literary gifts, extraordinary in imaginative insight and expression. He is a true Rishi and a Poet combined and I still repeat my Namaskar which I offered to him when he was first assailed by the trouble which ultimatily made him an exile from the soil of Bengal."

"આર્ય" ના બીજા તંત્રી પોલ રીચર્ડે જાપાનમાં "એશીઅન રીવ્યુ" નામનું માસિક હમણા પ્રગટ કરેલ છે. તેમાં તેમણે શ્રી અરવિંદ ઘોષ વિષે એક લેખ લખેલ છે. તે જણાવે છે કેઃ—

"The hour approaches for great events, and with that hour the new great men of Asia. Already such Divine Men are in Asia; there must always be some such in the world, for, if they did not line, the world would die. They are its light, its warmth, its life.

* * * *

One of these, perhaps the greatest, has already arisen in Asia. His name is Aurobindo Ghosh.

* * * *

The day approaches, when, after the silence, obscurity and solitude, in which he has worked for the salvation of India, Shri Aurobindo will come out in the light of the day as the Teacher of Asia for the salvation of the world."

આ શબ્દો અરવિંદ બાબુનુ ગૌરવ એટલું વધારે છે કે તે વિશે વધારે લખવા કરતાં ગુજરાતના વિદ્વાનો તેમની યોગ્ય તુલના કરશે અને આ પુસ્તકમાં પ્રભુની પ્રેરણાથી પીરસેલ રસ-સામગ્રી ભોગવી શકશે એવી આશાથી આ જીવન વૃત્તાંત સમાપ્ત કરૂં છું.

ઘાટકુપર
તા. ૨૫-૫-૧૯૨૦

મોતીલાલ જેઠાલાલ મહેતા.

શું તમારામાં પ્રભુ પ્રગટ થયા છે? તમને અનુભવ થયો છે કે તમે માત્ર પ્રભુનુ સાધન છો? તમારૂં શરીર તમારૂં પોતાનું નથી? જો એટલો અનુભવ થયો હોય તો જ સાચા સ્વદેશ-ભક્ત છો, તો જ તમે આ મહાન દેશનો ઉદ્ધાર કરવા શક્તિ-માન થશો. અજ્ઞાન તમને પીડા આપશે. નિરાશા તમારા માર્ગમાં વિઘ્ન કરશે; નિંદા તમારી પૂઠ પકડશે પણ તમારે તમારા ઉપર અને તમારા ઉપર જ આધાર રાખવાનો છે.

અરવિંદ ઘોષ.



બા.બુ અરવિંદ ઘોષ

[ ધ્યાનસ્થ ]



PHADAKE ART, BOMBAY.

# અરવિન્દ ઘોષનું તત્વજ્ઞાન.

## પ્રકરણ ૧ લું.

### શ્રી ગીતાતાત્પર્ય.

That which the Gita teaches is not a human but a Divine action; not the performance of social duties, but the abandonment of all other standards of duty or conduct for a selfless performance of the Divine will working through our nature; not social service but the action of the Best, the Good-possessed; the Mastermen done impersonally for the sake of the world and as a sacrifice to Him who stands behind Man and Nature. In other word, the Gita is not a book of practical ethics but of the spiritual life.

Although Gita prefers action to inaction, it does not rule out renunciation of works but accepts it as one of the ways to the Divine. If that can only be attained by renouncing works and life and all duties, and the call is

strong within us, then into the bone-fire they must go and there is no help for it. **The call of God is imperative and cannot be weighed against any other considerations.***

શ્રી ગીતાના ઉપદેશની બારીકાઈથી આપણે તપાસ કરવાની જરૂર છે; તેનો આપણે બરાબર વિચાર કરવો જોઈએ, કારણ કે ગીતાના સિદ્ધાંતોમાં એટલા બધા માર્ગ મળે છે અને મનુષ્યબુદ્ધિ એવી તો ખામીવાળી છે કે તેનો ખોટો અર્થ સમજાઈ જવાનો સંભવ છે. બુદ્ધિનો સ્વભાવ છે કે પોતે પોતાનો દોષ જોઈ શકે નહી. ગીતાના અમુક અમુક ભાગ ઉપર ખાસ ભાર આપવાથી, તેને જ મુખ્ય ગણવાથી અને બીજા ભાગને ગૌણ માનવાથી તેમાંથી અનેક અર્થ નીકળે છે અને મનુષ્ય પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાને ફાવે તેમ માની બેસે છે.

તેથી કેટલાક કહે છે કે ગીતામાં કર્મ કરવાનું બીલકુલ કહ્યું નથી પણ અંતે બધાં કર્મ છોડી દેવાય તે માટે જે જે કર્મ સાધન તરીકે કરવાં પડે તે નિષ્કામભાવે કરવાનું કહ્યું છે. તેના અમુક શ્લોક ઉપરથી આવો અર્થ પણ નીકળે છે પણ આખું શાસ્ત્ર તપાસતાં જણાશે કે કર્મ ત્યાગ કરવા કરતાં કર્મ કરવા ભગવાને વધારે પસંદ કર્યું છે. પુરૂષોત્તમ કે જેની સત્તાથી સર્વ કર્મ થાય છે તેને કર્મના હેતુ અને કર્મનાં ફળ અર્પણ કરવાં તેને ગીતામાં ત્યાગ કહ્યો છે.

---

* Essays on the Gita. "Arya." 15-11-1916.

વળી બીજા કોઈ કહે છે કે ગીતામાં ભક્તિ જ કહેવામાં આવી છે અને સર્વાત્મભાવના અનુભવથી અદ્વૈત આનંદ જ્યાં સમજાવ્યો છે તે ગૌણ છે. ખરી રીતે જોતાં ગીતામાં ભક્તિ ઉપર આગ્રહ પણ ઘણો જણાય છે અને પરમાત્મા પુરુષોત્તમ કે જે સગુણ અને નિર્ગુણ બન્ને સ્વરૂપથી પર છે, તેનું સ્વરૂપ સમજાવવા તેમાં ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાં આ પુરુષોત્તમ તે જ સૌના આત્મા છે, કે જેમાં સર્વ જ્ઞાન સમાપ્ત થાય છે, જે સર્વ કર્મોના ધણી છે અને જેને ભક્ત ભક્તિથી મળી શકે છે. ગીતામાં કોઈ જગ્યાએ જ્ઞાન ઉપર ભાર છે, કોઈ જગ્યાએ કર્મ ઉપર છે, કોઈ જગ્યાએ ભક્તિ ઉપર છે, પણ ત્રણે સાથે મળી જ્યાં લઈ જાય છે તે પુરુષોત્તમને જ ઓળખાવે છે.

પણ વર્તમાનકાલના ટીકાકારો જ્ઞાન અને ભક્તિને ગૌણ માની ભગવાનનો કર્મ કરાવવામાં આગ્રહ છે એમ માને છે અને તે કર્મયોગનું જ શાસ્ત્ર છે એમ કહે છે. ખરેખર, ગીતા કર્મયોગશાસ્ત્ર છે, પણ જે કર્મથી આત્મજ્ઞાન ઉત્પન્ન થાય, ભક્તિ ઉત્પન્ન થઈ ભગવાનનું સ્વરૂપ સમજાય, તેવાં કર્મો કરવા તેમાં કહ્યું છે. અત્યારના સુધરેલા જમાનામાં મનાતા **અભિમાની કર્મ, સામાજીક કર્મ, મનુષ્ય તરીકેની ફરજ વગેરે માટે ગીતા કહેવામાં આવી નથી.** અમને ઘણા માનનીય ટીકાકારો તરફથી કહેવામાં આવ્યું છે કે ગીતામાં કર્મત્યાગ કરી સંન્યાસ લેવાનું બીલકુલ લખ્યું નથી, પણ મનુષ્ય તરીકે પોતાની ફરજ બજાવીને જનસમાજ ચલાવવા નિષ્કામ કર્મ કર્યે જવાં એમ જણાવ્યું છે. તેમને મારો એક જ જવાબ

છે કે મનુષ્યોપયોગી કર્મ કરાવવા ગીતાનો ઉપદેશ છે જ નહિ. **અંગ્રેજી કેળવણી લીધા પછી તેના સંસ્કારો પગ્માથી ગીતામા તેઓ ખોટો અર્થ લઈ બેસાડે છે.**

## ગીતામાંના કર્મયોગનું સ્વરૂપ.

ગીતા જે સમજાવે છે, તે મનુષ્યોપયોગી અને મનુષ્યધર્મવાળાં કર્મ નથી, પણ પ્રભુ જેવાં કર્મ કરે છે તેવાં કરીને, પ્રભુસ્વભાવ ધારણ કરીને પ્રભુરૂપ બનવાનું કહે છે. ગીતા સંસારી કે સામાજીક કર્મ કરવા કહેવામાં આવી નથી, પણ બધા મનુષ્યધર્મ છોડીને અંતરાત્માની, અંતર્યામીની ઇચ્છાનુસાર વર્તવા જેવો સ્વભાવ કરવા કહે છે. મનુષ્યસેવા કરવાનું તેમાં કહ્યું નથી પણ જે પરમાત્મા, જીવ અને જગતનો આધાર છે તેને માટે અને જગત્‌ના ઉદ્ધાર માટે મહાત્માઓએ અને ઋષિમુનિઓએ સૌ પ્રાણીઓ પોતાનું સ્વરૂપ ઓળખે તે માટે નિઃસ્વાર્થપણે જેવાં કર્મ કર્યાં છે તેવાં કરવા કહે છે.

બીજા શબ્દોમાં કહીએ તો ગીતા તે કાંઈ માત્ર નીતિમાન થવા માટે કહી છે એમ નથી, પણ પુરુષને પુરુષોત્તમ બનાવવા માટે કહેવામાં આવી છે. અંગ્રેજી કેળવણી લીધેલી છે તેમના મનને આ બાબત તરત સમજાશે નહિ, કારણ કે અંગ્રેજો પોતે પણ પોતાના ધર્મના ભક્તિ અને જ્ઞાનના સિદ્ધાંતો પાળતા નથી, અને પ્રભુમાં નાસ્તિકબુદ્ધિ લાવીને તેને ફક્ત રવિવારને દિવસે સંભારવા જેટલો ઉપયોગી ગણે છે. અંગ્રેજી કેળવણી પ્રભુને બદલે મનુષ્યને દેવ માને છે, અને જનસમાજને દેવમૂર્તિ માને છે. સંસારસુખને માટે

મનુષ્યોપયોગી કર્મ કરવાં ઠીક છે, અને અત્યારે જરૂરનાં પણ છે, તે પણ ઇશ્વરની ઇચ્છાથી જ થાય છે, નહિતર તે મત અત્યારે બહુ જોર કરત નહિ. અમારૂં માનવું તો એમ છે કે બ્રાહ્મી સ્થિતિમાં રહેનાર મનુષ્ય ઇશ્વરતુલ્ય હોવાથી તે પણ નીતિમાન રહીને તે રસ્તે ચાલી શકે છે. અત્યારનો યુગધર્મ પણ તે પાળશે. કારણ કે શ્રીભગવાને અર્જુનને કહ્યું છે કે તે જ ઉત્તમ પુરુષ છે કે જે બીજાને દાખલો બેસાડે છે. અર્જુનને પણ તે વખતનો યુગધર્મ પાળવા કહેલો છે, પણ પ્રભુને શરણ રહી તે કર્મ કરવા કહે છે. મનુષ્યે નક્કી કર્યો હોય એવો કોઈ ઉચો ધર્મ બજાવવા કહ્યું નથી.

વર્તમાન કેળવણી લીધેલા ટીકાકારોની એ જ ભુલ છે કે તેમણે પ્રભુ અને પ્રભુના ધર્મ કે જેનો ગીતામાં ખાસ આગ્રહ છે તે તરફ લક્ષ આપ્યું નથી. તેઓ મનુષ્યધર્મ પાળી મનુષ્ય બનવા કહે છે, જ્યારે ગીતા પ્રભુમાં રહેલાં જગતને માટે પ્રભુધર્મ—આત્મધર્મ—પાળી પ્રભુ બનવા કહે છે. તેઓ મન, પ્રાણ અને બુદ્ધિનો ઉપયોગ કરવા કહે છે, જ્યારે ગીતા તે ઉપર રહેલ પરમાત્મસ્વરૂપનો ઉપયોગ કરવા કહે છે. તેઓનું લક્ષ્ય સગુણ સ્વરૂપ ઉપર જ છે જ્યારે ગીતાનું લક્ષ્ય સગુણ નિર્ગુણ બન્ને સ્વરૂપ તરફ છે. તેઓ કાળને આધીન થવા કહે છે, ગીતા કાલાતીત થવા કહે છે. તે ટીકાકારો પ્રભુને મનુષ્યના ઉપયોગ પુરતો માને છે, અમારો મત છે કે પ્રભુ અને પ્રભુધર્મ સ્વતંત્ર છે. સેવક સેવ્યને માટે છે. સેવ્યની સેવાથી જ સેવકનો ઉદ્ધાર થઈ શકે છે.

તેથી ગીતા ફક્ત નિષ્કામ કર્મ માટે જ કહેવામાં આવી છે, એમ માનવું ભૂલભરેલું છે. જે પ્રસંગે અર્જુન ઉપદેશ માગે છે તે વખતે એક મનુષ્યધર્મ કામ આવી શકે તેમ નથી. એક ધર્મ વિરુદ્ધ બીજો ધર્મ, એક ફરજ સામે બીજી ફરજ લાગે છે અને ઉંચામાં ઉંચો મનુષ્યધર્મ પણ તેને યુદ્ધને માટે થયેલી શંકા ટાળવા કામ આવી શકતો નથી. આપણી જીન્દગીમાં પણ કુટુંબપ્રત્યે ધર્મ, દેશપ્રત્યે ધર્મ અને મનુષ્યપ્રત્યે ધર્મ વગેરે અનેક ધર્મ એકી વખતે જન્મે છે, અને કયો પાળવો, કયો ન પાળવો તેની મુશ્કેલીઓ ઉભી થાય છે. વળી બુદ્ધની પેઠે કોઇ મનુષ્યમાં એવી વૃત્તિ ઉત્પન્ન થાય છે કે બધા ધર્મ છોડી ફક્ત પરમાત્મપ્રાપ્તિનો એક જ ધર્મ પાળવો જરૂરનો લાગે છે. આમ જો નિષ્કામ કર્મ કરવામાં જ ગીતાનો ઉદ્દેશ હોય તો તે મત પ્રમાણે જ્ઞાન થયા પછી બુદ્ધે પોતાના પિતા અને સ્ત્રી પાસે પાછા જઇ શાક્ય દેશનું રાજ્ય ચલાવવું જોઇએ. રામકૃષ્ણે કોઇ બંગાળી નિશાળમાં નિષ્કામ બુદ્ધિથી વિદ્યાર્થી ભણાવવા પંડિત થવું જોઇએ. વિવેકાનંદે પોતાના કુટુંબના ભરણપોષણ માટે નિષ્કામ બુદ્ધિથી કાયદો અથવા વૈદકનો અભ્યાસ કરવો જોઇએ અથવા કોઇ વર્તમાનપત્રના અધિપતિ થવું જોઇએ. ગીતાનો ઉદ્દેશ નિષ્કામ કર્મમાં છે જ નહિ; પણ બધા ધર્મ છોડી ભગવદ્ધર્મ પાળવામાં જ છે. અને બુદ્ધ, રામકૃષ્ણ અને વિવેકાનંદની ધાર્મિક પ્રવૃત્તિઓ ગીતાના ઉપદેશાનુસાર જ હતી. જો કે ગીતા કર્મત્યાગ કરતાં કર્મ[illegible] વધારે પસંદ કરે [illegible] તોપણ કર્મત્યાગની બીલકુલ જરૂર [illegible]થી એમ કહેતી ન[illegible]. કર્મત્યાગ પણ પ્રભુના સ્વરૂપને [illegible] એક રસ્તો [illegible] કહે છે,

અને એવા સંજોગો હોય કે કર્મત્યાગ કરવાથી જ પ્રભુના સ્વરૂપને પામી શકાશે અને તે વિચારનું અંતરાત્મામાં બહુ જોર લાગે તો બેશક કર્મને અગ્નિમાં નાખવાં, તેમાં જરા પણ ડરવું નહિ, કારણ કે પ્રભુધર્મ પામવા મનુષ્યનો ધર્મ એવો જરૂરનો છે કે તેની આગળ બીજા બધા ધર્મો પાળવા રહી જતા હોય તો પણ તેની બરાબર થઈ શકશે નહિ.

પણ અહીં એવી એક મુશ્કેલી ઉભી થાય છે કે જે કર્મ અર્જુને કરવું જોઇએ તે કરવા તેની બુદ્ધિ ના પાડે છે. તમે કહેશો કે યુદ્ધ કરવું તે તેનો ધર્મ છે પણ તે જ ધર્મ તેને અત્યારે પાપરૂપ લાગે છે. તે વખતે તેને એમ કહેવું કે તું નિષ્કામ બુદ્ધિથી યુદ્ધ કર, પણ તેમાં તેની મુશ્કેલી દૂર થશે નહિ. તે તરત જ પુછશે કે મારા સગાવહાલાનો, મારા કુટુંબ અને દેશનો જાણી જોઈ નાશ કરવો તે મારો ધર્મ કેમ હોઈ શકે? તેને એમ કહીએ કે તારો હેતુ સાચો છે તેથી યુદ્ધ કર, પણ તેથી તેને સંતોષ થશે નહિ. તે કારણથી પણ તેના દેશના લોકોનો નાશ કરવો ગમશે નહિ. લડવૈયા તરીકેની ફરજ બજાવતાં તેણે શું વિચાર ન કરવો કે જે તે કરે છે તે પાપ છે કે નહિ અને તેનું પરિણામ શું આવશે? નિષ્કામ થઈ યુદ્ધ કર એમ તો રાજદ્વારી પુસ્તકોમાં લખાય પણ ધાર્મિક ગીતા જેવું બ્રહ્મવિદ્યાશાસ્ત્ર એમ લખે નહિ. એવા ગ્રન્થો તો મનુષ્યજીવનનાં બધાં કર્મોનાં મૂળ શું છે તે જ શોધી ખુલાસા કરે છે અને એવા ધર્મસંકટ વખતે નિષ્કામ કર્મ કરાવવા ગીતાનો ઉપદેશ હોય તો આપણે ગીતાને મહાન ગ્રન્થ ગણી શકીએ નહિ અને તેને રાજદ્વારી પુસ્તકના ભંડારમાં મુકી દેવી જોઇએ.

બેશક, ગીતા પણ ઉપનિષદની પેઠે સારાનરસાંની, પાપ-પુણ્યની ઉપર રહેલો નિષ્કામધર્મ બતાવે છે, પણ તે ફક્ત બ્રાહ્મી સ્થિતિના સ્વભાવ તરીકે અને જે માણસ તે રસ્તે ચડયો હોય અને કાંઇક આગળ ગયેલો હોય તેને માટે કહે છે. સામાન્ય માણસની જીન્દગીમાં દેખાતા સારાનરસા પ્રસંગો તરફ બેદરકાર રહેવા કહેતી નથી. નહિતર તેનું પરિણામ ઘણું વિપરીત આવે. ઉલટું તે કહે છે કે પાપીઓને પ્રભુ મળતા નથી. તેથી અર્જુનને પોતાને જે કર્મ પાપરૂપ લાગે છે, નરકસમાન લાગે છે તે કરવા તેનો લડવૈયા તરીકેનો ધર્મ હોવા છતાં નિષ્કામ બુદ્ધિથી કરવાનું કહેવાથી તેને સંતોષ થશે નહિ. હજાર ધર્મ ઉપર પાણી ફરતું હોય તોપણ જે કર્મ પોતાને યોગ્ય નથી લાગતું .તે તે ન કરે તે સ્વાભાવિક છે.

આપણે યાદ રાખવું જોઇએ કે કર્તવ્યનો વિચાર સામાજીક વિચાર ઉપરથી જ જન્મ પામ્યો છે. કર્તવ્ય પરતંત્ર છે અને આપણા એક બીજાના સંબંધ ઉપર તે આધાર રાખે છે. પિતાની ફરજ છે કે પોતાનાં છોકરાંને પાળવાં અને કેળવવાં. વકીલની ફરજ છે કે તેનો અસીલ તહોમતદાર હોય અને તેનો બચાવ જુઠો હોય તોયે તેને બચાવવો. લડવૈયાની ફરજ છે કે તેને પોતાનાં સગાંવહાલાં અને દેશબંધુઓને મારવાનો હુકમ થાય તોપણ મારવાં. ન્યાયાધીશની ફરજ છે કે તેણે ગુન્હેગારને કેદ અને ખુનીને ફાંસી આપવી. કેટલાક ધર્મસંકટો છતાં આવી સ્થિતિમાં ફરજ જાણી શકાય છે, પણ ધારો કે તે મનુષ્યની આંતરિક સ્થિતિ ફરી બેસે; વકીલને લાગે કે તે કહે છે તે બધું જુઠું છે, ન્યાયાધીશને લાગે કે ગમે તેવા સંયોગમાં માણસને ફાંસી

આપવી તે મનુષ્યધર્મની વિરુદ્ધ છે અને જેમ રૂશીઅન તત્ત્વવેત્તા ટૉલ્સ્ટૉય અને અહીંના એક દેશાભિમાનીને લાગે છે તેમ મનુષ્યનો વધ કરવો અને મનુષ્યનું માંસ ખાવું સરખું છે, એવું લડાઇ માટે તૈયાર થયેલા લડવૈયાને લાગે તે વખતે દરેક સામાન્ય ફરજ મુકી એક મનુષ્યધર્મ પાળવો વધારે યોગ્ય લાગે છે, પણ આવા સંકટ વખતે અંદરની પ્રેરણાને આધીન થઈ આત્મધર્મ પાળવો પડે છે.

આ જગતમાં મુખ્ય બે ધર્મ છે. એક સ્થૂલ કે જે બહારના સંજોગોને આધીન છે. બીજો સૂક્ષ્મ છે કે જે સ્વતંત્ર છે, અને અંતરાત્માથી પ્રેરાય છે. બન્ને ધર્મના સંકટ વખતે ઉંચો ધર્મ મુકી નીચો પાળવા ગીતા કહેતી નથી. સમાજના કલ્યાણ માટે પોતાને જે સત્ય લાગે તે છોડવા કહેતી નથી. ગીતા આપણને ઉંચા સૂક્ષ્મ—આત્મધર્મ તરફ લઈ જાય છે. બન્ને ધર્મથી ઉપર, સામાજીક—મનુષ્યધર્મની ઉપર બ્રાહ્મી સ્થિતિમાં ચડાવી ચડાવી આત્મધર્મ—ભગવદ્ધર્મ—પ્રભુધર્મ બતાવે છે. સામાજીક ફરજને બદલે પ્રભુની આજ્ઞા પળાવે છે બહારના સંજોગોએ નક્કી કરેલો ધર્મ છોડાવી અંતરાત્માની અકર્તૃત્વબુદ્ધિથી મળેલ સ્વતંત્રતાથી કર્મ કરાવે છે. જીવ કર્મથી સ્વતંત્ર છે. પ્રકૃતિ કર્મ કરે છે અને પ્રભુ બન્નેના નિયામક છે. આ જ ગીતાનો કર્મયોગ છે.

ગીતા આખી વાંચવાથી જ તેનું રહસ્ય સમજાશે, પણ વર્તમાન ટીકાકારો બંકીમચંદ્ર ચેતરજીથી લઇને બધા ગીતાના પહેલા ત્રણ ચાર અધ્યાય ઉપર ભાર દઈ નિષ્કામ ધર્મ પાળી

કર્તવ્યકર્મ કરાવવા ગીતાનો છેવટનો ઉદ્દેશ છે એમ જણાવે છે, અને कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन તેને ગીતાનું મહાવાક્ય માને છે. અગ્યારમા અધ્યાયમાં વિશ્વરૂપદર્શન સિવાય બાકીના અત્યંત આશ્ચર્યકારક જ્ઞાનવાળા અધ્યાયોને ગૌણ માને છે. તેમને ભગવદ્ધર્મ સમજવા માટે બુદ્ધિ ખીલવવાની ધીરજ રહેતી નથી અને અર્જુન પેઠે મનુષ્યધર્મ નક્કી કરવા ઉતાવળા થાય છે. ગીતા જેવા મહાન ગ્રન્થનો આવો અર્થ કરવો ઠીક નથી.

ગીતામાં તાત્પર્યરૂપે સમાહિતબુદ્ધિ સમજાવેલી છે. નિષ્કામ બુદ્ધિ સમજાવેલી નથી. કારણ કે જરૂર પડતું જ્ઞાન આપ્યા પછી શ્રીહરિ પોતે જ અગ્યારમા અધ્યાયમાં અર્જુનને રાજ્યસમૃદ્ધિ ભોગવવાનું આ પ્રમાણે કહે છેઃ—

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥*

અંતરાત્માની સ્વતંત્રતા જાણ્યા પછી બુદ્ધિની જે વિશાળતા થવી જોઇએ અને જે ધર્મથી સમાહિતચિત્ત રહે તે સમજાવે છે. તેવી સ્વતંત્રતાથી તેવી સ્થિતિએ રહી કરવાનાં બધાં કર્મ કરવા ગીતા કહે છે. જેની અંદર સામાજીક ધર્મ અને મનુષ્યધર્મનો પણ સમાવેશ થાય છે, એવો મોટો ભગવદ્ધર્મ બતાવે છે. કયું

* તેથી તું ઉઠ, શત્રુને જીતી યશ મેળવ અને રાજ્યસમૃદ્ધિ ભોગવ. આ સર્વને મેં પહેલેથી જ મારી નાંખ્યાં છે તું નિમિત્ત માત્ર થા.

કર્મ કરવું તે માણસની ઇચ્છાથી નક્કી કરવાનું નથી. ફલત્યાગી કર્મ કરવામાં જ તારો અધિકાર છે એ ગીતાનું છેવટનું વાક્ય નથી. પણ યોગને માર્ગે શિષ્યને ચડાવવા પહેલું પગથીયું છે. આગળ ઉપર તે જ વાક્યનું ઉલ્લંઘન થાય છે કારણ કે ગીતા કહે છે મનુષ્ય કર્મ કરતો નથી પણ પ્રકૃતિ જ કર્મ કરે છે. તેના ત્રણ ગુણો મનુષ્યમાં રહી કર્મ કરે છે તેથી તેણે સમજવું જોઇએ કે જે કર્મ કરે છે તે પોતે નથી. **કર્મમાં અધિકારનો વિચાર પણ કર્તૃત્વબુદ્ધિનો ભ્રમ હોય ત્યાં સુધી જ નભે છે. જ્યારે તેને લાગે કે પોતે કર્મ કરતો નથી તે જ વખતે કર્મના ફળના વિચારની સાથે કર્મમાં અધિકારનો વિચાર પણ છોડી દેવો જોઇએ. ફળના લાભનું તેમ જ કર્મમાં અધિકારનું બન્નેનું અભિમાન છુટવું જોઇએ.**

પ્રકૃતિ કર્મ કરે છે તે પણ ગીતાનું છેવટનું વાક્ય નથી. સમાહિતચિત્ત રાખવું, ફલત્યાગ કરવો એ વિચાર પણ આપણાં મન બુદ્ધિ અને હૃદયને પ્રભુના ચિત્સ્વરૂપમાં લઇ જઇ તે સ્વરૂપમાં રહેવા માટે સાધન છે અને ગીતા ખુલ્લેખુલ્લું કહે છે કે જ્યાં સુધી પ્રભુસ્વરૂપનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી જ તે પાળવાનાં છે. આત્મા કે જે કર્મ કરતો નથી, પ્રકૃતિ કે જે કર્મ કરે છે તે બન્નેની ઉપર રહેલ, આત્માના આધાર—પ્રકૃતિના સ્વામી—જગતના નિયંતા—યંત્રારૂઢ થયેલ મનુષ્યની પેઠે પ્રકૃતિનું કાર્ય ચલાવવા બધા પ્રાણીઓની માયાધીન દશામાં પણ તેઓના હૃદયમાં જે પ્રભુ રહે છે, જેની સત્તાથી કુરુક્ષેત્રનાં સૈન્યો ત્યાં આવ્યા પહેલાં જ મરી ગયાં હતાં, જે યુદ્ધને માટે અર્જુનને નિમિત્તમાત્ર કરે છે તે સ્વરૂપને શ્રીભગવાન્ પુરુષોત્તમ કહે છે

અને તે હું છું એમ કહે છે. પ્રકૃતિ તે આ પુરુષોત્તમની જ શક્તિ છે.

શિષ્યને ગુણ ઉપર જવાનું છે, ગુણાતીત થવાનું છે. તેણે પોતાનાં કર્મો પ્રકૃતિને એટલે પ્રભુની શક્તિને અર્પણ કરવાનાં છે કારણ કે ત્યાં તેનો હક્ક નથી. મન, બુદ્ધિ, હૃદય, ઇચ્છા વગેરે તે પુરુષોત્તમસ્વરૂપમાં રાખી, આત્મજ્ઞાનથી પ્રભુનું સ્વરૂપ ઓળખી, જગતના માલેકને ઓળખી, સમાહિતચિત્ત રાખી પૂર્ણ ભક્તિથી જેની સત્તાથી બધાં કર્મ થાય છે, જેની સત્તાથી સૌના હાથપગ ચાલે છે તે પ્રભુને નિઃસ્વાર્થપણે સર્વ કર્મ અર્પણ કરવાનાં છે. પ્રભુની ઇચ્છાને શરણ જવાથી, આપણી ઇચ્છા મુકવાથી તેની ઇચ્છા સમજાય છે. આપણી અલ્પજ્ઞતાનો તેની સર્વજ્ઞતામાં લય કરવાથી **તે પ્રભુ જ કર્મ નક્કી કરશે અને કરાવશે.** આ ઉપદેશ ભગવાને અર્જુનને આપેલો છે.

ગીતાનું મહાવાક્ય કયું છે તે શોધવું મુશ્કેલ નથી કારણ કે ભગવાન્ શ્રીમુખે પોતે જ છેલ્લા અધ્યાયના છેલ્લા ભાગમાં કહે છે કે :—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
तमेवं शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥
इति तज्ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छासि तथा कुरु ॥

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोसि मे ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥*

ગીતાનો ઉપદેશ મનુષ્યધર્મની ઉપર રહેલ આત્મધર્મ બતાવવા માટે પગથીયે પગથીયે ચડાવે છે; પહેલાં ઇચ્છાનો ત્યાગ કરી–સમાન બુદ્ધિ રાખી, જે પ્રભુને તે હજુ ઓળખતો નથી તેને બધાં કર્મો અર્પણ કરવા કહેલું છે. આ પગથીએ કર્તાનું અભિમાન રહે છે બીજે પગથીએ નિર્દ્વંદ્વ, અકર્તૃ અને નિર્ગુણ સ્વરૂપ ઓળખી, પ્રકૃતિ જ કર્મ કરે છે એમ સમજી ફલત્યાગની સાથે કર્તૃત્વબુદ્ધિ પણ છોડવાની છે અને છેલ્લે પગથીએ પ્રકૃ-

* હે અર્જુન, ઇશ્વર સર્વ પ્રાણીમાત્રના હૃદયમાં રહેલ છે અને પોતાની માયાથી એન્જીનના ડ્રાઇવરની માફક સર્વ પ્રાણીઓને ફેરવે છે હે ભારત, સર્વ ભાવથી તેનું શરણ લે, તેની કૃપાથી તુ પરમ શાંતિ અને અચળ સ્થાનને પ્રાપ્ત થઇશ. ગૂઢમાં ગૂઢ એવું આ સર્વ જ્ઞાન મેં તને કહી સંભળાવ્યું. હવે તે વિષે પૂર્ણ વિચાર કરીને તારા મનમાં આવે તેમ કર.

ફરી પણ સર્વથી ગૂઢમાં ગૂઢ મારૂં પરમ વચન સાંભળ. તું મને અતિ પ્રિય છે તેથી હુ તને તારા હિતની વાત પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. તુ સર્વ ધર્મનો ત્યાગ કરી મારૂં એકનું જ શરણ લે હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ. તું શોક કર નહી.

તિના નિયામક પ્રભુને ઓળખી જીવને પ્રભુનું સ્વરૂપ સમજી–જે પ્રભુ પોતાની પ્રકૃતિ દ્વારા પોતાની સત્તાથી સર્વ કર્મ નક્કી કરે છે તેનો સાક્ષાત્કાર કરવાનો છે. તેને જ ભક્તિથી પ્રેમથી બધાં કર્મ અર્પણ થાય તે માટે પહેલું પગથીયું કર્મયોગ છે કે જેમાં કર્મના ફળનો ત્યાગ બતાવેલો છે અને તે જગ્યાએ ગીતામાં કર્મ ઉપર જોર છે. બીજું પગથીયું જ્ઞાનયોગ છે કે જ્યાં આત્મ-સાક્ષાત્કાર કરી આત્મા અને જગતનો સ્વભાવ તપાસવાનો છે અને ત્યાં જ્ઞાન ઉપર જોર છે. છતાં જ્ઞાન વખતે પણ કર્મ-યોગ તેની સાથે જ સમજાવાય છે છેલ્લું પગથીયું પુરુષોત્તમની ભક્તિ અને તેને પ્રભુ તરીકે ઓળખવાનું છે અને ત્યાં ભક્તિ ઉપર જોર છે. ત્યાં પણ જ્ઞાનને નીચું ગણ્યું નથી, પણ તેની મહત્તા બતાવી છે. કર્મયોગનો પણ ભક્તિમાં ઉપયોગ બતાવ્યો છે. આ પ્રમાણે જ્ઞાનકર્મનો બેવડો માર્ગ ભક્તિથી ત્રેવડો થાય છે અને એવા માર્ગે જીજ્ઞાસુ આત્મયજ્ઞ કરી પ્રભુના સ્વરૂપ સાથે જોડાઈ સાયુજ્યમુક્તિ પામે છે અને પ્રભુના સ્વભાવને પામી સાધર્મ્યમુક્તિ પણ પામે છે.

## પ્રકરણ ૨ જું.

### ભક્તિ.

The Yoga of Devotion aims at a Divine fulfilment of the humanity in us as well as of the impersonal part of our being. It aims at a divine satisfaction of the emotional being of man. It demands of the supreme acceptance of our love and a response in kind; as we delight in Him and seek Him, so it behoves that He too delights in us and seeks us. Nor can this demand be condemned as irrational, for if the Supreme and the Universal Being did not take any delight in us, it is not easy to see how we could have come into being or could remain in being, and if He does not at all draw us towards Him,—a divine seeking of us,—there would seems to be no reason in Nature why we should turn from the round of our normal existence to seek Him.*

બધા ધર્મો મૃત્યુલોકના પ્રાણીઓની સત્તાથી એક મોટી સત્તાની હયાતી માને છે, તેમ જ તેના વિષે વિચાર કરવાની,

* The Motives of Devotiou "Arya" 15-5-1918.

તેની સેવા કરવાની તેની ઇચ્છાને શરણ જવાની અને તેના કાયદા અને રચના સમજવાની જરૂરીયાત માને છે. પણ તેમાં ઘણા ખરા, ભકત અને ભગવાનના સ્વરૂપ વચ્ચે, એવું અંતર રાખે છે કે જાણે બન્ને એક થઇ શકે જ નહિ. યોગથી તે અંતર જતું રહે છે, કારણ કે યોગ એટલે જ જોડાઇ જવું—એક થવું; એક રીતે, આપણે જ્ઞાનદ્વારા તે સત્તા સાથે એક થઈ શકીએ છીએ. કારણ કે, જેમ જેમ તે સત્તા વિષે આપણું જ્ઞાન વધતું જાય છે, તેમ તેમ તે સત્તા આપણી જ હોય તેમ લાગે છે. જેમ આપણા શરીરના પ્રભુ આપણે છીએ તે અનુભવ સાચો લાગે છે, તેવી જ રીતે જગતના પ્રભુ પણ આપણે જ છીએ એ અનુભવ પણ તે વખતે તેટલો જ સાચો લાગે છે. બીજી રીતે આપણાં કર્મોદ્વારા પણ તેની સાથે એક થઈ શકીએ છીએ. તેની ઇચ્છાને શરણ જવાથી આપણી ઇચ્છા અને તેની ઇચ્છા એક થાય છે અને જેટલો શરણભાવ શુદ્ધ હોય છે તેટલી આપણી ઇચ્છા પૂર્ણતાને પામે છે. ત્રીજી રીતે આપણે ભક્તિથી પણ તે સત્તા સાથે એક થઈ શકીએ છીએ. શરૂઆતની ભકિતમાં દૂર જણાતા ભગવાનને સમીપમાં જોવાની ઇચ્છા થાય છે, તેમાં પ્રેમ ઉત્પન્ન થાય છે, અને આપણે પ્રેમમય થઇ પ્રભુમાં લય પામીએ છીએ. આવી રીતે ભકિતયોગની શરૂઆત થાય છે અને અંતે પ્રભુમાં લય થયે તેની પરિપૂર્ણતા થાય છે.

આપણા બધા વિચાર અને કર્મ આપણી અપરા (નીચેની) પ્રકૃતિથી—અહંકારથી ઉત્પન્ન થાય છે. ધીમે ધીમે તે શુદ્ધ થાય છે, અને પછી તે જ આપણી (ઉપરની) પરા પ્રકૃતિ બને છે, અને અંતે તે આપણા ઉપર એવી અસર કરે છે કે તેથી થતી અંદરની

પ્રેરણાને શરણ જવાથી જ અંતરાત્માનું જ્ઞાન થાય છે, કે જે અંતરાત્મા પહેલાં અહંકાર ઉત્પન્ન કરીને પાછળથી તે શુદ્ધ કરી પરાપ્રકૃતિદ્વારા, અને અંતે પોતે જાતે જ આપણું ખરૂં સ્વરૂપ હોવાથી-આપણને આકર્ષે છે.

ભક્તિયોગમાં પહેલાં સકામ ભક્તિ થાય છે. પાછળથી તે જ નિષ્કામ અને સ્વતંત્ર બને છે. આમ ભક્તિ નિષ્કામ છે કે સકામ તે ઉપરથી માલમ પડશે કે આપણે મુખ્ય રસ્તા ઉપર ચડયા છીએ કે હજુ તે રસ્તે લઈ જનારી સીડી ઉપર છીએ. આપણે આપણા હલકા હેતુઓ ભક્તિમાં તજવા જોઇએ. આપણે (નીચેની) અપરા પ્રકૃતિથી છુટીએ તો જ પ્રભુના પ્રેમને લાયક થઈ શકીએ છીએ.

આવા મોટા પ્રભુ કે જે સર્વ જગતના નિયંતા છે, તેની ભક્તિમાં માણસને પહેલાં ભય અને હેતુ રહે છે. સકામ ભક્તિ પણ શરૂઆતમાં જરૂરની છે અને લાભ આપે છે. પ્રભુની બીકથી ધાર્મિક રહેવાય છે. બીક સાથે કાંઇક હેતુપૂર્વક પણ માણસ ભક્તિ કરે છે. સારી ચીજો મેળવવાની અને ખરાબ સંજોગો નડવાની બીકથી ભક્તિ કરવાની મરજી થાય છે, અને જ્યાં સુધી આત્મસ્વરૂપનાં દર્શન કરીને તેમાં જ રમવાની શક્તિ આવતી નથી, ત્યાં સુધી કર્મનાં નાના પ્રકારનાં ફળો ભોગવી તેનું મન અશાંત રહ્યા કરે છે. વળી આવા કર્મો અને તેનાં ફળ આસપાસના સંજોગોને લઇને પણ આવે છે, તેથી સર્વ કર્મોના કોઈ નિયંતા છે એવી ખબર પડે છે, અને તેથી તરત જ પોતાનાં દુઃખ મટાડવા માટે અને સુખભોગ માટે સકામ ભક્તિની શરૂઆત થાય છે.

પહેલાં તો ભક્ત એમ જ માને છે કે ભગવાનનો સ્વભાવ પણ પોતાના જેવો જ છે. તે માને છે કે ભગવાન સારૂં જોઇને રાજી થાય છે, ખરાબ જોઇને ગુસ્સે થાય છે, તેથી સારાં પકવાન્નો ધરી, સ્તુતિ કરી, જેમ સાધારણ માણુસને પ્રસન્ન કરી શકાય છે તેમ પ્રભુને પણ કરી શકાય છે. પછી જેમ ભક્તની બુદ્ધિ વધે છે તેમ તે એમ માને છે કે જેમ ન્યાયાધીશ ન્યાય કરે છે તેવી જ રીતે ન્યાય આપી પ્રભુ જગત ચલાવે છે. પાપ કરવાથી દુઃખ આપે છે, પુણ્ય કરવાથી સુખ આપે છે. અને તે ન્યાયાધીશ પોતાના લાભમાં ન્યાય આપે માટે જેમ મોટા માણુસની સ્તુતિ નાનો માણુસ કરે છે તેમ પ્રભુની સ્તુતિ કરે છે. જેમ મોટા માણુસ નાના ઉપર દયા કરી શકે છે, તેના આશ્રિતોને સુખ આપે છે, તેમ પ્રભુ પોતાના ભક્તને સુખ આપે છે. વળી તે એમ માને છે કે પ્રભુને ગુસ્સો ચડે છે, અને જેમ મોટા માણુસનો ગુસ્સો તેની સ્તુતિ કરી મટાડી શકાય છે તેમ પ્રભુનો પણ ઉતારી શકાય છે. આવી રીતે પ્રભુ પક્ષપાતી થઈ શકે છે એમ માને છે, અને તેથી સ્તુતિ, સેવા, ભેટ વગેરેથી તે પોતાના પક્ષમાં ન્યાય આપે માટે તેને પ્રસન્ન કરે છે, અને તેથી નીતિ ન સચવાય તોએ આવી રીતે પ્રભુ પ્રસન્ન થશે એમ માની સકામ ભક્તિ શરૂ કરે છે.

ઉપરના માનસિક હેતુ કરતાં પ્રભુની સત્તા મોટી છે, તે સર્વજ્ઞ છે, સર્વવ્યાપક છે, અને આપણા કરતાં ઘણી રીતે પૂર્ણ છે. તેની રચના અગાધ છે, તે માટે તે પૂજવાને લાયક છે, તે હેતુ પણ સકામ ભક્તમાં હોય છે. આવા અનેક હેતુ-ઓથી $\frac{9}{10}$ ભક્તિ થતી દેખાય છે. બાકીનો દશમો ભાગ શુદ્ધ

નિષ્કામ ભક્તિનો જણાય છે કે જે ભક્તિ ઘણા ઉંચા પ્રસન્ન વિચારથી પ્રભુસ્વરૂપનો અનુભવ લેવા માટે થાય છે. સકામ ભક્તિનો આવો મોટો ભાગ હોવાથી પરિણામ પણ તેવું જ હલકા પ્રકારનું આવે છે. ભક્તિયોગમાં સકામ ભક્તિ વખતે જેટલા હેતુઓ પરમ તત્ત્વને ઉપયોગના હોય તેટલા જ કામ આવે છે. જેટલા મનુષ્ય સુખની ઇચ્છાથી ઉત્પન્ન થાય છે તેટલા નકામા નીવડે છે. કારણ કે આપણો મુખ્ય હેતુ ભક્તિથી પ્રભુમય થવાનો છે, તેનાં તત્ત્વ સાથે એક થવાનું છે, અને એ જ પરમ લાભ છે. અપરા પ્રકૃતિમાં રહેલો માનુષિક લાભ લેવો એ ભક્તિનો હેતુ ન હોવો જોઇએ.

આપણી સર્વ વૃત્તિઓને જાણી શકે એવા પ્રભુ છે જ નહિ, એવો નાસ્તિક મત અમે સ્વીકારતા નથી; કારણ કે તે વાત અમારા અનુભવથી વિરુદ્ધ છે. યોગ અનુભવ શાસ્ત્ર છે, તેથી જીવ પ્રભુના સગુણ અને નિર્ગુણ બન્ને સ્વરૂપ સાથે એક થાય છે અને જેમ એક માણસ બીજા માણસના મનને ન દેખતાં તેની સાથે વ્યવહાર કરી તેનો પ્રત્યક્ષ અનુભવ લે છે, તેમ ન દેખાતા પ્રભુ સાથે યોગથી તેવો જ પ્રત્યક્ષ અનુભવ લઇ શકાય છે. પર-બ્રહ્મ સાથે એક થવા માટે જ યોગનો ઉપયોગ છે; તે જ તેનું ધ્યેય છે. સમાધિમાં તે અનુભવ માટે મનુષ્ય બુદ્ધિની હદ ઓળંગી જાય છે, પણ તેથી કાંઇ મનુષ્યબુદ્ધિનો નાશ થતો નથી. ફક્ત નીચેની અપરા પ્રકૃતિ તેના ઉપર અસર કરી શકતી નથી.

ભક્તિયોગ આથી પણ એક પગલું આગળ જાય છે. ભક્તિયોગ પરબ્રહ્મને પુરુષ માની પુરુષોત્તમ તરીકે

**મનુષ્ય સાથે વ્યવહાર કરવાને શક્તિમાન્** માને છે. જેમ માણસ પ્રેમથી એક બીજાનો પ્રત્યક્ષ આનંદ લે છે તેમ. એટલું જ નહિ, પણ તે શ્રીપુરુષોત્તમ પણ ભક્તની જેવી લાગણી, જેવો પ્રેમ તેવો જ અનુકૂળ પ્રેમ બતાવી જવાબ આપે છે. આવો પ્રત્યક્ષ જવાબ મળવામાં જ ભક્તિયોગનું ખરૂં રહસ્ય છે. કારણ કે જો પરબ્રહ્મ માત્ર નિર્ગુણ હોય, અવ્યક્ત હોય, અને અસંગ હોય તો આવો જવાબ મળી શકે જ નહિ, અને મનુષ્યે તે મેળવવા પ્રયત્ન કરવો તે મૂર્ખાઇ ગણાય ! મનુષ્ય તેને ન પહોંચી શકે તો તેણે મનુષ્ય જ મટી જવું જોઇએ. જે પરબ્રહ્મને આપણી સાથે સંબંધ ન હોય તેવા માત્ર નિર્ગુણ સ્વરૂપ ઉપર પ્રેમ કરવો, તેની સ્તુતિ કરવી, તેની સેવા કરવી, એ સમજુ માણસનું કામ નથી. તેથી ધાર્મિક કે નીતિમતી જીંદગી ગણાશે નહિ, અને ભક્તિ પણ બનશે નહિ. વેદાંતીઓને પણ પોતાના કેવળ અદ્વૈત સિદ્ધાંતના રક્ષણ માટે પ્રભુની હયાતી માન્યા વગર છુટકો નથી, અને બુદ્ધ ધર્મ કર્મવાદી છતાં જ્યારે બુદ્ધ પોતે ઇશ્વર તરીકે પૂજાવા માંડયા ત્યારે જ તે ધર્મ લોકમાન્ય થયો.

પરબ્રહ્મ આપણી સાથે અવ્યક્ત રહીને સંબંધ રાખે તો પણ ભક્તિમાર્ગ સરળ થઇ શકશે નહિ આપણે આપણી લાગણીઓ તેને અર્પણ કરીએ, પણ તેવા જ રૂપમાં જો તે જવાબ ન આપે તો ભક્તિ બરાબર થાય નહિ. તે માત્ર અવ્યક્ત શાંતિને આપી શકે. અવ્યક્તની ઉપાસનામાં આપણી લાગણીઓને પડતી મુકી, તે શાંતિનો અનુભવ લઇએ તો પણ મનુષ્ય સ્વભાવને સંતોષ થશે નહિ. ભક્તિયોગમાં આ શાંતિ મળવા ઉપરાંત પ્રભુ સાથે એક વ્યક્તિ તરીકેના અનુભવનું સુખ પણ મળી શકે

છે. ભક્તિયોગનો મુખ્ય હેતુ ભક્તને નિર્ગુણ-સગુણ બન્નેને ધારણ કરનાર પુરુષોત્તમ બનાવવાનો છે. મનુષ્યભાવને પ્રભુ-ભાવમાં ફેરવવાનો છે. તેથી પહેલું એ જરૂરનું છે કે આપણો પ્રેમ જેમ માણસ માણસમાં સ્વીકારાય છે તેમ સ્વીકારવો જોઇએ અને જેમ માણસ માણસમાં તેનો પ્રત્યાઘાત થાય છે, વળતો આનંદ મળે છે, તેનો અનુભવ થાય છે, તેમ પ્રભુએ પણ તેવો જ જવાબ આપવો જોઇએ, જેમ માણસને પ્રભુના આનંદની જરૂર છે અને તે આનંદ શોધે છે, તેમ પ્રભુને પણ માણસના આનંદની જરૂર છે અને તે શોધે છે. આ માગણી ગેરવ્યાજબી નથી, કારણ કે જો પ્રભુને માણસમાં આનંદ લેવો ન ગમતો હોય અને તે મેળવવાને પ્રયત્ન ન કરે તો માણસનો જન્મ જ કેમ બને અને માણસ જીવી કેમ શકે? તે સમજી શકાતું નથી, અને જો પ્રભુને આપણા આનંદની દરકાર ન હોય તો આપણે શા માટે આપણાં કામ મુકી તેનો આનંદ મેળવ-વાની મહેનત કરવી?

તેથી ભક્તિયોગમાં ભક્ત માટે જગતની રચનામાં નીચે પ્રમાણે સગવડો રહેલી છે.

(૧) પરબ્રહ્મ એ કાંઈ અવ્યક્ત-અજ્ઞ સ્વરૂપ નથી, પણ સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સત્, ચિત્, આનંદ-સ્વરૂપ છે.

(૨) તે આપણને જગતને સર્વ સ્થળે મળવું જોઇએ, નહિતર આપણે તેને મળવાને માટે જગતને છોડવું પડે.

(૩) ભકત ખાતર જરૂર પડે ત્યારે પુરુષોત્તમસ્વરૂપે ભકતના અનુભવમાં આવવું જોઇએ.

(૪) જ્યારે મનુષ્ય પોતાની લાગણીઓથી તેને મળવા પ્રયત્ન કરે ત્યારે તેણે પણ તેના અનુભવમાં આવે તેવો જવાબ આપવો જોઇએ.

આ ઉપરથી એમ નથી સમજવાનું કે પ્રભુનો સ્વભાવ મોટા માણુસ જેવો છે, અને તે એક વિશેષ શકિતવાળો પુરુષ છે. જેમ માણુસ પોતાના ગુણુથી બંધાય છે તેમ પ્રભુ પોતાના ગુણુથી કદાપિ બંધાતો નથી. તો પણુ એટલું તો ખરું છે કે માણુસની પ્રકૃતિ પ્રભુની શકિતથી જ ઉત્પન્ન થઈ છે, પણુ તે જે રૂપ લે તે તેનાથી જુદા પ્રકારનું થાય છે. કારણુ કે માણુસ અહકારથી દબાયલો રહે છે. તેનામાં સર્વાત્મભાવ જાગૃત નથી, તે ગુણાતીત રહી શકતો નથી, છતાં આ બધી અપરા પ્રકૃતિ પણુ એક જ સત્યને આધારે રહે છે. આપણે આપણી પ્રકૃતિથી તે સત્યને પહોંચી શકીએ છીએ, અને તે સત્ય પણુ આપણુને પોતાની તરફ ખેંચે છે, આપણે પ્રેમથી તેની સાથે એક થઈ શકીએ છીએ.

વળી આ પરમ સત્ય–પરમાત્મા એ જ જગતનો અને તેના સર્વ કાર્યોનો આધાર હોવાથી જગતના દરેક કાર્યથી આપણે તેની સમીપ જઇ શકીએ છીએ. જેમ જેમ આગળ જઇએ તેમ તેમ અડચણો ઓછી થાય છે. આપણે તેને પહોંચી વળવા માટે જે જે પ્રયત્ન કરીએ તે દરેકનો તે જવાબ આપે છે, કારણુ કે જો આપણા અપૂર્ણુ પ્રયત્નને પણુ પરમાત્મા સ્વીકારી જવાબ ન આપે તો કોઇ તેને પહોંચી શકે નહિ. જેમ જેમ અને જે જે પ્રકારે તેને મળવા આપણે પ્રયત્ન કરીએ છીએ તે તે પ્રકારે પ્રભુ

આપણો પ્રેમ સ્વીકારે છે અને આપણા અનુભવમાં આવી શકે તેવો જવાબ આપી આપણા પર અનુગ્રહ કરે છે. तथैव भजते. જેવી સેવા તેવો સ્વીકાર કરીને સેવા સુધરાવી આપણને કાયમ આકર્ષે છે. તેથી આપણને જે અનુભવ થાય છે તે સત્ય છે. પણ તે આપણી સેવાના પ્રકારે થાય છે, તેથી અપૂર્ણ લાગે છે, અંતે મળતો ભક્ત–ભક્તિ–અને ભગવાનની એકતાના આનંદનો અનુભવ તેને તરત મળતો નથી

આવી વિવિધ પ્રકારની પ્રભુસેવા પણ વિવિધ પ્રકારના માણુસો માટે શરૂઆતમાં જરૂરની છે, પણ તેની સાથે તેમાં પ્રભુમય–બનવાનો હેતુ હોય તો જ તે બરાબર ઉપયોગી થઇ શકે છે.

બધી ભક્તિમય જીંદગી એક પ્રકારે પ્રભુપ્રાપ્તિનો યોગ જ છે. ચેતન, જડમાથી નીકળતું નીકળતું જ્ઞાનની વૃદ્ધિ થતાં થતાં અંતે સર્વજ્ઞ પ્રભુમાં લય પામે છે. માણુસમાં એટલે અપૂર્ણજ્ઞાનવાળી જીંદગીમાં પ્રકૃતિનો હેતુ પ્રભુપ્રાપ્તિનો છે, તે સ્પષ્ટ જણાઇ આવે છે. પણ જ્યાંસુધી માણુસ તેને માટે પ્રયત્ન કરતો નથી, અહંકાર મુકી પ્રેમથી પ્રભુ સાથે એક થવા મહેનત કરતો નથી, ત્યાંસુધી તેની ભક્તિ સામાન્ય રહે છે. જ્યારે તે ઇચ્છા થાય છે ત્યારે તેનામાં ભક્તિયોગની શરૂઆત થઇ જાણવી કે જે ફળ આપ્યા વગર રહેતી નથી. પહેલાં અંધશ્રદ્ધાથી ભક્તિની જરૂર છે. પછી ધીરેધીરે ભેદ મટાડી અંતે પૂર્ણ આનંદમાં વિરામવું જોઇએ. જેટલાં તત્ત્વો પૂર્ણ આનંદમાં નહિ રહી શકે તેવાં હશે તેટલાં આપણા સ્વભાવમાંથી ચળાઇ જશે, અને બાકીના તે આનંદનો અનુભવ લેવાને યોગ્ય હશે તેટલાં જ રહેશે. કારણ કે પ્રેમ એક એવી ચીજ છે કે જે નિષ્કામ અને સ્વતંત્ર થઇ શકે છે. તેને

પ્રેમ સિવાય બીજો હેતુ રહેતો નથી. તે આનંદની શોધમાં આપણી લાગણીઓ ફરે છે, પણ તે લાગણીઓમાં આપણો પ્રેમ પરમ આનંદને ( સત્, ચિત્, આનંદને ) એકદમ મળી શકે છે. પ્રભુપ્રેમની અંતિમ અવસ્થા તે સત્, ચિત્, આનંદનું સ્વરૂપ છે. ભકિતયોગ હૃદયનું કાર્ય છે, બુદ્ધિનું નથી. તે રસ્તે તે જ્ઞાન મળે છે, તે પણ હૃદયથી અનુભવાય છે. કેવળ જ્ઞાનમાર્ગના મુશ્કેલ પ્રશ્નો જેવા કે પ્રભુ સગુણ છે કે નિર્ગુણ? તેને રૂપ છે કે નહિ? વગેરેનો ભકિતયોગમાં અવકાશ નથી, કારણ કે પ્રભુને જેવા રૂપવાળા–ભાવવાળા ભકત માને છે તેવા જ રૂપે–તેવે ભાવે પ્રભુ દર્શન આપે છે, અને તેવાં જ દર્શન દઇ તેને પોતાના આનંદમાં લઈ લે છે. એક માર્ગવાળા કહે છે કે ભકત ને ભગવાન જુદા જ રહેવા જોઇએ કારણ કે તે વગર ભકિત બને નહિ. બીજા માર્ગવાળા કહે છે કે એક જ બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, ભકિત પણ અજ્ઞાન છે, અને જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી એ જરૂરની છે. અને જ્યારે અભેદ અનુભવ થાય ત્યારે એ બનતી નથી. આ દલીલોમાં અમને એક જ સત્ય લાગે છે અને તે એ છે કે જીવ, જગત્ અને ઇશ્વર એક પરમાત્મસ્વરૂપ છે. જ્યારે જગતમાં અને જીવમાં રહેલ પરમ સત્યને પરમાત્માનો આનંદ લેવાની ઇચ્છા થાય છે ત્યારે પ્રભુભકિતની શરૂઆત થાય છે પ્રભુપ્રેમ બે પ્રકારે પૂર્ણતાને પામે છે. એક પ્રકારે પ્રભુ અને ભક્ત ભેદ રાખીને અભેદાનંદનો અનુભવ લે છે, અને બીજે પ્રકારે પ્રભુ અને ભકત પોતાન આનંદ એક બીજામાં મેળવી એક બની પરમાનંદનો અનુભવ લે છે. આ સત્યને આધારે ભકિતયોગ શરૂ કરવાથી તે પૂર્ણતાને પામે છે.

---

## પ્રકરણ ૩ જું.

### જ્ઞાન અને મોક્ષ.

विद्या चाविद्यां च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥

इशोपनिषत्.

In proportion as the mind grows one with *this triple object of its knowledge, one with* our real self, one with Nature and the world, one with God, we grow out of the mental into the divine consciousness in which the subject and the object are the same. As our object, it is grasped by our consciousness, made effective by our energy, possessed by our delight; but also our conscousness has to be unified with all consciousness, our energy fused into all energy, our delight made one with all delight. Then only our being also becomes subjectively one with all being and we have grown into our integral self-consciousness, become, as we may say, our real self.

The Self is Brahman, who is at once the Transcendent and all this that is,—God,

nature, ourselves, all existences; therefore, it is at once by universality and unity with the Transcendent that we become the Brahman. (ब्रह्मभूत.) And it is here (इहैव) in ourselves, in nature and world and in relation to other beings that we have to arrive at this fulfilment, not in some Beyond. It is an individual fulfilment, an individual becoming who has grown into that being, and at the same time it is that Being which has become our self or rather has manifested its truth in the individual consciousness. The cosmos is not destroyed, the individual manifestation is not destroyed; but their unity with the Divine is experienced, possessed and enjoyed, and it is this and nothing else which was described of old as our possession and enjoyment of immortality. The possession of unity and the living in unity are the Divine Life and the crown offered to the human being.*

આ જગતમાં મનુષ્યમાં અવતરેલ પ્રભુનું સ્વરૂપ અજ્ઞાન છોડી ધીમે ધીમે સર્વજ્ઞ થઈ પ્રભુ થાય છે. અથવા જડ જેવા

* Knowledge and Immortality "Arya" 15-5-1917.

દેખાતા પદાર્થમાં રહેલ ચૈતન્ય ખુલ્લું થતાં થતાં ચડતા પ્રકારનું જીવન ભોગવતાં અંતે સર્વજ્ઞ પ્રભુમાં લીન પામે છે. એમ જણાય છે કે પ્રભુ ફુલની કળીઓની માફક જીવ-જગત રૂપે આવિર્ભાવ થાય છે. બીજમાં રહેલ વૃક્ષ જેમ બહાર આવે છે તેમ જડ પદાર્થમાં પણ સચ્ચિદાનંદ પ્રભુ રહેલ છે, અને ધીમે ધીમે પોતાનું સ્વરૂપ બહાર લાવતા જાય છે. પોતાની ઇચ્છાથી જ એ એવી રીતે રહે છે અને અન્નમય કોશોવાળા શરીરોમાંથી ચડતા અભિવ્યક્ત થાય છે. પ્રભુને પોતાને તો પોતાનું આખું સ્વરૂપ સર્વદા અભિવ્યક્ત છે, સ્થાયી છે, પણ મનુષ્યને તે સ્વરૂપ સ્પષ્ટ નથી. કારણ કે તે માત્ર પ્રભુની રચનાના એક ભાગને જ પોતાનો માની બેસે છે, અને મનુષ્યશરીરમાં પોતાની પ્રકૃતિથી દબાયલો રહી પોતાની અલ્પજ્ઞતાથી સમજવા યત્ન કરે છે. જેમ મનુષ્યજીવ તેની આગલી જીંદગીઓમાં તદ્દન અજ્ઞાનમય શરીરોમાથી ચડતો ચડતો મનુષ્યશરીરમાં આવી કાંઇક જ્ઞાનને પાત્ર બને છે, તેવી જ રીતે મનુષ્યશરીરમાં તે ટુંકા જ્ઞાનને ઉચ્ચ ગતિ આપીને સર્વજ્ઞ પ્રભુ બની શકે છે અને મનુષ્ય જીંદગીનું સાર્થક કરી શકે છે. પ્રભુ જ મનુષ્યના આત્મા છે, મનુષ્યનું મનુષ્યત્વ છે, કે જે પ્રભુ પોતે જાણે છે. પણ તેની મનુષ્યને પહેલાં તરત ખબર પડતી નથી. મનુષ્ય જાણે છે કે હું પ્રભુપદે ધીમે ધીમે ચડું છું. ખરી રીતે પ્રભુ પોતે જ પોતાનું ખરૂં સ્વરૂપ ધીમે ધીમે આપણામાં અભિવ્યક્ત કરે છે.

તેથી તે માર્ગે પુરુષાર્થ શરૂ કરવાથી જીવ-જગત અને ઇશ્વરનાં ખરા સ્વરૂપો આપણને જણાય છે. ખરી રીતે એક જ સત્ય આપણા મનને વ્યક્ત થાય છે. પહેલાં આપણું મન જ

આપણને આત્મા લાગે છે–તે જ જ્ઞાતા હોય એમ માની બેસીએ છીએ. પણ જેમ જેમ તે જીવ–જગત્–અને ઇશ્વરનાં તત્ત્વો સમજી તે સર્વેની સાથે એક થતું જાય છે તેમ તેમ મનુષ્ય મનોમય કોશમાંથી નીકળી–આનંદમય–સર્વજ્ઞ એવા પ્રભુસ્વરૂપને પામે છે, કે જે દશામાં જ્ઞાતા અને જ્ઞેય બન્ને એક વસ્તુ છે. તે પ્રભુ સ્વરૂપ બીજા જ્ઞેય પદાર્થની માફક જ જોઇ શકાય છે, જાણી શકાય છે, તેનો ઉપયોગ કરી આનંદ લઇ શકાય છે. એટલા માટે આપણું ચિત્ પ્રભુના ચિત્માં જોડવું જોઇએ. આપણા પ્રાણ તેના પ્રાણમાં મેળવવા જોઇએ. આપણો આનંદ તેના આનંદમાં એક કરવો જોઇએ. ત્યારે જ આપણે પ્રભુપદને લાયક થઈ શકીએ. પ્રભુ બની શકીએ છીએ.

આ આત્મા બ્રહ્મ છે કે જેનું નિર્ગુણ સ્વરૂપ અસંગ–અવ્યક્ત સત્, ચિત્ અને આનંદરૂપ છે અને તેનું જ સગુણ સ્વરૂપ જીવ અને જગત્ છે. તેથી તેના નિર્ગુણ સ્વરૂપમાં સર્વાત્મભાવે ભળવાથી જ આપણે બ્રહ્મીભૂત–બ્રહ્મ થઇએ છીએ અને તેનો અહિ જ इहैव આ શરીરમાં–આ જગતમાં અને આપણા વ્યવહારમાં અનુભવ કરવાનો છે તેને માટે બીજે કોઇ સ્થળે જવાનું નથી. જીવ પ્રભુમાં વધે છે તે જ વખતે પ્રભુ જીવમાં આવિર્ભાવ પામે છે. તે જ જીવની પરમાત્મ પ્રાપ્તિ છે, મુક્ત દશામાં જગત્ જતું રહેતું નથી, જીવો જતા રહેતા નથી પણ જગત્ અને જીવો પ્રભુસ્વરૂપમાં તેની સાથે એક થઇને રહે છે તેનો અનુભવ મુક્ત જીવને મળે છે. તે આખા સ્વરૂપ ઉપર મુક્તની સત્તા ચાલે છે અને તેનો અખંડ આનંદ મુક્તને મળે છે. આ દશાને જ આપણા શાસ્ત્રોમાં મોક્ષપદ કહેલ છે અને તે આનંદને જ મોક્ષ-

સુખ કહેલ છે. અદ્વૈત થવું—સર્વાત્મભાવે રહેવું એ જ પ્રભુમય જીંદગી છે કે જે સામ્રાજ્ય પદવી છે અને તે મળ્યે જ મનુષ્ય-જન્મનું સાર્થક છે.

કેટલાક સંપ્રદાયવાળા પ્રભુના માત્ર નિર્ગુણ—અસંગ—અવ્યક્ત સ્વરૂપને જાણી તે સ્વરૂપને પામવું તેને જ મોક્ષ કહે છે. જગતને છોડી—પ્રભુના એવા અવ્યક્ત સ્વરૂપમાં જ લય થવું તે પ્રભુપદની પ્રાપ્તિ કહેવાય નહિ, ત્યાં મોક્ષનું સુખ મળશે નહિ. કારણ કે ત્યાં સુખ લેનાર અને સુખ એવા બે તત્ત્વો રહેતા નથી, એ દશા જ મેળવવા માટે જો કર્તવ્ય હોય તો મનુષ્ય જીંદગીનો કાંઈ હેતુ જણાશે નહિ. કારણ કે એવા સ્વરૂપમાં લય થતાં કોઇ જાતનું જીવન રહેશે નહિ. એવા નિર્ગુણ સ્વરૂપમાં અનંત શક્તિ રહેલી છે. જીવ—અને જગત્ પણ તેમાં—જેમ વૃક્ષ બીમાં રહે છે તેમ—રહેલ હોવાં જોઇએ. કારણ કે નહિતર તે તેમાંથી ઉત્પન્ન થઈ શકે નહિ. માયાથી પણ જીવ અને જગત્ થઈ શકે નહિ, કારણ કે માયા પણ સત્—ચિત્—આનંદ પ્રભુની ચિત્ શક્તિ છે અને તેથી પ્રભુના સ્વરૂપની અંદર રહેલ વસ્તુઓને બહાર દેખાડ્યા વગર રહેશે નહિ. માયા છે—માયા નથી એમ બે પ્રકારનાં માયાનાં સ્વરૂપ કહી શકાય નહીં. અમે કહીએ છીએ કે માયા છે અને તે પ્રભુની અનંત શક્તિ છે અને તેથી જગત્ પણ નિત્ય હતું અને નિત્ય રહેશે તે પણ પ્રભુનું સ્વરૂપ હોવાથી અનંત વખત તેની ઇચ્છાનુસાર આવિર્ભાવ—તિરોભાવ પામ્યા કરશે. જેની અંદર જીવ અને જગત્ આવી રીતે રહ્યાં છે એવું પ્રભુનું સ્વરૂપ જોતાં છતાં જીવ અને જગત્ મિથ્યા છે એમ કહી શકાય નહિ. પ્રભુની શક્તિને માયા કહીએ, શક્તિ

કહીએ, પ્રકૃતિ કહીએ, મોહ કરનાર અજ્ઞાન કહીએ અથવા ઉત્પન્ન કરનાર ચિત્ શકિત કહીએ, જ્ઞાનશકિત કહીએ, ક્રિયાશકિત કહીએ—આ બધાનો એક જ અર્થ થાય છે કે પ્રભુ પોતાની શકિતથી પોતાનું આખું સ્વરૂપ બહાર લાવે છે, અને તે શકિત પ્રભુની જ હોવાથી-અનાદિ અનંત હોવાથી પ્રભુને બરાબર દેખાડ્યા વગર રહેશે નહિ, તેથી પ્રભુના માત્ર નિર્ગુણ સ્વરૂપમાં લય થવાથી જીવ તે દેશમાં રહી શકશે નહીં એટલે કે મુકત થઈ શકશે નહીં. છતાં ધારો કે રહે તો તેનો શું અર્થ થાય? અને તે તે દશામાં રહેશે તેની ખાત્રી શું? તે દશામાં જીવ તત્ત્વ મટી જવાથી કોણે મોક્ષ મેળવ્યો? એમ માનીએ કે નિર્ગુણ બ્રહ્મ પોતાની માયાથી-કલ્પનાથી પોતાને જીવ માન્યા પછી તે કલ્પના છોડી દઈ મુક્ત થયેલ છે પણ માયા નિત્યસિદ્ધ હોવાથી ફરીથી તે માયાથી, તે કલ્પનાથી દુઃખી જીવ ભાવને નહીં પામે તેની ખાત્રી શું? તેથી જીવ અને જગત્ કોઇ પણ રીતે સત્ય હોય-પ્રભુનુ સ્વરૂપ હોય, મુકત દશામાં પણ તે સ્વરૂપનો આનંદ લઈ શકાય તો જ મનુષ્યને પુરુષાર્થથી-આત્મજ્ઞાન મેળવી કાયમનો લાભ મળી શકે અને તે નિત્યમુકત થઇ શકે.

તેથી જીવ જો પ્રભુનું સ્વરૂપ હોય તો જ મોક્ષ માટે પ્રયત્ન કરવો સાર્થક છે. જો જીવ અને જગત મિથ્યા હોય તો જીવ અને જગતમાં પોતાનું સ્વરૂપ જોવા મહેનત કરવી તે નાની માયામાંથી છુટી મોટી માયામાં ફસાવા જેવું થશે. કારણ કે તે દશામાં જીવ અને જગત માત્ર મનની ભુલનું પરિણામ લાગશે. મનુષ્ય તરીકેનું અહંકારી જીવન જેમ સ્વપ્ન લાગ્યું તેમ તે દશામાં પ્રભુજીવન પણ સ્વપ્ન લાગશે અને તે મોટી માયામાંથી

મોટા સ્વપ્નમાંથી છુટવા માટે મોટું કમનસીબ અને અજ્ઞાનનું આવરણ પણ જબરૂં લાગશે. એવા પુરૂષાર્થથી ઉચ્ચ જીવન અથવા ખરૂં સુખ મળશે નહિ. અમને લાગે છે કે જીવ અને જગત્ પણ પ્રભુની જ શકિત હોવાથી પ્રભુસ્વરૂપ છે અને માયામય ન હોવાથી, સત્ ચિત્ આનંદ પ્રભુ, જીવ અને જગત્ રૂપે નિત્ય સગુણાવસ્થામાં અને અવ્યકત અસંગરૂપે નિર્ગુણાવસ્થામાં —બન્ને સ્થિતિ એકી વખતે ધારણ કરતા હોવાથી જ્યાં સુધી તે બન્ને સ્વરૂપનો અનુભવ ન થાય ત્યાં સુધી જ્ઞાનપરિપૂર્ણ થશે નહિ. તાંત્રિક સંપ્રદાયવાળા હિમ્મતથી કહે છે કે ફકત સગુણ અથવા નિર્ગુણ એક જ સ્વરૂપ જોવું તે અપૂર્ણ જ્ઞાન છે. બન્ને સ્વરૂપનો સાથે અનુભવ કરવો તે જ પૂર્ણ જ્ઞાન છે. વેદાન્તમાં પણ આ મત ખુલ્લો જણાઇ આવે છે. ઇશોપનિષદ્ કહે છે કે अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते । ततो भूय इव तेऽतमो य उ विद्यायां रताः । એટલે કે જે અવિદ્યામાં રહે છે તે અંધારામાં ભમે છે અને જે વિદ્યામાં જ રમે છે તે જાણે કે મોટા અંધારામાં ભમે છે. બ્રહ્મ બધી સ્થિતિને સમાન છે, બધા વિરોધ મટાડે છે, તેથી મનુષ્ય તેના બન્ને રૂપને એક સાથે उभयं सह જાણી શકે છે. વિદ્યા અને અવિદ્યા બન્ને સમજી મૃત્યુ તરે છે અને અમર થાય છે. સંભૂતિથી એટલે મનુષ્યજીવનનો પ્રભુજીવનમાં જન્મ થવાથી આત્મજ્ઞાનથી જીવન્મુકત થઇ મોક્ષ સુખ ભોગવે છે એ ઇશોપનિષદના મંત્ર ઉપરથી ખાત્રી થશે કે ઉચામાં ઉચી દશાએ જતા પણ જીવ અને જગતના તત્ત્વનો નાશ થતો નથી.

પણ ત્યારે જીવ અને જગતનું સ્વરૂપ આપણી બુદ્ધિથી કેવી રીતે સમજવું ? માયાવાદી કહે છે કે તેનો નિર્ણય થઇ શકે તેમ

નથી. કારણ કે તે બુદ્ધિગ્રાહ્ય નથી. અમે કબુલ કરીએ છીએ કે સત્યનો અનુભવ—આત્માનો અનુભવ મન બુદ્ધિથી પર છે તોપણ એકવાર અનુભવ થયો તો બીજાના મનને સમજાય તેવો તેનો કાંઈક ખ્યાલ આવી શકાવો જોઇએ કે જેથી મનુષ્ય સ્વભાવને સંતોષ થાય. મુમુક્ષુ જીવ પોતાનું ચિત્ત પ્રભુમાં કેવી રીતે રાખે છે? તેના કયા સ્વરૂપનું ધ્યાન ધરે છે? કઇ જાતની મુકિત ઇચ્છે છે? તે ઉપરથી ખબર પડશે કે સ્વાનુભવ થયા પછી તે સ્વરૂપનો ખ્યાલ આવી શકશે કે નહિ? સત્ય એક જ છે. જીવ અને જગત્ પ્રભુની ચિત્ શકિતથી ઉત્પન્ન થયેલ હોવાથી તેમાં જ સ્થિત હોવાથી મુમુક્ષુ પોતાનું ચિત્ત તેમાં મેળવી—જીવ જગત્ અને પ્રભુ એ ત્રણ પ્રકારનો પ્રભુસ્વરૂપનો સ્વાનુભવ સાક્ષાત્કાર કરી સાદૃશ્ય મુકિત પામી શકે છે.

આ વસ્તુસ્થિતિ જો સાચી ન હોય તો જીવ અને પ્રભુ વચ્ચે કાંઇ સંબંધ નથી એમ માનવું પડશે. જગતના જીવ અહંકારી છે. બ્રહ્મ તો શુદ્ધ નિર્ગુણ અને શાંત છે. જીવ અલ્પજ્ઞ છે, બ્રહ્મ સર્વજ્ઞ છે તેથી તે બે છેડાને સાંધવાનો માર્ગ નથી એમ માનવું પડશે અને તેથી જીવ સૃષ્ટિ અસત્ય છે એમ પણ માનવું પડશે. આવા અહંકારી જીવો જગતને માયામય જોશે પોતાનાં શુદ્ધ આત્મસ્વરૂપને જ સાચું માનશે અને પોતાના બહાર દેખાતા રૂપને ખોટું માનશે. તેથી જીવ તત્ત્વની કાંઇ કિંમત રહેશે નહિ, કારણ કે જીવભાવ ખોટો હોવાથી જગત્ પણ ખોટું લાગશે. તેને તેનું અવિકારી અવ્યકત બ્રહ્મ સ્વરૂપ જ સાચું લાગશે. જગત્ પ્રભુએ કર્યું છે એમ માનશે નહી. કારણ કે નહિતર સત્ય પ્રભુમાંથી સત્ય જગત્ ઉત્પન્ન

થવું જોઇએ. અમારા અનુભવથી એમ લાગે છે અને ઉપ-નિષદમાં કહ્યું છે કે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય ત્રણે બ્રહ્મમાં થાય છે. બ્રહ્મ સર્વમાં, સર્વ બ્રહ્મમાં અને સર્વ બ્રહ્મ એ ત્રણ પ્રકારનો અનુભવ થાય તો જ પ્રભુમય જીવન ગાળી શકાય. આ જ ખરૂં આત્મજ્ઞાન છે કે જેથી મોક્ષસુખ મળી શકે છે, પણ માયાવાદની દૃષ્ટિએ તો આ ત્રણે સ્થિતિ માયિક છે, કારણ કે તેમાં ત્રણ પ્રકારનો સંબંધ રહેલો છે. તેની દૃષ્ટિએ જીવ અને જગત્ અજ્ઞાન અવસ્થામાં જ સત્ય લાગે છે તેથી આવો મોક્ષ પણ તેને સ્વપ્નવત્ લાગશે અને મુક્ત થયા પછી જીવ અને જગતનો આનંદ લેવો એ તો અજ્ઞાનની મોટી જાળમાં ફસાવા જેવું થશે. જીવ, જગત્ અને ઇશ્વર ત્રણે એક સ્વરૂપ છે તે અનુભવ માયાવાદીને થશે નહિ. કારણ કે તે જીવ અને જગતને મિથ્યા માને છે. તેનું એકીકરણ થતું નથી તેથી કાં તો તે જીવ અને જગતમાં રહી અજ્ઞાન અવસ્થામાં બ્રહ્મસ્વરૂપ ભુલે છે અથવા જ્ઞાનથી બ્રહ્મ જાણી જીવ અને જગ-તને મિથ્યા માની છોડે છે. તેને લાગે છે કે જ્ઞાન થયા પછી જીવ અને જગત્ દેખાય તો તે માત્ર સોપાધિક ભ્રમ છે એટલે મન અને શરીર છે ત્યાં સુધી દેખાશે અને જ્યારે શરીર પડી જશે, મન જતું રહેશે ત્યારે જીવ અને જગતનો દેખાવ પણ તેના મનની સાથે નિર્ગુણ બ્રહ્મમાં લીન થઇ જશે.

આ સંપ્રદાય કેવળ અદ્વૈતવાદ કહેવાય છે પણ ખરી રીતે તો તે માયાવાદ છે. શુદ્ધ અદ્વૈતવાદ તો કહે છે કે સર્વ એક છે અને સર્વ એકમાં રહ્યું છે. માયાવાદ કહે છે કે સર્વ મિથ્યા છે માત્ર બ્રહ્મ જ સત્ય છે. ઉપનિષદનો ખરો અદ્વૈતવાદ કહે છે કે

सर्वं खल्विदं ब्रह्म એટલે સર્વ એક છે એમ સ્વીકારે છે તે સર્વનું ઐક્ય કરે છે. ઉપનિષદમાં આપેલ બ્રહ્મજ્ઞાન પરિપૂર્ણ છે અને ઘણું વિશાળ છે. તેમાં ચોખું લખે છે કે સત્ ચિત્ આનંદના ચિત્ સ્વરૂપમાં તેના આખા સ્વરૂપનું જ્ઞાન સમાયેલું છે. અદ્વૈત સાક્ષાત્કાર કરી સચ્ચિદાનંદનું સ્વરૂપ જોતાં જણાશે કે જગતરૂપે આવિર્ભાવ થયેલ પણ પોતે જ છે. જીવરૂપે તેમાં રમતા પણ પોતે જ છે અને જીવ જગત્ ઉપર રહેલ શુદ્ધ સ્વરૂપ પણ પોતે જ છે એમ ત્રણ પ્રકારનો અનુભવ થશે. આ વસ્તુસ્થિતિ અનુભવથી સાચી લાગે છે અને તેથી તે મિથ્યા હોઈ શકે નહિ. એવી બે જુદી સ્વતંત્રવસ્તુ નથી કે જ્યાં એક શુદ્ધ બ્રહ્મ, નિત્ય સિદ્ધ સ્વયંજ્યોતિ છે અને બીજી માયા છે તે બ્રહ્મથી જુદી છે અને ફક્ત જીવ અને જગતને ઓળખાવે છે. એ તો દ્વૈતવાદ થયો. જીવ, જગત અને ઈશ્વર ત્રણે સચ્ચિદાનંદનુ સ્વરૂપ છે અને સચ્ચિદાનન્દનું જ્ઞાન થતાં ત્રણેનું જ્ઞાન થાય છે. જીવ અને જગત અને ઈશ્વરનું જ્ઞાન એક પછી એક એમ થાય છે એમ સમજવુ નહિ પણ ત્રણેનો એક વખતે અનુભવ થાય છે. જીવ અને જગત્ પરિમિત સ્વભાવવાળા હોવાથી તેનું જ્ઞાન સચ્ચિદાનન્દમાં હોવાથી એમ ન સમજવું કે સચ્ચિદાનન્દનું જ્ઞાન પણ તેવું જ થઈ જશે. સચ્ચિદાનન્દ પ્રભુને પોતાનું નિર્ગુણ સ્વરૂપ જોવા માટે જીવ જગત વિષેનું પોતાના સગુણ રૂપનું જ્ઞાન છોડવાની જરૂર નથી. તેથી જ્યારે સચ્ચિદાનન્દ પ્રભુ મનુષ્યજીવને પોતામાં લઈ લે છે અને મનુષ્યજીવ પણ તેના સ્વરૂપમાં વધે છે ત્યારે તેના પણ જીવ વિષેનું પોતાનુ જ્ઞાન છોડવાની જરૂર નથી. તેમ જ જે પ્રભુસ્વરૂપમાં તે મળે છે તેની પ્રભુતા ભોગવવા પોતે લાયક નથી એમ પણ સમજવું નહિ.

ખરી રીતે તો તે પ્રભુ બની પ્રભુતા ભોગવી શકે તો જ જ્ઞાનપૂર્ણ કહેવાય. સચ્ચિદાનન્દ જ્યારે જીવની અંદર તેના મનમાં રહેલ હું અને બીજા વિષેની જુદાઇનો પડદો વીંટાળી લે છે ત્યારે જીવ મુક્ત થાય છે. એવો મુક્ત જીવ મનુષ્યશરીરમાં રહેવા છતાં પણ, મનની કલ્પનાઓ જોતો છતાં પણ સર્વત્ર તે પ્રભુસ્વરૂપને જુએ છે કે જે તેના મનની પાછળ સ્વતઃ સિદ્ધ છે, જેનો સાક્ષાત્કાર થઇ શકે છે. જે સ્વરૂપને પહેલાં મનુષ્ય અનેકરૂપે જેવું તેવું છિન્ન ભિન્ન થયેલું જોતો, તેનું તત્ત્વ ન સમજતો, તે જ સ્વરૂપ સર્વત્ર એક રૂપે તેને જણાય છે અને તેથી તેને અમૃતાનુભવ થાય છે.

બાહ્મિક સ્થિતિથી આપણે મોક્ષનું સ્વરૂપ જોયું. મનુષ્યદૃષ્ટિથી જોઇએ તો મોક્ષ તે ફકત જીવસ્વભાવનો ફેરફાર છે. પ્રભુ જગતમાં જગદ્‌ભાવ છોડી દે તેને મોક્ષ કહેવાતો નથી કારણ કે જગત્ જેવું છે તેવું જ રહે છે. પ્રભુ જીવભાવ છોડી દે તે પણ મોક્ષ નથી કારણ કે જીવો પણ જેવાને તેવા જ રહે છે. તેથી ઘણા જીવોમાં કોઇક જીવ અથવા પ્રભુ પોતે જ પોતાના ઘણા જીવ રૂપમાંથી કોઇક જીવ રૂપને તેના મનમાં રહેલ અજ્ઞાનથી છોડાવી અદ્વૈત સ્વરૂપનો અનુભવ કરાવે તે જ મોક્ષ છે. પ્રભુનાં દર્શન અને પ્રભુસ્વરૂપનો અનુભવ બરાબર ત્યારે જ મળ્યો કહેવાશે કે જ્યારે જીવ અને જગત્ વિષેનું આપણું અજ્ઞાન મટી જાય અને તેનો પ્રભુ સાથનો સંબંધ સમજાય. જીવ અને જગતના તત્ત્વોનું જ્ઞાન છોડવું, તે ન સમજવું તે મોક્ષ હોઇ શકે નહીં પણ જ્યાં બધા ભેદ, બધી વિરુદ્ધતા મટી સર્વત્ર એક સ્વરૂપથી ઉત્પન્ન થયું છે, એક સ્વરૂપમાં સ્થિત છે

અને જેમ મનુષ્યનો દિવસનો વ્યવહાર રાત્રે ઉંઘમાં તેનામાં લય પામે છે તેમ એક જ સ્વરૂપમાં લય પામે છે, એમ અનુભવ થાય છે ત્યારે જ મોક્ષ મળે છે. જીવ જગત્ અને પ્રભુ ત્રણેનું જ્ઞાન મોક્ષમાં સરખું જરૂરી છે. ખરા આત્મજ્ઞાનમાં એકનો બાધ કરી શકાય નહીં. પ્રભુ તો પોતે સર્વ છે એમ અનુભવ કાયમ લે છે. પણ જીવ અહંકારથી દબાઇ રહેલ હોવાથી તેનાથી જુદી તેને સર્વાત્મભાવ અનુભવવાની જરૂર છે અને તે અનુભવ લઈ જીવન ગાળવાનું છે. આવી જીવન્મુક્ત દશા થઇ શકે તો જ મનુષ્યજીંદગીનો કાંઇક હેતુ હોઇ શકે અને તો જ તેને ખરા મોક્ષનો આનન્દ મળી શકે, કારણ કે જો મોક્ષ વખતે જીવનું જીવત્વ નષ્ટ થાય તો મોક્ષ કોણે મેળવ્યો ગણાશે અને કોણે તેનો આનન્દ લીધો ગણાશે ? મોક્ષનો અનુભવ જગતમાં રહીને થવો જોઇએ એટલે કે જગત પોતાનું સમષ્ટિ સ્વરૂપ છે એમ અનુભવ થવો જોઇએ. તેમ ન થાય અને મોક્ષ પછી પણ જગત્ જેવું પહેલાં દુઃખમય લાગતું તેવું જ દુઃખમય લાગે તો મોક્ષનું ફળ શું ? જેમ મોક્ષ મેળવવાની મહેનત જગતમાં રહીને કરવી પડે છે તેમ મોક્ષસુખ પણ જગતમાં રહીને ભોગવી શકાય છે. ઇશોપનિષદમાં મોક્ષનું સ્વરૂપ આ પ્રમાણે કહ્યું છે. यस्तु सर्वाणि भूतान्यात्मैवानुपश्यति सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूत् विजानतः । तत्र कः मोहः कः शोकः एकत्वमनुपश्यतः । એટલે કે જે સર્વ પ્રાણીમાત્રને પોતામાં જુએ છે, અને પોતાને સર્વમાં જુએ છે, જેનો આત્મા સર્વરૂપ થઈ ગયો છે તેવા એક જ સ્વરૂપનો સર્વત્ર આનંદ લેનાર જીવને શોક અને મોહ ક્યાંથી થાય ! મુક્ત દશામાં અહંકારથી પડેલા ભેદ જતા રહે છે. જીવ, જગત, પ્રભુ સર્વે રહે છે.

પણ તે પોતાથી જુદા રહેના હોય એવો જે પહેલાં અનુભવ અજ્ઞાનથી હતો તે જ્ઞાનથી જતો રહે છે, જગત્ પણ આત્મન્ સ્વયંભૂ પ્રભુનો સમષ્ટિભાવ છે એમ સમજાય છે. જીવ, જગત અને પ્રભુ બધા જ્ઞાનમાં ઉપયોગી છે, કોઇનો બાધ કરવાની જરૂર નથી. અહંકારથી થયેલ ખોટા ભેદ, તેને અંગે થતા શોક, દુઃખ, મોહ, મુશ્કેલીઓનો જ બાધ થાય છે. તે જતા રહે છે. બધી નિરાશા જતી રહે છે. કંટાળીને સંસાર છોડવાની ઇચ્છા પણ જતી રહે છે, કારણ કે સંસાર દુઃખમય લાગતો નથી, સંસારના દુઃખો મનના માનેલા જ છે અને જગતને આત્મસ્વરૂપથી જુદું માનવાથી ઉત્પન્ન થાય છે. જ્ઞાનથી તે ભેદ જતો રહે છે અને જગત પણ પોતે છે એમ અનુભવ થવાથી તે દુઃખ જતાં રહે છે. પ્રભુતા પ્રાપ્ત થયા પછી જગતરૂપે પોતાને જેવાથી શોક દુઃખ જગતમાં જણાશે નહિ, કારણ કે જગત્ આનંદમય સચ્ચિદાનન્દ પ્રભુનું સ્વરૂપ હોવાથી દુઃખમય રહી શકે નહિં અને જગતના સંજોગો પણ તેવા થઈ શકે નહિં. વળી બ્રહ્મીભૂત થયેલ, પ્રભુભાવ પામેલ મુક્ત જીવ સંસારના દુઃખ અને માયાને તાબે થતો નથી, કારણ કે તેને સચ્ચિદાનંદના આખા સ્વરૂપનું જ્ઞાન હોય છે અને તેના આનંદમાં રમતો ફરે છે.

પરિપૂર્ણ મુક્ત દશા તે જ છે કે જ્યાં સંસારના દુઃખથી કંટાળી સંસાર છોડવાની ઇચ્છા પણ જતી રહે છે, તેમ જ અજ્ઞાન અને તેના કાર્યથી છુટવાની ઇચ્છા જતી રહે છે. મુક્ત દશામાં પણ જે તે ભાવ રહે [illegible] હેતુ કાંઇક જુદો હોવો જોઇએ. પ્રભુભક્તિનું અતિ[illegible] હેય, તેનું પરિણામ હોય અથવા સચ્ચિ-

દાનંદનો આનંદ બહુ આકર્ષણ કરતો હોય તો તેમ બને છે, પણ તે નિયમ સર્વત્ર લાગુ પડશે નહિં. આપણા જીવનનો હેતુ સંસાર છોડવાનો હોઈ શકે નહિં. ઉપનિષદ્ ખુલ્લું કહે છે કે તે જ બ્રહ્મજ્ઞાન ખરૂ છે કે જેમાં બધા વિરોધનું સમાધાન થાય છે. બ્રહ્મજ્ઞાન મળ્યે જગત્ પણ બ્રહ્મરૂપે દેખાય છે, અજ્ઞાનથી જણાતુ અનેકત્વ મટી જ્ઞાનથી એકત્વ પ્રાપ્ત થાય છે. આપણે બ્રહ્મનો નિર્ગુણ સગુણ બન્નેરૂપે ઉભય સહ અનુભવ કરી શકીએ તો જ પૂર્ણ થઈ શકીએ છીએ. નિર્ગુણ બ્રહ્મભાવ પામવાથી જીવન્મુકત થઈ મૃત્યુને તરી શકીએ છીએ પણ નિર્ગુણ સગુણ બન્ને સ્વરૂપ અનુભવી નિરંતર જન્મ લઈ–પહેલાના જેવા અહં-કારી જીવ ન બનતાં–પ્રભુ જેવી રીતે અલિપ્ત રહી જીવભાવનો આનન્દ લે છે તેવી રીતે જીવન સ્વીકારવાથી સાયુજ્ય, સાલોક્ય અને સાધર્મ્ય મુક્તિનો પરમાનન્દ પણ મળે છે. (संभूत्यामृत-मश्नुते । ईशोपनिषद्), એવી રીતે જન્મ લેવાથી અહંકારી જીવન થતુ નથી. અહંકાર ન હોવાથી ઇચ્છાઓ થતી નથી. મુકત થયા પછી જીવભાવ જણાય તે અહંકાર નથી તેમ જ તે માત્ર અવ્યકત નિર્ગુણ સ્વરૂપ નથી. તે પુરુષની પુરુષોત્તમ દશા છે. જેમાં મુકતને જીવોનો આનન્દ મળે છે, જગતનો આનન્દ મળે છે અને તેથી પણ વધારે પોતાના મૂળ અવ્યકત સ્વરૂપનો આનન્દ પણ મળે છે. એમ સર્વ પ્રકારે સ્વતંત્ર આનન્દ ભોગવતાં, સારૂપ્ય, સાયુજ્ય, સાલોક્ય અને સાધર્મ્ય એમ ચારે પ્રકારની મુક્તિ એક વખતે મેળવી શકે છે.

આવા ઉંચા પ્રકારની દશા પ્રાપ્ત થઇ શકે છે અને આવો મોક્ષ મળી શકે છે છતાં જગત્ અનેક રૂપે હોવાથી માયામય છે–મિથ્યા છે એમ માનવું યોગ્ય નથી. જે વસ્તુ મિથ્યા હોય

તે પ્રભુનો આનંદ આપી શકે નહિં, અને સ્વપ્નવત્ જગત હોય તો તે સ્વયંજ્યોતિ પ્રભુનો અનુભવ કરાવી શકે નહિં. જ્ઞાનમાર્ગમાં જીવ અને જગત્ પણ રહે છે તેથી માયાના કાર્યને અજ્ઞાનમય-સ્વપ્નમય મિથ્યા માનવું નહિં. માયા પણ પ્રભુની જ્ઞાનશક્તિ અને ક્રિયાશકિત છે. શ્વેતાશ્વર ઉપનિષદમાં કહે છે કે તે દેવાત્મશક્તિ છે. પ્રભુના નિર્ગુણ સ્વરૂપમાં લય થઇએ અને જગતને ભુલીએ તોપણ જગત્ મટી જતું નથી તેમ જ પ્રભુના સગુણ સ્વરૂપમાં જન્મ લઇએ તોપણ તેનું નિર્ગુણ સ્વરૂપ મટી જતું નથી. બધી દશામાં બંને સ્વરૂપ રહે છે. નિર્ગુણ દશામાં રહેવાની તીવ્ર વૃત્તિથી સગુણ રૂપ દેખાતું બંધ થાય છે અને સગુણમાં લીન થઇ રહેવાની ઇચ્છાથી નિર્ગુણ સ્વરૂપ દેખાતું બંધ થાય છે. જીવ બંને સ્વરૂપની વચ્ચે છે તેથી તેને બંનેનો અનુભવ સાથે લેવાની જરૂર છે. નિર્ગુણ સ્વરૂપથી ચ્યુત થયેલ અને સગુણ સ્વરૂપમાં ગુંચવાઇ ગયેલ મનુષ્ય જીવ પોતાનું નિર્ગુણ સ્વરૂપ પરિપૂર્ણ કરી સગુણ સ્વરૂપમાં જીવન્મુકતદશા અનુભવી શકે છે ત્યારે જ તે જીવનું સાર્થક થાય છે.

આ જગતમાં એવી કોઈ વસ્તુ નથી કે જેનું સત્ય આપણે સમજવું છોડી દેવું જોઇએ. ફકત અપકવ મનથી જણાતા જગતના વિરોધો ચિત્તશુદ્ધિથી મટી જવા જોઇએ; દરેક જાતનું જીવન વિરોધી સ્વભાવવાળું અને પરતંત્ર છે અને જ્યાં સુધી તેને ચલાવનાર સ્વતંત્ર સત્તા ન સમજીએ ત્યાં સુધી તેનો તે સ્વભાવ જશે નહિ. મન અને શરીર વિરોધી સ્વભાવવાળાં છે. આપણે એમ માનીએ કે મનથી શરીર ચાલે છે અથવા શરીરથી મન ચાલે છે પણ તેથી ખુલાસો થશે નહિં. જ્યારે આ-

પણ આપણા આત્માને ઓળખીએ કે જે મન નથી, શરીર નથી, પણ બંનેને પોતાની સત્તાથી ચલાવે છે ત્યારે જ મનનો અને શરીરનો સ્વભાવ સમજાશે. કારણ કે આત્મા સ્વતંત્ર છે, મન અને શરીર પરતંત્ર છે, જેમ એક શેઠના બે નોકર પોતાની નોકરી માટે બીજાને ભોગે પોતાનો પગાર વધે તેવી હરિફાઈ કરી પોતાનું સુખ વધારવા ઇચ્છે છે તેમ મન અને શરીર પણ આત્માની સેવામાં વિરોધી સ્વભાવ ધારણ કરી રહે છે. મન અને શરીર પણ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનની ત્રિપુટિથી ચાલે છે, કારણ કે નહિંતર તે જીવી શકે નહિં. જ્યારે આપણે પ્રભુ સ્વરૂપ પામી મુક્ત થઇએ અને જ્યાં જ્ઞાતા અને જ્ઞેય એક વસ્તુ છે એવી દશાનો અનુભવ લઇએ ત્યારે ત્યાં આવા વિરોધી સ્વભાવવાળાં તત્ત્વોનો હેતુ સમજાય છે. તે વખતે જ્ઞાતા અને જ્ઞેય જીવ અને જગતમાં જુદા દેખાતા નથી પણ એક આશ્રયે રહેલ દેખાય છે. વસ્તુ પોતે જ્ઞાતા કે જ્ઞેય નથી પણ જીવનો જ્ઞાતા અને જ્ઞેય તરીકે દેખાવાનો સ્વભાવ અને જગતનો પણ તેવો સ્વભાવ તે સચ્ચિદાનંદ પ્રભુની જ્ઞાનશકિતના જુદા જુદા દૃષ્ટિબિંદુ છે.

જીવ અને જગત્ પણ વિરોધી સ્વભાવવાળાં છે અને એક બીજા ઉપર પરતંત્ર છે; જીવ જગત ઉપર આધાર રાખી વધે છે છતાં જગતથી સ્વતંત્ર થઇ તેની સામે થઈ તેનાથી મોટો થવા ઇચ્છે છે. મુક્ત થઇ પોતાને બીજા જીવોથી અને જગતથી મોટો સત્તાવાન્ જુએ છે જગત પણ જીવ ઉપર આધાર રાખી વધે છે. પોતાના જોરથી જીવને દબાવે છે. જીવ પોતે જીવ ભાવમાં રહે તેવું જગત્ ઇચ્છે છે અને તેવો તે પોતે પ્રયત્ન કરે છે. તેને પોતાનો અંશ કરી પરતંત્ર કરે છે છતાં જગતના

નિયામક પણ જગત અને જીવ બન્નેથી વધારે સત્તાવાળા છે. જગતના પ્રભુ અસંખ્ય જગતની સત્તાથી પણ મોટા છે. જીવના અંતર્યામી પ્રભુ પણ તેજ છે અને અસંખ્ય જીવોની સત્તાથી પણ મોટા છે. જીવ અને જગત પ્રભુના અંશ છે. એક બીજા ઉપર પરતંત્ર છે. છતાં બન્ને અંતર્યામી પ્રભુને આશ્રયે રહેલા છે. જીવ અને જગતને બાધ કરી પ્રભુને જ સત્ય માનીએ તો જીવ અને જગત ખોટાં માનવાં પડે છે અને પ્રભુને બાધ કરીને જીવ અને જગતને સત્ય માનીએ તો પ્રભુ ખોટા માનવા પડે છે. ખરા જ્ઞાનયોગમાં કોઇનો બાધ કરી શકાય નહિં. પ્રભુ જેમ માત્ર નિર્ગુણ રૂપે એક નથી તેમ માત્ર સગુણ રૂપે અનેક નથી. તેના એક જ સ્વરૂપને માનવું તેનો અર્થ એવો થાય કે છે જાણે કે પ્રભુનું સ્વરૂપ કેમ આપણી કલ્પનાથી નક્કી થતું હોય. પ્રભુને એવી રીતે આપણી કલ્પના ઉપર પરતંત્ર કરી શકાય નહિં. આપણે એવા વિચારથી પ્રભુનું જીવન નક્કી કરી શકીએ નહિં. આપણે તેને જીવન આપતા નથી. એકત્વ અથવા અનેકત્વ બેમાંથી એક જ સત્ય હોઇ શકે નહિં. એક જ પ્રભુનું સ્વરૂપ હોવાથી બન્ને તેટલા જ સત્ય છે. એમ ન માનવું કે મનુષ્ય-જીન્દગી એક સ્વપ્ન છે, ભ્રમ છે અને પ્રભુએ આપણને તેમાં ફસાવા માટે અજ્ઞાન રાખેલ છે. અમે કહીએ છીએ કે જગત સત્ય છે તેથી એમ ન માનવું કે જગત ઉપર પ્રભુનો આધાર છે. જીવ સત્ય છે તેથી એમ ન માનવું કે જીવ પ્રભુનો નિયંતા છે. પ્રભુ જેમ બધા ભાવથી પર છે તેમ જગતમાં પણ તે તેટલો જ સ્વતંત્ર રહે છે; જીવમાં સ્વતંત્ર રહે છે અને જીવને સુલભ્ય છે. એ સત્યમાં એવા પ્રભુ સ્વરૂપમાં બધા વિરોધ મટી જાય છે અને સાચા જીવનના હેતુ અને કારણ સ્પષ્ટ થાય છે.

## પ્રકરણ ૪ થું.

## જીવ, જગત્ અને ઈશ્વર.

A Divine Life is not only possible, but the very aim of man in his evolution. A Divine Life means to live in the integral power of the spirit and that integral power does not consist, as we can see, only of its possession of his infinite being, consciousness and delight in the repose of a featureless existence indifferent to or unaware of all activity, but resides in the simultaneous possession of a transcendent and a cosmic existence and its perfect delight in both of its transcendent and its comic activity and therefore also in every individual activity and in all the grades of being. This simultaneous possession and delight are evident for without that the Comos could not remain in existence for a moment. * * * *

To break down the separateness of mind, life and body of which the separative ego

sense is the knot, to open himself to and become one with the universal and the transcendent and in this new self-experience to develop the glories and powers of the spirit in his liberated being is the destiny of the human spirit. * * * * * *

And the rising of the individual to this height is the sign and promise of the elevation of the race, of which the liberated individual must be not only the type, but the Chief assistant and instrument.*

આપણે આપણી તરફ અને જગત્ તરફ જોઇએ છીએ ત્યારે આપણને પહેલાં ત્રણ તત્વ નજરે પડે છે. પહેલું શરીર,[1] બીજું તેમાં સંચાર કરતો પ્રાણ[2] અને ત્રીજું મન[3] કે જે પ્રાણને શક્તિ આપી કામે લગાડે છે, પ્રાણ અને શરીર ઉપર સત્તા ચલાવી પોતાની શક્તિ ઓળખે છે. વિસમી સદી સુધીના વિચારો, સાયન્સદ્વારા આ ત્રણ તત્વની હયાતી કબુલ કરે છે. અને કહે છે કે આ ત્રણ તત્વો શરીરમાંથી થયા છે અથવા પ્રાણમાંથી થયા છે અથવા ગુણોત્કર્ષ[4] પ્રમાણે તે ત્રણેનું સાથે જીવન ઘડાયું છે. અત્યારસુધીનું આ તત્ત્વજ્ઞાન તે માત્ર મનુષ્યના મનની

* The Mataphysical Basis of the Divine Life.

"Arya" 15-9-1916.

1. Matter. 2. Life. 3. Mind. 4. Evolution.

કલ્પના છે કારણ કે તેણે શરીર અને પ્રાણુની જ પરીક્ષા બરાબર કરી છે. મનનું ખરૂં સ્વરૂપ બરાબર જાણ્યું નથી અને આત્મા જેવું તો કાંઇ તત્વ જ નથી એવું માનવા-મનાવવા આગ્રહ કરે છે. તેથી સ્વાભાવિક રીતે જે વિચાર સાયન્સદ્વારા આવે-જે સાયન્સ બતાવે તે જ સાચું અને જે સાયન્સ ન બતાવી શકે-જે સાયન્સ નક્કી ન કરી શકે-જેની સાયન્સને ખબર નથી તે બધું ખોટું એમ માની બેસે છે. મન કે જેની પરીક્ષા સાયન્સથી થઇ શકતી નથી તે કરે તે ખોટું એમ માને છે. જેમ જેમ મનનું સાયન્સ આગળ વધતું જશે અને મનની અનંત શક્તિઓ જાણવામાં અને અનુભવવામાં આવશે તેમ તેમ મનના અને મનની ઉપર રહેલ મૂળ ખરા તત્વોની ખબર પડશે. તે વખતે આત્મજ્ઞાન થશે અને સર્વ વિચાર-સર્વ જ્ઞાનનું મૂળ આત્મા છે એમ ખબર પડશે.

અમે જે રીતે વિચાર કર્યો છે તેમાં મનની ઉપરના પણ તત્વો છે એમ માની લીધું છે. તેનું કારણ અમારી પાસે તે તત્વોને સમજાવે તેવું શાસ્ત્ર હતું અને તેમાં બતાવેલ તત્વો ઘણે અંશે અનુભવેલ હતા. અમે તેના ઉપર આધાર રાખીએ છીએ કારણ કે તે જે કહે છે તે દરેક બાબત અનુભવમાં લાવી શકાય છે. એટલું જ નહિં, પણ વીસમી સદીના વિચારના સાધનો-સાયન્સ વિગેરે-જો કે જુદી દિશામાં કામ કરે છે તો પણ-તે ઉંચા તત્વો ખુલ્લા કરતા જાય છે અને તેથી અમારા અનુભવને ઘણો વધારે ટેકો મળે છે. તે વિશાળ દૃષ્ટિએ જીવ અને જગતનો વિચાર કરતાં એમ લાગે છે કે મન પ્રાણુ અને શરીર ઉપરાંત એક ઘણી મોટી સત્તા-ઘણું મોટું તત્વ હયાતી ધરાવે

છે કે જેને આધારે મન, પ્રાણ અને શરીર ચાલે છે અને જેની અંદર રહેલ વસ્તુઓ એ ત્રણ બતાવે છે. પુરાતન કાલની વિચારપદ્ધતિમાં આત્મજ્ઞાન તે સર્વ જ્ઞાનનું મૂળ છે એમ મનાતું હતું અને તે દ્વારા જીવ અને જગતનાં મૂળતત્વો સમજવામાં આવતાં હતાં. જો આપણે માત્ર બાહ્યદષ્ટિ જ રાખી જોઇએ તો આત્મા માત્ર મન, પ્રાણ અને શરીરનું પરિણામ હોય તેમ દેખાશે પણ જો આપણે તે દૃષ્ટિએ અટક્યા વગર અંતરદષ્ટિ રાખી–મનની ઉપર રહેલ તત્વોને તેનું મૂળ સ્વરૂપ ખુલ્લું કરવા દઇએ તો જણાશે કે આત્મા સર્વ વસ્તુઓનો મુખ્ય આશ્રય છે. વળી આત્માનું ખરૂં સ્વરૂપ સમજવા મહેનત કરીએ–તેના કાર્યોની ગુહ્ય રચનાનું પૃથક્કરણ કરીએ તો તે આપણા સૌના અસ્તિત્વનું તેમ જ સૌના સમગ્ર જીવનનું મૂળ છે એમ સમજાશે. વળી તે જ પરમ–આત્મા પરમાત્મા છે એમ અનુભવવામાં આવશે. તેનો ખરો સ્વભાવ ત્રણ પ્રકારનો છે. (૧) સત્ એટલે પોતાની હયાતી માટે જેને બીજા કોઇ તત્વ ઉપર આધાર નથી. જે સૌનો આશ્રય છે પણ જે કોઇને આશ્રયે નથી. (૨) ચિત્ એટલે જેમાં જ્ઞાન અને ક્રિયા બન્ને શક્તિઓ રહેલી છે અને (૩) આનંદ એટલે પોતાના સ્વરૂપના જ્ઞાનનો આનંદ. આ ત્રણે પ્રકારનો સ્વભાવ એક વસ્તુમાં છે. તે વસ્તુ સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ ઇશ્વર છે. એ ત્રણે સ્વભાવનું એકીકરણ કરી તેનો વિચાર સુલભ થાય એવા હેતુથી અમે તે વસ્તુ તે સત્ચિત્ આનંદ–સચ્ચિદાનન્દ કહીએ છીએ.

બધું સચ્ચિદાનન્દથી ઉત્પન્ન થાય છે. તેમાં લય પામે છે. તેનાથી જ જીવે છે. સચ્ચિદાનન્દ જીવ–જગતથી પર છે, અતીત છે છતાં જીવ અને જગતરૂપે બહાર દેખાય છે. જીવ અને જગ-

તમાં છૂપી રહ્યા છતાં જીવ અને જગત રૂપે અવતરે છે. તે દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છિન્ન થતા નથી. છતાં દેશ કાળ અને વસ્તુરૂપે જણાય છે. તેની ઉત્તમ અતીત દશામાં તે પરબ્રહ્મ કહેવાય છે અથવા જ્યાં કોઈ વિચાર પહોંચી શકતો નથી એવું કોઈ શૂન્ય તત્વ છે. પણ આ બધા રસ્તા એક જ વસ્તુને બતાવે છે. શૂન્ય એટલે જે શૂન્ય નથી તેનાથી પર—અતીત. બુદ્ધિગ્રાહ્ય ન હોવાથી જ કોઈ તેને શૂન્ય કહે છે. અસ્તિ એટલે છે એમ માને તે આસ્તિક કહેવાય છે. ન-અસ્તિ-નથી એમ કહે તે નાસ્તિક કહેવાય છે. નાસ્તિક પણ કહે છે કે તે તત્ત્વ બુદ્ધિમાં આવે તેવું નથી માટે નથી. તે વસ્તુથી મળતા અખંડ આનન્દથી અને તેની સાથે રહેલા તેના જ્ઞાનથી આપણે આપણું તે મૂળ તત્ત્વ જાણી શકીએ છીએ.

પણ જીવ જ્યારે જગતનો અનુભવ લે છે ત્યારે જગત્ સચ્ચિદાનન્દ એવા આનંદરૂપ પ્રભુનું સ્વરૂપ હોવા છતાં દુઃખ અને અજ્ઞાનયુક્ત વિરોધી સ્વભાવવાળું જણાય છે. તેથી મનુષ્ય જીવને આ વિષય ઘણો મુશ્કેલ થઈ પડે છે. આપણે તેનો ટુંકો જવાબ આપી શકીએ કે જગત બધું માયામય છે, કલ્પિત છે, મનનું કાર્ય છે વિગેરે, પણ તેથી જીવને સંતોષ થશે નહી. તેમાં વળી બીજી મુશ્કેલી એ થશે કે સચ્ચિદાનન્દનું એવું સ્વતંત્ર સ્વરૂપ ફેરવી તેને દુઃખમય અજ્ઞાનમય બનાવી દે એવી સ્વતંત્ર માયા કોણ છે. આથી કાંઈ ખુલાસો થતો નથી. તેથી આનંદઘન પ્રભુ અને દુઃખમય જગત્ વચ્ચે શું સંબંધ છે તે સમજાશે નહીં. જગતને સ્વપ્નવત—મિથ્યા કહેવાથી જેટલી મુશ્કેલી છે તેથી વધારે નડે છે તે મતમાં થોડુંક સત્ય છે પણ તે એકદેશી છે. જીવ, જગત્ અને ઇશ્વર વચ્ચે કેવો ગાઢો સંબંધ છે તેનો આધ્યાત્મિક

અનુભવ થઇ શકે છે. અમે બધી દૃષ્ટિએ તે તત્ત્વની પરીક્ષા કરી અમારો અનુભવ કહીએ છીએ. તે દૃષ્ટિએ જગત્ અને ઇશ્વર જુદા પ્રકારના સ્વભાવ બતાવે છે તેનું કારણ અને તે બે વચ્ચે કેવો સંબંધ છે તેનું કારણ મળી આવે છે. જીવને પરબ્રહ્મના સ્વરૂપનો જે આનંદકારક અનુભવ થાય છે તે તથા જીવ-જીવવચ્ચે અને જીવ—જગત્‌વચ્ચે જે દુઃખમય અને અજ્ઞાનમય અનુભવ થાય છે તેની સામ્યતા અમને જણાઈ આવે છે. જીવની નીચેની પરિણામી ત્રિગુણાત્મક અપરા પ્રકૃતિ કે જેમાં જીવ રહે છે તે વચ્ચે અને બીજી ઉત્તમ ગંભીર પ્રભુની આનંદકારક પરાપ્રકૃતિ વચ્ચેની સાંકળ અમને સ્પષ્ટ દેખાય છે. જગત્ અને ઇશ્વર બન્નેના સ્વભાવ જીવમાં દેખાય છે અને જીવનો ખરો સ્વભાવ પણ સ્પષ્ટ થાય છે. ઉત્તમ જ્ઞાન—તત્વજ્ઞાનથી તે ચાવી મળે છે. અને પરાપ્રકૃતિદ્વારા જીવ, જગત્ અને ઇશ્વરનું સમગ્ર સ્વરૂપ જણાઈ આવે છે. તે સ્વરૂપ સમજવાથી જ મનુષ્યજીવન પ્રભુમય જીવન થઇ શકે છે. પુરુષ પુરુષોત્તમ બની શકે છે

પહેલાં તો જીવ અને જગત્ જેવાં આપણને બાહ્ય દૃષ્ટિએ દેખાય છે તેવાં જ બરાબર છે કે નહિ તેની આપણે તપાસ કરવી જોઇએ. એ પરીક્ષા કરવા જતાં એમ જણાય છે કે દૃશ્ય પદાર્થ જેવા સત્ય દેખાય છે તેવા સત્ય નથી. દૃશ્ય પરતંત્ર છે, કાર્ય છે, અને માત્ર કાર્યરૂપે સત્ય છે. તેનું જીવન સ્વતંત્ર નથી. તેથી તે ખોટા છે, મિથ્યા છે એમ પણ નથી. તે છે પણ તેનો આધાર દ્રષ્ટાની દૃષ્ટિ ઉપર રહેલો છે. શરીર દૃશ્ય છે તે દ્રષ્ટાની દૃષ્ટિ અનુસાર બંધાય છે. અને તે પ્રમાણે બંધાતા આપણને જગતમાં પહેલું દેખાય છે. તેથી બાકીના બીજા

તત્વોનું મૂળ કારણ શરીર હોવું જોઇએ એમ આધિભૌતિક શાસ્ત્ર (Materialist) નો મત છે. પણ તે મત અપૂર્ણ છે, અને તેથી ખોટો છે. શરીર અને આત્મા બન્ને વસ્તુસ્વરૂપે એક છે. જીવ, જગત્ અને ઇશ્વર બધું બ્રહ્મમય છે. બીજું કાંઇ નથી. सर्वं खलु इदं ब्रह्म. આત્મા સ્વતંત્ર વિશાળ તત્વ છે. શરીર તેની જ શક્તિનું પરિણામ છે. તેની અનંત શક્તિઓ કે જેથી તે પોતાનું સ્વરૂપ બહાર લાવે છે તેનું પરિણામ શરીર છે. જેવું વ્યક્તિમાં બને છે તેવું જ સમષ્ટિમાં બને છે.

પહેલાં આ બાબત સ્પષ્ટ દેખાતી નથી પહેલાં એમ જણાય કે શરીર પ્રાણથી બંધાય છે અને પ્રાણમાં કાંઈ જ્ઞાન હોય તેમ જણાતું નથી. જેમ સુતેલા માણસના પ્રાણ ચાલતા છતાં તેના ઘરમાં કોઇ ચોરી જાય તો તેને ખબર પડતી નથી. પણ પ્રાણની અંદર મન રહેલું જ હોય છે તે ધીરે ધીરે ખુલ્લુ થતું જાય છે. શરીર અને પ્રાણમાં જે અજ્ઞાન છે તે માત્ર જ્ઞાનનો તિરોભાવ છે શરીર અને પ્રાણ હોય ત્યા મન નથી, ચેતન નથી, જ્ઞાન નથી એવું જોવાની આપણને ખોટી ટેવ પડેલી છે. મનુષ્ય દષ્ટિ તે કાંઈ છેવટની સાચી દષ્ટિ નથી. તેનાથી નીચાં અને ઉંચા દષ્ટિબિંદુઓ છે. આપણા પોતામાં પણ કેટલુંક ઉંચું જ્ઞાન રહેલ છે કે જે આપણે સુતા હોઇએ છીએ ત્યારે કામ કરે છે. તેમ કેટલુંક અદૃશ્ય રીતે પણ કામ કરે છે કે જેની આપણને ખબર નથી. તેથી શરીર અને પ્રાણવાળાં વૃક્ષમાં અને પશુજીવનમાં મન દેખાતું નથી તોપણ તે તેમાં રહેલું હોય છે અને તે છુટું થઇ ધીરે ધીરે મનુષ્ય જેવા ઉચ્ચ જીવનમાં સ્પષ્ટ રીતે બહાર આવે છે. તે મન સૌમાં એક જ છે પણ કાર્યમાં તેનું પ્રકારાન્તર થાય

છે. તેથી શરીર તે માત્ર દૃષ્ય નથી પણ ચેતનમય-જ્ઞાનમય દ્રષ્ટાનું દૃષ્ય છે. સત્ચિત્ આનંદરૂપમાં ચિત્નું સત્ છે. માત્ર સ્થૂલ શરીર હોય તેવા પથ્થર વિગેરેમાં ચેતન-મન ન દેખાય તો પણ રહેલું હોય છે. અને પહેલા વૃક્ષમાં, પછી પશુમાં, અને પછી મનુષ્યમાં તે સ્પષ્ટ થાય છે. આ પ્રમાણે સમષ્ટિ દૃષ્ટિએ જોતાં જગત્ જ્ઞાનમય-ચેતનમય પ્રભુનું જ શરીર છે.

જે કારણને લઇને જડ પદાર્થમાં ચિત્ નથી એમ મનાય છે તે જ કારણને લઇને પથ્થર જેવા જડ પદાર્થમાં પ્રાણ પણ નથી એમ મનાય છે. પણ હવે સાયન્સની મદદથી આપણે જડ પદાર્થમાં પ્રાણની હયાતી માનવી પડે છે. વૃક્ષમાં આપણા જેવા જ જ્ઞાનતંતુઓ છે. મનુષ્યમાં અને વૃક્ષમાં એટલો જ ફેર છે કે મનુષ્યમાં પ્રાણની સાથે મન વધારે સ્પષ્ટ હોવાથી મનુષ્યમાં તેના માનસિક પ્રતિધ્વનિ થાય છે અને વૃક્ષમા થતા નથી. કારણ કે વૃક્ષમાં મનુષ્યના જેવું મન નથી અથવા મન છે તો તે સ્પષ્ટ નથી અને તે પ્રાણની ક્રિયામાં એકાગ્ર થઈ રહેલ હોવાથી મનુષ્યના મન જેવું સ્વતંત્ર નથી. પશુમાં વધારે છુટું થઈ મનુષ્યમાં તે સ્પષ્ટ જણાય છે. આપણને હવે પછી કદાચ એકવીસમી સદી પહેલાં સાયન્સ ખાત્રી કરી આપશે કે ધાતુ અને પથ્થરમાં પણ પ્રાણ રહેલ છે પણ જેમ વૃક્ષ અને પશુમાં મન છતા સ્પષ્ટ નથી તેમ પથ્થરમાં પ્રાણ છતાં સ્પષ્ટ નથી. આ ઉપરથી જણાશે કે પ્રાણની ઉપર અને તેની સાથે ચિત્ રહેલ હોય છે. પથ્થરમાં તે ચિત્ પથ્થરના નિયમ પ્રમાણે રહેલું જણાય છે વૃક્ષમાં વૃક્ષના નિયમ પ્રમાણે. પશુમાં તે પ્રમાણે પ્રાણ જેવું, અને મનુષ્યમાં તે ચિત્ મન જેવું દેખાય

છે. ખરી રીતે તો બધાંમાં તે ચિત્ રહેલ છે. આપણે મનુષ્ય સુધી જ ચિત્‌ની પરીક્ષા કરી પણ મનની ઉપર પણ ચિત્‌નાં સ્થાન છે. મનની ઉપરનાં તત્વો વિજ્ઞાન-આનંદ વિગેરેનો જ્યારે પ્રકાશ થાય છે ત્યારે ચિત્‌ની તે ઉંચી દશામાં પ્રાણ પણ તે સ્થાનને અનુસરી ઘણું સ્વતંત્ર જીવન આપે છે.

આ પ્રમાણે શરીર અને પ્રાણ એ બે જગતમાં ઘણાં મોટાં તત્વો છે તેની આપણે પરીક્ષા કરી અને શરીર જેમ ચિત્‌નું રૂપ છે તેમ પ્રાણ તે જ ચિત્‌ની શક્તિ છે. વળી તે શક્તિની સાથે જ જ્ઞાન રહેલું છે. તે જ્ઞાન જ્યારે માત્ર ક્રિયામાં એકાગ્ર થઈ ગયેલ હોય છે ત્યારે પોતે પોતાને ભુલી જાય છે. હવે મન શું છે તે આપણે જોઈએ. મન પણ તે જ ચિત્‌ની એક દશા છે. પ્રાણ કે જે ક્રિયા કરે છે તેની અંદર રહેલ મન મનુષ્યજીવનમાં વ્યક્ત થાય છે. મને જે કર્યું છે, જે કરે છે અને જે કરવાની ઇચ્છા કરે છે તે વિશે ચિત્ વિચાર કરી, સમજીને કાર્યને નિયમમાં લાવે છે. પ્રાણ કે જે ખબર આપે છે તેને જે ચિત્ જવાબ આપે છે તે મન કહેવાય છે. ચિત્‌ની જ્ઞાનશક્તિ કે જે નિશ્ચય કરે છે તે બુદ્ધિ ( Intelligence ) કહેવાય છે. અને ચિત્‌ની જે ક્રિયાશક્તિ છે તે ઇચ્છા અને ક્રિયા ( Will-power ) કહેવાય છે. આ બધી નવી રચના નથી. બધાં તત્વો દરેક વસ્તુમાં રહેલાં છે અણુમાં અણુથી મહાનમાં મહાન વસ્તુઓમાં પણ જોવામાં આવે છે. પણ જે રીતે તે આપણામાં કામ કરે છે તે જોતાં સમષ્ટિ મન, સમષ્ટિ બુદ્ધિ, અને સમષ્ટિ ઇચ્છા-ક્રિયા વિગેરે હોય નહી એવો ભાસ થાય છે. અને જાણે કે તે મનુષ્ય અને પશુમાં જ આવીને ચાલ્યાં જતાં

હોય તેવો દેખાવ થાય છે. નિરભિમાની થઇ જગતની બરાબર પરીક્ષા કરીએ તો જણાશે કે બધાં તત્વો આપણામાં આવિર્ભાવ થાય છે તો તે જે શક્તિથી આપણે બન્યા તેમાં મૂળથી જ હોવાં જોઇએ. જેમ સમષ્ટિ શરીર અને સમષ્ટિ પ્રાણનો અનુભવ થાય છે તેમ સમષ્ટિ મનનો પણ અનુભવ થઇ શકે છે.

પણ આ સત્ય વિચારમાં જ નહિ પણ અનુભવમાં લેવા માટે આપણે પહેલાં પ્રાણ અને શરીરની અંદર રહેલ મનની કલ્પનાઓની ઉપર જવું જોઇએ, નહિંતર આધિભૌતિક—જડવાદીઓ જેટલું જ સત્ય મળશે અને કહેવું પડશે કે શરીર ચેતન છે અને પ્રાણ અને મન તેમાંથી નીકળ્યાં છે અથવા પ્રાણ જ સત્ય છે અને શરીર અને મન તેના નીચા અને ઉંચા પરિણામ છે. મનનું નિરીક્ષણ કરતાં પણ જણાય છે કે તેમાં પણ ઘણાં સ્થાન છે. પહેલાં પથ્થરમાં રહેલ મન પથ્થરના ધર્મને આધારે જડવત્ દેખાતું હતું પછી પશુમાં કાર્યને માટે જરા છુટું થયેલ જણાય છે અને મનુષ્યમાં વધારે પકવ થયેલ લાગે છે. મનની ઉપરના વિશાળ ક્ષેત્રમાં પણ મન ઘણું સ્વતંત્ર થઇ રહે છે અને તે દશાએ આપણે પહોંચી શકીએ છીએ એટલું જ નહિ પણ તે વિજ્ઞાન દશા પકવ થયે આપણે જ્ઞાન અને ક્રિયાશક્તિના ખરા સ્વરૂપનો અનુભવ લઇ શકીએ છીએ. તે વિશાળ મન સામાન્ય મનને નવું જ્ઞાન અને નવી શક્તિઓ આપે છે. જેમ મનુષ્ય જીવ, શરીર અને પ્રાણવાળા નીચલા જીવનમાંથી ચડતાં ચડતાં મનમાં સ્થિતિ કરી પ્રાણ અને શરીરને, મનને ઉપયોગમાં આવે તેવા, બનાવે છે તેમ તે જ જીવ વિશાળ મનમાં જઇ મન, પ્રાણ અને શરીરને તાબે કરી તેને નવી શક્તિઓ આપી નવો ઉત્તમ આનંદ લઇ શકે છે. આ વિશાળ મનને અમે વિજ્ઞાન (Super—

mind) નામ આપેલ છે. વિજ્ઞાન, મનને પોતાને સ્વતંત્ર અનુભવ આપે છે અને સત્ય જણાવે છે. તેનામાં મનને સ્વતંત્ર બનાવવાની શક્તિ છે. પણ મનના પોતાના ક્ષેત્રથી ઉપર વિજ્ઞાનનું પોતાનું સ્વતંત્ર જ્ઞાન અને સ્વતંત્ર શક્તિવાળું ક્ષેત્ર છે કે જ્યાં જીવને સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે. તે દશામાં ઇશ્વરની સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તાનો અનુભવ થાય છે. અને ત્યાં સ્થિતિ કરી રહેવા જેટલી લાયકાત આવે ત્યારે ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. તે વિજ્ઞાન સર્વ વસ્તુઓમા સર્વ કાલે રહેલું હોય છે. પણ તેનું મૂળ મનની ઉપરના ક્ષેત્રમાં છે. ત્યાં તે સ્વતંત્ર રીતે પરિપૂર્ણ અવસ્થામાં અનુભવમાં આવે છે.

વિજ્ઞાનનુ તેજ આપણા મન ઉપર પડે છે ત્યારે જ શુદ્ધ સત્યનુ—આત્માનું ભાન થાય છે. પહેલાં તે જ્ઞાનનાં કિરણો દેખાય છે. તેનો છુટક અનુભવ થાય છે અને મનુષ્યના સ્વાભાવિક જીવનથી ઉંચા પ્રકારનુ જીવન હોય તેવા સંદેશા ત્યાંથી મળતા રહે છે. આપણે તે વિજ્ઞાનદશામાં આપણું જીવન ઉંચ પ્રકારનું કરી શકીએ છીએ, અને તે ઉંચું જીવન આપણું સ્વાભાવિક જીવન કરી શકીએ છીએ ત્યારે જ આપણુને ખબર પડે છે કે બધી દશામાં ને બધા જન્મમાં આત્મા જ આપણુ ખરૂં સ્વરૂપ હતુ અને છે અને બાકીના બીજા નીચેનાં તત્વમાં અંતવત્ પરિણામી ક્રિયાઓ તેને આધારે થતી હતી. નીચેના તત્વોમાં ઉતરતા પ્રકારનું જ્ઞાન હોય છે. શક્તિ કમ હોય છે અને સુખ પણ તેથી હલકું હોય છે, વિજ્ઞાન ઉપર આત્મા છે કે જે આપણું ખરૂં સ્વરૂપ છે તેનો તે વખતે અનુભવ થાય છે. તે આત્મા સ્વતંત્ર, સત, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન સુખસ્વરૂપ, દેશ,

કાળ અને વસ્તુથી અપરિછિન્ન જણાય છે. જેને પોતાના જીવન માટે પ્રાણુ અને શરીર ઉપર આધાર નથી, જેને પોતાના જ્ઞાન માટે મન અને ઇન્દ્રિઓની જરૂર નથી, જેને પોતાના આનંદ માટે વસ્તુઓના બાહ્ય સ્પર્શની દરકાર નથી. તે જ તત્વને આપણા આર્ય દેશના તત્ત્વવેત્તાઓ આત્મા કહે છે. તે આત્મા આપણા સર્વમાં એક છે. આપણે અનેક થવા છતાં તે અનેક થતો નથી પણ સર્વત્ર એક જ રૂપે રહે છે. તે દેશ, કાળ અને વસ્તુઓમાં વ્યાપ્ત છે. નામ, રૂપ, વિચારશકિત, ઇચ્છાશકિત, ક્રિયાશકિત વિગેરે સર્વમાં છે, સર્વત્ર છે અને સર્વ શકિતમાન છે. વ્યષ્ટિમાં પણ તે છે, સમષ્ટિમાં પણ તે છે, બન્નેથી અતીત શુદ્ધ બ્રહ્મ પણ તે છે. **અનેક રૂપે થયાં છતાં એકરૂપે તે મટતો નથી. એકરૂપે રહીને અનેક રૂપ લઈ શકે છે, તે જ સાચામાં સાચું સત્ય છે કે જેનો બરાબર અનુભવ થાય, જેના સમગ્ર સ્વરૂપનું જ્ઞાન થાય તો બાકી ન જાણ્યું તેવું આ જગતમાં કાંઇ રહેતું નથી કારણ કે તે સર્વ છે. यस्मिन् विज्ञाते सर्वं विज्ञातम्.**

પણ તેનું સમગ્ર સ્વરૂપ મનની ઉપર રહેલ વિજ્ઞાનથી જ જાણી શકાય છે. પહેલાં તે વસ્તુ આપણો જ આત્મા હોય તેમ લાગે છે. પછી, તે જ આત્મા સર્વત્ર છે એમ ખબર પડે છે. અને તે બધી વસ્તુઓનું ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ છે એમ ખબર પડે છે. બધી વસ્તુઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનુ તે જ મૂળ છે એમ જણાય છે. તેથી आत्मानं सर्वभूतेषु सर्वभूतानि चात्मनि–પોતાને બધામાં અને બધાને પોતામાં જુએ છે. છેવટે બધી વસ્તુઓમાં એટલું જ નહિં

પણ બધાં કાર્યોમાં પણ પોતાની શક્તિ જોઇ શકાય છે. સત્, ચિત્ અને આનંદ, ઇશ્વર, જીવ અને જગત્ રૂપે પ્રગટ થયેલ છે. છતાં તેથી ઉત્કૃષ્ટ અતીત થઇ રહેલ પણ જણાય છે. ઉપનિષદ્ કહે છે आत्मा अभूत सर्वाणि भूतानि આત્મા જ સર્વ જગતમય થયેલ છે. તે સ્વતંત્ર છે. જેટલું થઇ ગયું, થાય છે અને થવાનું છે તે તેનું જ રૂપ છે. મનને આંહી એક મુશ્કેલી પડે છે. તે એ છે કે તે ઇશ્વર અને જગતના સ્વભાવની સામ્યતા કરી શકતું નથી. અને આધ્યાત્મિક માર્ગમાં પણ જગતનું ખરૂં સ્વરુપ તરત ઓળખી શકતું નથી. કારણ કે ઇશ્વર સ્વતંત્ર છે, અનંત છે, સર્વ છે. અને જગત કે જે તેનું રૂપ છે તેમાં આપણે પહેલો અનુભવ લેતાં જીવ મરણધર્મી, જુદા શરીર, મન, અને અહંકારવાળો માલુમ પડે છે. ઇશ્વર સર્વજ્ઞ છે, જીવ અલ્પજ્ઞ છે. ઇશ્વર સર્વ શકિતમાન છે, જીવ અલ્પ શકિતવાળો છે. ઇશ્વરનો આનન્દ સ્વતત્ર છે. જીવ પોતાના આનન્દ માટે પરતંત્ર છે. એટલું જ નહિં પણ જીવ કદાચ સુખી, કદાચ દુઃખી અને કદાચ એમાંથી કાંઈ ન હોય તેવી ત્રણ પ્રકારની દશા ભોગવતો જોવામાં આવે છે. તેથી મનુષ્ય સ્વાભાવિક રીતે એમ માને છે કે જીવ અને જગતનાં રૂપ મિથ્યા છે. તે ઇશ્વરના રચેલ છતાં-ઇશ્વરનું રૂપ છતાં ખોટા છે, માયામય છે, ને સ્વપ્નવત્ છે તેથી ઇશ્વરને જ સાચો માની જીવભાવ મુકી-જીવન છોડી-જગત છોડી, સંન્યાસ લઇ જીંદગી પુરી કરવા તરફ મનુષ્ય સ્વાભાવિક રીતે ખેંચાય છે.

પણ અમારો અનુભવ એવો છે કે જેમ પશુજીવનથી ઉંચા પ્રકારનું તેનાથી સ્વતંત્ર મનુષ્યજીવન ભોગવી શકાય છે તેમ મનુષ્યજીવનથી ઉંચા પ્રકારનું સ્વ-

તંત્ર પ્રભુમય જીવન પણ જગતમાં રહીને ભોગવી શકાય છે એટલું જ નહી પણ તે જીવન પ્રાપ્ત કરવું તે જ બધા મનુષ્યજીવનનો મુખ્ય હેતુ છે. પ્રભુમય જીવન એટલે પ્રભુની સમગ્ર શક્તિ પ્રાપ્ત કરવી–ઇશ્વરનું બધું ઐશ્વર્ય મેળવી જીવન ઉત્કૃષ્ટ કરવું જોઇએ. સત્ ચિત્ આનન્દનું શાંત સ્વરૂપ કે જે જગત્ તરફ બેદરકાર હોય, જેને જગતનાં કાર્યોનું જ્ઞાન ન હોય તેવા શાંત સ્વરૂપનો અનુભવ લેવો તેનું નામ ઐશ્વર્ય નથી. તેના નિર્ગુણ, સગુણ, ક્રિયાત્મક અને અક્રિયાત્મક બન્ને સ્વરૂપ જોઈ, જીવ, જગત્ અને ઇશ્વર ત્રણે સ્વરૂપે એક હોવાથી ત્રણેનો સમગ્ર ભાવે અનુભવ કરવો જોઇએ. તેના શાંત સ્વરૂપની શાંતિ ઉપરાંત તેના ક્રિયાત્મક રૂપનો એટલે જીવ અને જગતનો આનન્દ પણ સાથે લેવો જોઇએ. આ પ્રમાણે સર્વ પ્રકારથી આનન્દ લેવો તે જ જીવનનું રહસ્ય છે. તે ન હોય તો જીવ અને જગત એક ક્ષણ પણ નભી શકે નહિં. ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે મનુષ્યને તે આનન્દ મળી શકે કે નહિં ? મનુષ્યની કલ્પનામાં નહિં પણ તેના ખરા અનુભવમાં આવી શકે કે નહિં ? સચ્ચિદાનન્દના શાંત સ્વરૂપનો આનન્દ તો આંહીના ઘણા ધર્મરસિકો અને જ્ઞાનીઓ મેળવી શક્યા છે. પણ તેની સમગ્ર ક્રિયાનો આનન્દ પણ મનુષ્યને મળી શકે કે નહિં તેની હવે આપણે તપાસ કરીએ.

મુખ્ય મુશ્કેલી એ છે કે મનની ઉપર તરત નજીક તત્વવિજ્ઞાન છે કે જે પ્રભુની ચિત્ શક્તિ છે અને જે અનેકત્વમાં એકત્વનો અનુભવ આપી શકે છે તેનું આપણને બરાબર જ્ઞાન થવું જોઇએ. જેમ મન અનુભવમાં આવી શકે છે તેમ વિજ્ઞાન પણ

અનુભવમાં આવી શકે છે. વિજ્ઞાન અન્તવાળી વસ્તુઓની અનન્તતા જોઈ શકે છે. જીવ રૂપમાં જગત્ અને ઇશ્વરના સ્વરૂપ દેખી શકે છે. અનેક ઇચ્છાઓ એક ઇચ્છાને અનુસરે છે, તે જાણી શકે છે. મનની વૃત્તિઓ કે જે અનેક પ્રકારનો ભેદ કરે છે તેની પાછળ રહેલ વિજ્ઞાન અભેદ અનુભવ આપી શકે છે. દેખાતા મરણ શરણ જીવ અને જગતની અમરતા જાણી શકે છે. મનને જે સુખદુઃખ વિગેરે જણાય છે તેમાં પણ અખંડ આનન્દની વ્યાપ્તિ અનુભવી શકે છે. જો મનુષ્ય આ વિજ્ઞાનતત્વને જાણીને પછી તેની શક્તિ મેળવી શકે એટલું જ નહિં પણ જેમ મનોમય થઈ રહેલ છે તેમ વિજ્ઞાનમય થઈ જાય તો તેની બધી મુશ્કેલી મટી શકે. પણ જો તેનાથી વિજ્ઞાનતત્વ જાણી–અનુભવી ન શકાય, વિજ્ઞાનદશા પ્રાપ્ત ન થઈ શકે તો ઉત્કૃષ્ટ જીવન માટે તેનો બધો પ્રયાસ નિષ્ફળ થાય અને મનુષ્ય-જીવનથી ઉત્કૃષ્ટ જીવન છે જ નહિ એમ કહેવું પડે. તેમ હોય તો તેને સુખ દુઃખના દ્વંદ્વોમાં નિરન્તર ભટકવું પડે, અપૂર્ણ અવસ્થામાં જ રહેવું પડે અને પ્રભુએ જીવ અને જગત્ શા માટે રચ્યાં તેનો હેતુ જડે નહિ, અને તેથી જીવ તત્વ નષ્ટ થવું જોઇએ એટલે કે જગતમાં જીવો ઉત્પન્ન થવાં જ જોઇએ નહિં.

આ બાબત બરાબર સમજવી હોય તો સચ્ચિદાનન્દ, પ્રભુએ પોતાની ચિત્ શક્તિથી એટલે વિજ્ઞાનદ્વારા આ જગત્ કેવી રીતે રચ્યું અને તે શક્તિથી તેમાં કેવી ક્રિયા કરે છે તે સમજવું જોઇએ. પહેલું આપણને જણાય છે કે જગતની બધી વસ્તુઓમાં સત્–આત્મા છે, અને દરેક નામરૂપવાળી વસ્તુ-ઓની પાછળ તે સતનું સમગ્ર સ્વરૂપ રહેલું હોય છે. નાના

પ્રકારના વિભાગોમાં પણ તેનો વિભાગ થતો નથી. બીજું, આપણને દરેક વસ્તુમાં ચિત્ જણાય છે કે જે દરેક વસ્તુના કાયદાને અનુસરી તેના જેવું દેખાય છે. તે ચિત્ શકિત અણુમાં અણુથી મહાનમાં મહાન વસ્તુઓમાં રહેલી છે. દરેક વસ્તુના હૃદયમાં છુપાઇ રહી દરેક વસ્તુને જન્મ આપે છે, સ્થિતિ આપે છે, એકત્વમાં અનેકત્વ કરે છે અને અનેકત્વમાંથી એકત્વ કરે છે. જગતની બધી વસ્તુઓની અને બધાં કર્મની સામ્યતા કરે છે. આપણે સ્થૂળ જગતનો મળેલ પહેલો અનુભવ સાચો માની બેઠા છીએ તે છોડવો જોઇએ. મન અને પ્રાણનો અનુભવ પણ છેવટનો નથી. પહેલાં મન, પ્રાણ અને શરીરમાં આત્મા અને વિજ્ઞાન પરતંત્ર હોય તેવો દેખાવ થાય છે. તે અનુભવ સાચો નથી. શરીર અથવા સ્થૂલ પદાર્થ પહેલાં ઉત્પન્ન થયાં નથી પણ છેલ્લાં ઉત્પન્ન થયાં છે. તેથી મન, પ્રાણ અને શરીરનો પહેલો અનુભવ સાચો નથી. મન, પ્રાણ અને શરીરની ઉપર ઘણા ઉચા તત્વો રહ્યાં છે એમ વેદથી અને અનુભવથી જણાય છે, કે જે તત્વોના જીવનનો આધાર મન પ્રાણ અને શરીર નથી પણ જેને આધારે મન, પ્રાણ અને શરીર ચાલે છે. વળી મન, પ્રાણ અને શરીરવાળાં મનુષ્ય જીવનમાં જ મનની ઉપર વિજ્ઞાન અને સત્ ચિત્ આનન્દ (આત્મા) રહેલ હોવાથી મનની ઉપ-રનાં ક્ષેત્રમાં મનુષ્ય ચડે ત્યારે જ તેનું જીવન પ્રભુમય થઇ શકે—ત્યારે જ પુરૂષ પુરૂષોત્તમ થઇ શકે છે.

આ ઉત્તરોત્તર ક્ષેત્રો સાત પ્રકારના તત્વથી ગુંથાઇ રહ્યાં છે. તે સાત પ્રકારના તત્વથી જીવ જગત અને ઇશ્વરનો ખુલાસો થઈ શકે છે. પહેલા ત્રણ તત્વ સ્વતંત્ર છે. તે સત્ ચિત્ અને આનન્દ

છે કે જેમાં અનંત જીવન, અનંત જ્ઞાન અને અખંડ આનન્દ સમાયાં છે. પૂર્ણ અનુભવ થયે જણાય છે કે જગતની દરેક વસ્તુ તેનાથી ઉત્પન્ન થઇ છે. આપણે તેથી સચ્ચિદાનન્દનો અનુભવ થાય છે ત્યારે પોતાને બધામાં અને બધાને પોતામાં જોઈ શકીએ છીએ અને સર્વજ્ઞ થઇએ છીએ. આપણો સ્વભાવ ફરી જાય છે. અને પ્રભુસ્વભાવને પ્રાપ્ત થઇ સાધર્મ્ય મુકિત મળે છે. સત્‌ચિત્ આનંદ એ ત્રણ તત્વ સુધી ઉત્પત્તિ નથી અને નાશ પણ નથી કારણ કે તે તત્વ પૂર્ણ સ્વતંત્ર છે. જીવ અને જગતની ઉત્પત્તિ અને લય થાય છે તેથી તે ઉત્પન્ન થતી વખતે જ જીવ જીવ વચ્ચે અથવા જીવ, જગત્ વચ્ચે અથવા જીવ, જગત્ ને ઇશ્વર વચ્ચે કોઇ પણ પ્રકારનો સંબન્ધ બાંધે તેવું તત્વ તેની સાથે જ ઉત્પન્ન થયું જોઇએ. તે તત્વ વિજ્ઞાન છે. સત્‌ચિત્ આનન્દના મૂળ સ્વરૂપમાં વધઘટ કર્યા સીવાય તેનું ચિત્ એકરૂપ છોડ્યા વગર એકમાંથી અનેક રૂપ લે છે એટલે કે ચિત્ પોતે એ પ્રકારનાં થાય છે. તેણે સત્‌ચિત્ આનન્દ આગળ અભેદ રાખી, જીવ જગતના અન્યોન્ય સંબન્ધ માટે વ્યાવહારિક ભેદ પણ ઉત્પન્ન કર્યો. ચિત્ અથવા વિજ્ઞાનથી જ બધી વસ્તુઓની ઉત્પત્તિ થઇ છે. પોતાની શકિતથી તે જ્ઞાન અને ક્રિયારૂપ થયું. પોતે જ જ્ઞાન થયું. પોતે જ ક્રિયા થઈ પોતે જ પુરૂષત્વ છોડ્યા વગર પ્રકૃતિ થઈ. જેમ બીમાં ગર્ભિત રહેલ વૃક્ષ બહાર આવે છે તેમ સચ્ચિદાનન્દમાં રહેલ જીવ અને જગતને ચિત્ બહાર લાવે છે. ચિતનાં ક્ષેત્રનો બરાબર અનુભવ થાય છે, ત્યારે ચિતનો સ્વભાવ બે પ્રકારનો લાગે છે. પોતે એકમાંથી અનેક રૂપ લઈ અનેકમાં એક રૂપે આનન્દ લે છે એટલું જ નહિં પણ અનેક રૂપમાં પણ દરેક એક રૂપને પણ સ્વતન્ત્ર કરી તેને સમજીને

દરેકનો સ્વતંત્ર આનન્દ લે છે. ચિત્‌ના આ બીજા સ્વભાવથી દરેક જીવને સ્વતંત્ર જીવન મળે છે છતાં પહેલો સ્વભાવ પણ તે જ ચિતનો હોવાથી જીવ જીવ વચ્ચે અથવા જીવ જગત્ વચ્ચે વાસ્તવિક ભેદ થઈ શકતો નથી. સચ્ચિદાનન્દનું પણ તે જ ચિત્ હોવાથી જીવ જગત્ અને ઇશ્વર વચ્ચે સ્વતન્ત્ર ભેદ થઈ શકતો નથી કારણ કે ત્યાં પણ પોતાને બધામાં અને બધાને પોતામાં જોવાનો ધર્મ રહેલો છે. ચિતના સ્વભાવને વ્યક્ત કરવાની ક્રિયાને વિજ્ઞાન કહે છે તે ચોથું તત્વ છે. મન પ્રાણ અને શરીરના નીચલાં ત્રણ તત્વો સ્વતન્ત્ર નથી પણ તે ચિતના બીજા સ્વભાવનું પરિણામ છે. એટલે કે સત્‌માં—એક રૂપમાં અનેક રૂપે આનન્દ લેવા માટે ચિત્ પોતાની ક્રિયાશક્તિથી મન પ્રાણ અને શરીર રૂપે બહાર આવે છે. મન, પ્રાણ અને શરીરમાં જે શક્તિ ઉતરી છે તે અનેક રૂપે આનંદ લેવા માટે મન, પ્રાણ અને શરીરને મુખ્ય ગણી આગળ કરે છે ત્યારે જ જીવ જીવ વચ્ચે ભેદ થાય છે, ત્યારે જ જ્ઞાન ક્રિયા અને જીવનનો ભેદ થાય છે. અને તે ભેદથી જ એટલે મન પ્રાણ અને શરીરને સ્વતન્ત્ર જેવા કરી દૃશ્યકોટિનો આનન્દ ચિત્ લે છે. આ વસ્તુસ્થિતિ વિશ્વમાં નિત્યસિદ્ધ હોવાથી મન, પ્રાણ અને શરીર એ ત્રણ તત્ત્વ પણ ઉત્પન્ન થવાં જ જોઇએ. ટુંકામાં જીવ, જગત્ અને ઇશ્વર એ એક વસ્તુ છે અને પોતાના આનન્દ માટે સાત પ્રકારની થાય છે. તેને વેદમાં સાત નદીના પ્રવાહ કહે છે અથવા સાત લોક પણ કહે છે તે નીચે પ્રમાણે છે:—

| તત્વ—લોક. | તત્વ—લોક. |
|---|---|
| ૧. સત્—સત્યલોક. | ૩. આનન્દ—જનલોક. |
| ૨. ચિત્—તપોલોક. | ૪. વિજ્ઞાન—મહર્લોક. |

૫. મન—સ્વર્લોક. ૭. શરીર—ભૂલોક.

૬. પ્રાણુ—ભુવર્લોક.

પુરાણમાં તેને સાત ઋષિઓ પણ કહે છે. સમજણને માટે સાત કરીને બતાવે છે જો કે ખરી રીતે તે સાત લોક સચ્ચિદાનન્દના જુદા જુદા દૃષ્ટિબિન્દુઓ છે, અને સચ્ચિદાનન્દનું સમગ્ર સ્વરૂપ છે

એ તો ખુલ્લું છે કે ભેદ છે તે અનિત્ય છે અભેદ જ સત્ય અને નિત્ય છે. જીવનુ શરીર જગતના શરીરનો ભાગ છે. જીવનો પ્રાણુ જગતના પ્રાણુની ક્રિયા છે. જીવનું મન જગતના મનથી ચાલે છે. ત્યારે એવી કઈ સત્તા છે કે જે નિત્ય અભેદમાં અનિત્ય ભેદ બતાવ્યા કરે છે. ચિતમાં એક એવી શકિત રહેલી છે કે જે પોતે તૈયાર કરેલ નામરૂપવાળી વસ્તુઓમાં તદાકાર થઈ તેના આનન્દમાં પોતે પોતાને ખોઈ બેસતુ હોય તેવુ દેખાય છે. આ સચ્ચિદાનન્દના ચિતની ક્રિયાશકિત છે. વેદાંતમાં તેને તપ કહે છે. પોતાના મનથી પોતાના રૂપના બાહ્યસ્પર્શ માટે અનેક રૂપે આનન્દ લેવા મન પ્રાણુ અને શરીરમાં તે ચિત્ એટલુ બધું એકાગ્ર થઈ જાય છે કે તે પોતાનુ બધુ જ્ઞાન પોતાની ક્રિયાની પાછળ રાખે છે અને પોતાની બાહ્યક્રિયાને પ્રધાન રાખી પોતાના જ્ઞાનને ગૌણુ કરી રાખે છે. મૂળ સચ્ચિદાનન્દ (આત્મા) અને વિજ્ઞાન તે તો પોતાના સાચા સ્વરૂપમાં પાછળ જેવાને તેવા જ રહે છે પણ ચિત્‌ની બાહ્યક્રિયાને તેનું જ્ઞાન રહેતું નથી. છતાં સર્વ કાળમાં તે બાહ્યક્રિયા પણુ સચ્ચિદાનન્દથી જીવે છે, તેનાથી જ ચાલે છે. દ્રષ્ટાથી જ દૃશ્ય નભે છે. માત્ર દૃશ્ય કોટીમાં દૃશ્યના દૃષ્ટિબિંદુથી જોવાથી જીવ

જગત્ અને ઈશ્વર વચ્ચે ભેદ દેખાય છે. આ દૃષ્ટિને અજ્ઞાન કહે છે કે જેમાં આપણે રહીએ છીએ. તે માત્ર આપણા ખરા સચ્ચિદાનન્દ સ્વરૂપનું અજ્ઞાન છે. આપણને લાગે છે કે આપણે શરીરમાં રહીએ છીએ-સત્‌માં રહેતા નથી. પ્રાણમાં રહીએ છીએ, ચિત્‌માં રહેતા નથી. મનમાં અથવા દુઃખમાં રહીએ છીએ, આનન્દમાં રહેતા નથી. છતાં જેનું અજ્ઞાન છે તે વસ્તુથી જ આપણે જીવીએ છીએ. કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે મન, પ્રાણ અને શરીર કે જે દૃશ્ય છે તે સચ્ચિદાનન્દ દ્રષ્ટાનું બાહ્ય રૂપ છે, આ બાહ્ય રૂપને એટલે એક ભાગને જ સાચો માનવો તે અજ્ઞાન છે. તે અજ્ઞાનથી અવિભક્ત વસ્તુ વિભક્ત દેખાય છે. આપણી શક્તિ કમી થાય છે. આપણું જ્ઞાન અપૂર્ણ રહે છે. અને તેથી આપણો આનન્દ, આપણું સુખ, અંતવત્-અપૂર્ણ લાગે છે કે જે દુઃખરૂપે દેખાવ દે છે અને સચ્ચિદાનન્દ જેવા આનન્દસ્વરૂપ ઈશ્વરે દુઃખી જીવ અને જગત્ કેમ કર્યાં તેનો વિચાર દુર્ઘટ થઈ પડે છે. ઉપર બતાવ્યા પ્રમાણે પ્રવર્તેલ ચિત્ બાહ્યક્રિયામાં પોતાને પોતાના તપથી એટલું બધું એકાગ્ર કરે છે કે નામરૂપવાળા દૃશ્ય કોટીના છેડા ઉપર તે તે ક્રિયામાં અન્તર્ધ્યાન થઈ જઈ દેખાતું બંધ થાય છે તેથી કેટલીક વસ્તુઓ તદ્દન જડ દેખાય છે. આ પ્રમાણે જડ વસ્તુઓમાં પણ તે જ ચિત્ ગર્ભિત ( Involved ) રહેલ હોવાથી પહેલાં શરીરમાંથી પ્રાણરૂપે બહાર આવે છે. પછી મનરૂપે, પછી વિજ્ઞાનરૂપે અને પછી સત્‌ચિત્‌આનન્દરૂપે બહાર આવે છે આપણું અજ્ઞાન તે આ તપની ક્રિયા છે. એટલે ગુણોત્કર્ષ ( Evolution ) પ્રમાણે આપણું ચિત્, શરીર અને પ્રાણ જેમાં પ્રધાન છે એવા, પશુ-

શરીરોમાંથી નીકળી મનુષ્યમાં, પાછળના અનુભવને લીધે પશુ-વૃત્તિઓની અનુવૃત્તિ રહેલ છતાં, મન સુધી પહોંચેલ છે, અને તેની ઉપરના વિજ્ઞાન અને આનન્દમય ક્ષેત્રો તરફ જવા માટે મથે છે. મનુષ્ય સર્વજ્ઞ સર્વશક્તિમાન સચ્ચિદાનન્દ થવા પ્રયત્ન કરે છે. **આ પ્રમાણે જીવ જેમ પથ્થરમાંથી વૃક્ષ થઈ, પશુ થઈ, મનુષ્ય થયો તેમ હવે પછી પણ ચડતો ચડતો સચ્ચિદાનન્દ થાય, પુરૂષ પુરૂષોત્તમ બને એટલે સચ્ચિદાનન્દના અનુભવથી સ્વતન્ત્ર બની મન પ્રાણ અને શરીરને નવું રૂપ આપી જગતમાં પ્રભુ થઈ રહે તે જ મનુષ્યજીંદગીનો મુખ્ય હેતુ છે.** તે સામ્રાજ્ય લેવા માટે જ—દરેક મનુષ્ય માટે જીવન—યુદ્ધ નિર્માણ થયેલ છે. ગુણોત્કર્ષ થવો તે જગતનો સ્વભાવ જ છે. તેથી જ મનુષ્યને તે ઉત્તમ દશા પ્રાપ્ત થઈ શકે છે. જગત્ જડવત્ લાગે છે છતાં તેની અંદર ઉપર જણાવેલ સાત તત્વો ગર્ભિત રહેલ હોવાથી ગુણોત્કર્ષ પ્રમાણે બહાર આવ્યા વગર રહેશે નહિ. પહેલાં પ્રાણરૂપે, પછી મનરૂપે, પછી આત્મારૂપે આવિર્ભાવ થતાં આત્મજ્ઞાનની સાથે જ વિજ્ઞાન અને સચ્ચિદાનન્દનો અનુભવ થાય છે. મનુષ્ય કે જેમાં મન પ્રધાન છે, તેને આ ઉત્તમ આધ્યાત્મિક પદ મળી શકવા પુરેપુરો સંભવ છે. જીવ અને જગત્ માત્ર મન, પ્રાણ અને શરીરરૂપ હોય તો ગુણોત્કર્ષ પણ મન પ્રાણ અને શરીરના નિયમ પ્રમાણે થશે. પણ મનની ઉપરના ઉત્તમ સ્થાનો તેના મૂળ સ્વરૂપમાં રહેલ હોવાથી મનુષ્યને તે મળી શકે છે. તે સચ્ચિદાનન્દપદ પ્રાપ્ત કરવું એટલું જ નહિં પણ (જેમ પશુસ્વભાવ ફેરવી મનુષ્યસ્વભાવ કર્યો તેમ) તે સ્વતંત્ર જીવનથી,

મનુષ્ય સ્વભાવ ફેરવી પ્રભુમય જીવન કરવું તે જ આપણી જીંદગીનું સાર્થક છે; તે જ આપણા અપૂર્ણ જીવનની પરિપૂર્ણતા છે.

અત્યારે તો જીવ ફક્ત એટલે ઉંચે ચડેલ છે કે મનથી પ્રાણ અને શરીર ચલાવે છે પણ મનની ઉપરનાં તત્વો મનની અંદર રહેલાં હોવાથી ક્રમ પ્રમાણે ખુલ્લા થતાં જાય છે. મન ઉપર નજીક તત્વ વિજ્ઞાન છે તેનો અનુભવ લઇ તેની શક્તિથી મનોમય મટી વિજ્ઞાનમય થઈ તેમાં વિકાસ પામી પછી આત્માને ઓળખી નીચેના તત્વોને પણ તાબે કરી નવું રૂપ આપી શકે છે. આ પદ ધીમેધીમે વિકાસ પામવાથી પામી શકાય છે અને તેથી જ વારંવાર જન્મ લેવો પડે છે એક શરીર છોડી બીજું શરીર લીધા પહેલાં જેટલો વિકાસ પહેલાં શરીરમાં થયો હોય તેટલો પોતામાં ઘટાડવા જેટલી અનુકૂળતા અને વખત મળે છે, અને ત્યાં નક્કી થયેલ વિકાસને વધારવા માટે એટલે પૂર્ણ સ્વરૂપને ઓળખવા માટે મનુષ્ય રૂપે અવતરવું પડે છે. ઉત્તમોત્તમ આત્માનુભાવ લેવો—આત્મવિકાસ કરવો તે જ મનુષ્યજીવનનો હેતુ છે અને દરેક જન્મમાં તે વધારે વિકાસ પામી આગળ વધતો જાય છે.

આ આત્મજ્ઞાન જીવને જ થાય છે, આત્મવિકાસ જીવનો જ થાય છે, કારણ કે ઈશ્વરને તો પોતાનું અને જીવ—જગતનું પૂર્ણ જ્ઞાન છે અને પોતે તેમાં વ્યાપી રહેલ છે. સમષ્ટિ જગત્—આત્મા ( અથવા સમષ્ટિ જીવ ) પણ પોતાનું અને ઈશ્વરનું સ્વરૂપ એક છે એમ જાણે છે. જીવમાં જ જગત અને ઈશ્વર વિશે અપૂર્ણ જ્ઞાન છે તેથી જીવને જ અપૂર્ણતા મટાડવાની છે. આત્મા પોતાની ક્રિયાથી દૃશ્ય જીવ થઇ અનેક રૂપે આનન્દ કરે છે અને

તે જ પોતાના જ્ઞાનથી દ્રષ્ટા રહી એક સ્વરૂપે પણ આનન્દ કરે છે. તેથી મન પ્રાણ અને શરીરવાળા જીવભાવના અભિમાનની ગાંઠ કે જેનું મૂળ અહંકાર છે તે છોડી જગત અને ઇશ્વર સાથે એક થવું, એટલું જ નહિં પણ આત્માનુભવથી આત્માની શક્તિઓનો વિકાસ કરી પૂર્ણ સ્વતંત્ર સમ્રાટ થવું તે જ મનુષ્ય જીવનનું સાર્થક છે. મનુષ્યત્વ દરેકમાં એક છે અને જીવ-સ્વભાવ ઉપર જણાવ્યા પ્રમાણે આવિર્ભાવ-તિરોભાવ થયા કરે છે. બધા જીવોમાં મનુષ્ય જ ગુણાતીત થઈ શકે છે. બધા મનુષ્યો આ ઉત્તમ પદને પ્રાપ્ત થાય તો જાણવું કે જગતમાં મનુષ્યસમાજ ઉત્કૃષ્ટ થઇ છે કે જે સમાજમાં મુક્ત પુરૂષ દૃષ્ટાન્તરૂપ થવો જોઇએ એટલુંજ નહિં પણ મનુષ્યસમાજ તે પદને પામે તે માટે તેનો મુખ્ય નેતા થવો જોઇએ

પણ એમ પુછો કે જીવ અને જગતનો આ આવિર્ભાવ-તિરોભાવ શા માટે થાય છે? ઇશ્વર, જીવ અને જગતરૂપે બહાર આવવા કરતાં શાંત કેમ બેસી રહેતો નથી અને પોતાના આનંદમાં જ નિમગ્ન કેમ રહેતો નથી? તો તેનો અમે જવાબ આપીએ છીએ કે સચ્ચિદાનંદ ઇશ્વરના સ્વભાવમાં જ એક સ્વરૂપમાંથી અનેક રૂપે થવાનો ભાવ નિત્ય રહેલો છે. એકસ્વરૂપે અને અનેક રૂપે બન્ને રૂપે સાથે આનન્દ લેવાનું તેની ચિત્ શક્તિમાં નિત્ય રહેલું છે. આપણે એમ પણ પ્રશ્ન કરીએ કે ગાયક ગાય છે શા માટે? કવિ કવિતા કરે છે શા માટે? આંકડાશાસ્ત્રી દેશ અને કાળની ગણત્રી કરે છે શા માટે? સતને ચિતથી એકરૂપે અને અનેકરૂપે આનન્દ લેવો ગમે છે અને અનેકરૂપ ભેદ કર્યા વગર લઈ શકાય કે નહી તેથી જીવ અને જગત ઉત્પન્ન થયા વગર રહે જ નહિં.

વળી એમ પણ પ્રશ્ન થાય કે ત્યારે જીવ અને જગત આવા દુઃખરૂપ અને અજ્ઞાની શા માટે થયાં ? તો તેનો એટલો જ ઉત્તર છે કે ચિતને અનેકરૂપે થવાની દશા થતાં તેની ક્રિયામાં તદ્દન બાહ્યરૂપ સુધી જવા માટે ચિત્ પોતાના તપથી એકાગ્ર થવાથી તેને તેના મૂળ સ્વરૂપનું તે વખતે અજ્ઞાન રહે છે કે જે દુઃખરૂપે પરિણામ પામે છે. અનેકરૂપે આનંદ લેવો હોય તો અજ્ઞાન વગર અનેકરૂપે રહી શકાય નહિં. એક અનન્ત સ્વરૂપ પાછળ રાખી, અન્તવત્ અનેક રૂપો આગળ રાખવામાં પણ આનન્દ રહેલો છે. આત્માનું મૂળ સ્વરૂપ પાછળ રાખી—તેનું અજ્ઞાન આગળ રાખવામાં પણ આનન્દ રહેલો છે. તેથી જીવને ઇશ્વ-રથી વિયોગ થાય છે. પણ વિયોગ થાય તો જ પછી યોગનો આનન્દ બરાબર મળી શકે. આવી રીતે વિયોગથી અને યોગથી પ્રભુ અનેકરૂપે થઇ—એકરૂપે રહી—પોતાની શક્તિને નવાં નવાં રૂપ આપે છે. આ આપણા જગતની રચનાનો હેતુ છે.

## પ્રકરણ ૫ મું.

---

### અજ્ઞાનનું મુખ્ય લક્ષણ.

---

In the complete and inalinable self-knowledge of the Brahman, such a phenomenon as the Ignorance can not have come in as a chance, an intervening accident, an involuntary forgetfulness, or confusion, and ugly contretemps for which the all-wise was not prepared, and out of the eonsequences of which He finds the utmost difficulty in escaping, nor can it be, on the contrary, an inexplicable mystery of his being, original and eternal, of which even He Himself, the Divine All-teachar is incapable of giving any account either to Himself or to us. It must be a working of the All-wisdom itself, a power of the All-consciousness which it uses for a primary, an indispenable function in the working of the existence ; there must be something which had to be done because it was worth doing, for which assumptiont

of Ignorance was a necessary means and utility. * * * * * * *

The secret of every form of Ignorance is limitation of consciousness, division of consciousness. That is its primary fact and constituting nature. * * * *

Limitation and division are not absolutely real in the Brahman, they are a device for certain purposes of action and relation, व्यवहार they operate, that is to say, not in the integral Brahman Consciousness, but in that movement of it only which is absorbed in particular action and relation. They are the play of the actor, not the full reality of the being.*

જેમ જ્ઞાન મેળવવું જરૂરનું છે તેમ અજ્ઞાન શું છે, તેનો સ્વભાવ કેવો છે, જગતમાં તેનો ઉપયોગ શું છે, તે જાણવું પણ જરૂરનું છે કારણ કે પરિપૂર્ણ અને સર્વજ્ઞ પ્રભુની રચનામાં અજ્ઞાન જેવી વસ્તુ અકસ્માત્ આવી પડે નહિ. વળી એમ પણ ન બનવું જોઇએ કે અજ્ઞાનથી સૌ પોતાના સ્વરૂપને એટલું બધું ભૂલી જાય કે જેની સર્વજ્ઞ-સર્વ શક્તિમાન પ્રભુને ખબર પણ ન પડે અને તેથી સૌને મદદ ન આપી શકે. અજ્ઞાન એવું કાંઈ

* The Fundamental Charactor of the Ignorance.
"Arya" 15-1-1917.

ન કરી શકે કે જેથી પ્રભુને કાંઈ મુશ્કેલી ઉભી થાય, તેના રચેલ જગતમાં ગોટાળા થાય. અજ્ઞાન કાંઇ અતિ ગૂઢ ન સમજાય તેવી સ્વતંત્ર વસ્તુ નથી કે જેની પ્રભુને ખબર ન હોય અથવા જેના વિશે તે આપણને કાંઈ ખબર આપી ન શકે. અજ્ઞાન એ સર્વજ્ઞ પ્રભુનું એક પ્રકારનું ડહાપણ હોવું જોઇએ. પ્રભુની એક પ્રકારની શક્તિ હોવી જોઇએ. જગતનાં ચક્રને બરાબર નિયમમાં ચલાવવા માટે પ્રભુએ અજ્ઞાનને એક જરૂરી વસ્તુ તરીકે રાખેલું હોવું જોઇએ. જેવું જગત્ થવાનું હતું તેવું થવાની જરૂર હોવાથી અજ્ઞાન પણ તેમાં એક ઉપયોગી સાધન તરીકે આવે છે.

અજ્ઞાન તદ્દન અસત્ય વસ્તુ ઉત્પન્ન કરતું નથી પણ માત્ર સત્યને સત્ય તરીકે જોવા આપતું નથી. તે ઝાંઝવાના જળની માફક તદ્દન માયામય વસ્તુ બતાવતું નથી પણ અપૂર્ણ જ્ઞાનથી થતી ભૂલનું પરિણામ છે. માયાવાદી કહે છે કે અજ્ઞાન જે કરે છે તે ઝાંઝવાના જળની માફક અવસ્તુ છે. જગત્ પણ અજ્ઞાનથી થયેલ ભૂલનું પરિણામ હોવાથી અવસ્તુ છે† તે રજ્જુ સર્પનો દૃષ્ટાંત આપી સમજાવે છે કે જેમ રજ્જુમાં થતી સર્પબુદ્ધિ મિથ્યા છે તેમ બ્રહ્મમાં જગતનો થતો ભાસ મિથ્યા છે એટલે જગત્ અવસ્તુ છે. આ દૃષ્ટાન્ત બરાબર બેસતું નથી. માયાવાદની દૃષ્ટિએ જગત્ ઝાંઝવાના જળની માફક અવસ્તુ છે, અવિદ્યા અથવા અજ્ઞાનથી થયેલ ભૂલનું પરિણામ છે. પણ દૃષ્ટાન્તમાં સર્પ તદ્દન અવસ્તુ નથી. મનથી થયેલ ભૂલના ક્ષેત્રની બહાર કોઈ પણ સ્થળે સર્પ વસ્તુ સ્વરૂપે માલુમ પડે છે. રજ્જુ

†વાંઝણીનો દીકરો, સસલાનું શીંગડું એ અવસ્તુના દૃષ્ટાન્ત છે.

જો સત્ય છે તો સર્પ પણ બીજે સ્થળે હોવા છતાં સત્ય છે. જો સર્પ પણ રજ્જુની માફક સત્ય ન હોય, તેને કોઇએ કોઇ પણ સ્થળે જોયેલ ન હોય તો રજ્જુમાં સર્પબુદ્ધિ થવાનો સંભવ નથી. ઉલટું જગત્ પણ બ્રહ્મની માફક સત્ય માનવાથી દૃષ્ટાન્ત વધારે ઘટે છે પણ તેમાં પણ એ પ્રશ્ન રહે છે કે બ્રહ્મથી અતિરિક્ત કોઇ પણ વસ્તુ ન હોવા છતાં બ્રહ્મમાં જગતનો ભાસ કેમ થાય છે !

આ દૃષ્ટાન્તમાં ઘણું રહસ્ય રહેલું છે. તેમાં તત્વજ્ઞાનની ખરી કસોટી થાય છે. જે વસ્તુ તદ્દન મિથ્યા છે, ઝાંઝવાના જળ માફક અવસ્તુ છે તે, જે વસ્તુ સત્ય છે તેને બદલે માની લે એવું શું મનુષ્યનું મન છે. મન એક વસ્તુને ખોટી સમજી લે તે બને છે. પણ જે વસ્તુનું અસ્તિત્વ નથી તેને જે વસ્તુ છે તેને બદલે માની લે તે સંભવ નથી રજ્જુને સર્પ માને, સર્પને રજ્જુ માને, પાંખ હોય તેવો મનુષ્ય જોયો એવી કલ્પના કરે, જેવા રૂપ જોવામાં ન આવ્યા હોય તેવા કોઈ ભૂતના રૂપ જોવામાં આવ્યાનું કહે પણ સર્વત્ર સત્ય વસ્તુઓના જ રૂપાંતર સેળભેળ થયેલ જુએ છે. તે વસ્તુઓને વધારે પડતું રૂપ આપે, ઓછું રૂપ જુએ, પ્રકારાંતરથી જુએ પણ મનુષ્યનું મન તદ્દન અવસ્તુનો વસ્તુમાં આરોપ કરી [illegible] નથી. અવસ્તુની કલ્પના પણ બનતી નથી. સ્વપ્ન પણ [illegible] નથી પણ જાગૃતમાં જે વસ્તુઓનો અનુભવ થયો હોય [illegible]ણીનાં દૃશ્યો અનુભવે છે. આપણે એમ કહીએ કે અ[illegible] [illegible]જ્ઞાન આપે છે, બ્રહ્મનું ખરૂં સ્વરૂપ જાણવા દેતું નથી. [illegible]નવત્ છે અને અવ્યવસ્થિત દૃશ્ય જે સ્વપ્નામા [illegible] જાગીએ ત્યારે વ્યવસ્થિત લાગે છે તેમ સત્ય [illegible]ઓની વ્યવસ્થા સમજાશે

પણ તેથી સ્વપ્ન તદ્દન અવસ્તુ છે, અજ્ઞાનથી જ દેખાય છે અથવા જે અવ્યક્ત છે, જે કોઇ વખતે વ્યક્ત થઇ શકે જ નહિં, તેમાંથી અવસ્તુરૂપ જગત્ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે એમ કહેવું તે મનુષ્યમાં જે શક્તિ નથી તે છે એમ કહેવા બરાબર છે. પણ તે બાબત સર્વના અનુભવથી વિરૂદ્ધ છે.

માયાવાદ માટી અને ઘડાના દૃષ્ટાન્તથી જગતને કાંઇક સત્યતા આપે છે. માટી જ સત્ય છે કારણ કે ત્રણે કાળમાં નિત્ય છે. ઘડો તેનું રૂપ હોવાથી માત્ર દેખાવે સત્ય છે. મૂળ સ્વરૂપે સત્ય નથી કારણ કે અનિત્ય છે. જેને આદિ અને અંત હોય તેની વચ્ચે પણ સત્ય જીવન તે માનતા નથી. આ દૃષ્ટાન્ત બરાબર બેસતુ નથી. નામ અને રૂપને આદિ અને અંત છે તે કહેવું બરાબર છે પણ તેથી નામ અને રૂપનો અત્યંત અભાવ થતો નથી કારણ કે તે પાછા ઉત્પન્ન થતા હોવાથી પરિણામી નિત્ય છે. અમુક આકારવાળો ઘડો ફુટી ગયો તેની માટી થઇ ગઇ તેથી ઘડાનું સામાન્ય રૂપ જતુ રહેતુ નથી અને જ્યાં સુધી માટી છે ત્યાં સુધી તે પણ તેની અંદર રહેલ હોય છે. દરેક વસ્તુમાં પોતાનું રૂપ પ્રકટ કરવાની શકિત રહેલી હોય છે. બહાર ન દેખાય તોપણ તે શકિત જતી રહેતી નથી. તે જ પ્રમાણે જગત્ અને બ્રહ્મનાં સ્વરૂપ છે. જગતનાં અમુક રૂપ આવે અને જાય તેથી તે પાછાં આવશે જ નહિં એમ કહી શકાય નહિ. જગતનો અત્યંત અભાવ થશે એવું માનવાને કાંઇ કારણ મળતું નથી તેમ અનન્ત ભૂતકાળ પહેલાં અને અનન્ત ભવિષ્યકાળ પછી બ્રહ્મમાં જગત્ હતું જ નહિ અથવા થશે જ નહિં એવું માનવાને કાંઇ કારણ મળતું નથી. એમ માનીએ તોપણ જેમ બીમાં

ઝાડ અવ્યક્ત રહે છે તેમ બ્રહ્મમાં જગત્ અવ્યક્ત રહેલ જ હતું અને રહેશે. જગતને પણ આદિ કે અંત નથી એમ કહીએ તોપણ તે અવસ્તુ નથી.

વળી એમ માનીએ કે જીવ બ્રહ્મીભૂત થઇ જગત વિશેની પોતાની કલ્પનાઓ તે સ્થિતિમાં સમાવી શકે છે તેથી બ્રહ્મ જ સત્ય છે અને બ્રહ્મદૃષ્ટિએ જગત અવસ્તુ છે કારણ કે બ્રહ્મ સ્વયંભૂ છે, નિર્ગુણ છે, તેના સીવાય કાંઇ નથી. આ દૃષ્ટિએ પણ જગત્ કેવું છે તે સ્પષ્ટ થશે નહિં. જીવનું ચિત્ સમાહિત થાય છે ત્યારે જગત્ મિથ્યા લાગે છે. તે વખતે તે ચિતને જગતનું જ્ઞાન નથી પણ તે જ ચિત્ જ્યારે સમાધિમાંથી વ્યુત્થિત થાય છે ત્યારે તેને જગતનું જ્ઞાન થાય છે. તેથી જગત વિશેનું તેનું અજ્ઞાન અથવા તેનું સમાધિ સ્વરૂપ તેટલું જ માત્ર બ્રહ્મનું સ્વરૂપ નથી. જગત પણ ચિત સ્વરૂપ છે. વળી સમાધિસ્ત જીવને જ જગત દેખાતું બંધ પડે છે અને જીવ અને બ્રહ્મ એક છે એમ મનાતું હોવાથી જીવ બ્રહ્મીભૂત થાય છે તે જ વખતે જગતનો પણ તેની સાથે લય થવો જોઇએ પણ તે થતો નથી એટલુંજ નહિં પણ જગત તો એવું ને એવું જ રહે છે. તેથી અગર તો જગતમાં અનેક સ્વતંત્ર જીવ હોવા જોઇએ અથવા બે સ્વતત્ર જીવ હોવા જોઇએ. એક એક રૂપ જગતને અવસ્તુ જોતો બ્રહ્મીભૂત થયેલ, બીજો અનેકરૂપ–જગતને વસ્તુ તરીકે જોતો જગતમાં રહેલ. અથવા બ્રહ્મમા બે સ્થિતિ માનવી જોઇએ. એક સુષુપ્તિ અને બીજી જાગૃત. એકમાં પોતે નિર્વિકારી એક સ્વરૂપે સ્વતંત્ર, બીજીમાં અનેકરૂપે પરતંત્ર. અને પોતાની શક્તિથી અનેકરૂપમાં કોઇ એક રૂપને પોતાના નિર્વિકારી રૂપમાં લાવી શકે છે. અનેકરૂપને

માત્ર પ્રલયકાળ વખતે જ પોતામાં સમાવી પાછા ઉત્પત્તિ વખતે અનેકરૂપે પરતંત્ર થઈ બહાર આવે છે. આવું દ્વૈતબ્રહ્મમાં સંભવતું નથી. બ્રહ્મ એકરૂપ કે અનેકરૂપથી બંધન પામતું નથી. કોઇ પણ વિકારની તેના ઉપર અસર થતી નથી પણ બન્ને સ્થિતિથી અતીત થઇ રહે છે. જેમ માટી અને તેના અનેક ઘાટમાં એક તત્વ છે કે જે પોતાની શક્તિથી એકરૂપે માટી દેખાય છે, અનેકરૂપે ઘાટ દેખાય છે, તેમ જીવની ઉત્તમમાં ઉત્તમ દશા એ જ છે કે જ્યાં તે બ્રહ્મના એક અને અનેક બંનેરૂપમાં વ્યાપી, બન્ને પોતાના કરી બન્નેનો જ્ઞાતા થાય છતાં એકેથી બંધન પામે નહિં. ઇશ ઉપનિષદ્‌માં સત્ય કહ્યું છે કે અનેકરૂપને મિથ્યા સમજી માત્ર એકરૂપમાં જ લય થવું તે પણ એક અજ્ઞાનની દશા છે. એક અને અનેક બન્નેથી અતીત દશા પ્રાપ્ત કરી બન્નેનો સાથે અનુભવ થવો તે જીવની ઉત્તમમાં ઉત્તમ ગતિ છે.

કોઇ એમ કહે કે જગત એ એક કલ્પના છે અને તે માત્ર આપણને બ્રાહ્મી સ્થિતિએ પહોંચવા જેટલી જ જરૂરની છે. બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરવી તે વિદ્યા છે અને જગતની કલ્પનામાં રહેવું તે અવિદ્યા છે બ્રહ્મ બન્નેનો આશ્રય છે અને જગતને એક કલ્પના જેવું ગણે છે. બ્રહ્મીભૂત થવાથી આ કલ્પના છુટી જાય છે. અને તે છોડવાની ક્રિયા જીવનમાં બને છે. કોઈ એમ પણ કહે કે જોકે જીવ કોઇ વસ્તુનો આરોપ અધિષ્ઠાન વગર કરી શકતો નથી પણ બ્રહ્મ પોતાની અચિંત્ય શક્તિથી અધિષ્ઠાન વગર અનેક કલ્પના કરી શકે છે. આવી શક્તિમાંથી અનેક કલ્પના થઈ શકે. પણ કલ્પિત નામ રૂપ કાંઇપણ વસ્તુના આધાર વગર કલ્પી શકાતા નથ. અને જો તેનો આધાર વસ્તુરૂપ હોય

તો તે વસ્તુના નામ અને રૂપ પણ વસ્તુરૂપ જ હોઇ શકે. એમ કહો કે સ્વપ્નની કલ્પનાઓ, જાગૃતમાં થતા મનોરથ વિગેરે જેમ ખોટા છે તેમ જગત પણ બ્રહ્મની કલ્પના હોવાથી તેવું જ ખોટું છે. પણ આ ભૂલ છે. સ્વપ્નના વિચાર, જાગૃતના મનોરથ ગમે તેવા નાશવંત હોવા છતાં વસ્તુના રૂપ છે. જેમ શરીર જેવા સ્થૂળ તત્ત્વો રહેલાં છે તેમ મન જેવાં સૂક્ષ્મ તત્ત્વો પણ રહેલાં છે. મન અવસ્તુ નથી પણ વસ્તુ છે. સૂક્ષ્મ વસ્તુ છે. તે પણ જીવનું રૂપ છે તેથી મનની કલ્પના પણ મનની દૃષ્ટિએ સત્ય છે. તેથી એમ સિદ્ધ થાયછે કે દરેક નામ-રૂપ એક બ્રહ્મની શક્તિથી થયા છે. અને બ્રહ્મ સત્ય છે તેથી નામ અને રૂપ પણ વસ્તુ છે. તે ચિત્નાં પરિણામ છે. અવસ્તુમાંથી આવતાં નથી પણ વસ્તુ સ્વરૂપ બ્રહ્મમાં ઉત્પન્ન થાય છે.

કોઇ એમ કહે કે નામ અને રૂપ સત્ય નથી પણ સત્યના પ્રતિબિંબ છે પણ તે કોઇ બિંબના પ્રતિબિંબ હોવાથી તેને બિંબ સાથે કાંઇક સંબંધ તો હોવો જ જોઇએ. પ્રતિબિંબ વસ્તુના રૂપને અવસ્તુ કરી શકે નહિં તેમ તેને વસ્તુસાથે કાંઇ સંબંધ ન હોય તેમ પણ બને નહિં. તે આપણને સત્ય જોવા ન આપે, સત્યનું આવરણ કરે તેમ પણ બને નહિં. તે સત્યના માત્ર રૂપક અથવા ચિહ્ન પણ નથી, પણ સત્યમાં રહેલાં છે. જેમ આરીસામાં અથવા પાણીમાં દેખાતાં પ્રતિબિંબ બિંબથી પૃથક્ છે તેમ જગત બ્રહ્મથી પૃથક્ નથી. બ્રહ્મનું પ્રતિબિંબ બ્રહ્મમાં પડે છે. તેનું સત્ સ્વરૂપ તેના ચિત્ સ્વરૂપમાં પ્રતિબિંબિત થાય છે. આરીસામાં અને પાણીમાં દેખાતા આપણા પ્રતિબિંબમાં આપણી કાંઇ શક્તિ જણાતી નથી પણ બ્રહ્મમાં પ્રતિબિંબિત થયેલ આ

જીવ અને જગતમાં બ્રહ્મની સત્તા અને બ્રહ્મનું સ્ફૂરણ રહે છે. તે બ્રહ્મથી જ નભે છે. જેમ આપણને અરીસામાં દેખાતાં આપણા રૂપની ખબર છે તેમ બ્રહ્મ પણ જીવ અને જગતને જાણે છે એટલું જ નહિં પણ તેમાં સર્વત્ર સર્વરૂપે વ્યાપેલ છે. પ્રતિબિંબિત નામ અને રૂપ પણ બ્રહ્મમાં જ સ્થિત છે. તેથી સર્વ પ્રકારથી વિચાર કરતાં જગત રૂપે દેખાતા બ્રહ્મને સ્વપ્ન કહેવું, મિથ્યા કહેવુ, અવસ્તુ કહેવું એ બનતુ નથી. બ્રહ્મ સર્વ વ્યાપક હોવાથી સર્વત્ર અનુભવમાં આવે છે. દ્રષ્ટા પણ તે છે. દશ્ય પણ તે છે. તે સર્વ વસ્તુમાં છે. સર્વત્ર છે એટલું નહિં પણ સર્વ વસ્તુ તેનું જ રૂપ છે.

સત્યનું આ સ્વરૂપ સમજવાથી અજ્ઞાનનો સ્વભાવ શું છે, તેનો ઉપયોગ શું છે તે સ્પષ્ટ થઇ શકે છે. સત્ પહેલું સત્ય છે, ચિત્ બીજું સત્ય છે. સત્ પોતાની શકિતથી પોતામાં રહેલ અનંત વસ્તુઓને નામ અને રૂપ આપે છે કે જે નામ અને રૂપ તે વસ્તુઓને ધારણ કરે છે. સત્‌ની તે શકિત ચિત્ કહેવાય છે. આ શકિતથી ઉત્પન્ન થતા નામ અને રૂપ વચ્ચે અન્યોન્ય સંબધ કરવા માટે—તેઓનું ક્ષેત્ર નક્કી કરવા માટે—અજ્ઞાન ચિત્‌ની બીજી શકિત રૂપે સાથે જ ઉત્પન્ન થાય છે. ઉપનિષદ્‌માં આ બાબત સ્પષ્ટ કરવામાં આવી છે. ત્યાં અજ્ઞાનના ક્ષેત્રને અલ્પ કહ્યું છે. જ્ઞાનના ક્ષેત્રને ભૂમિ કહી છે. અને એક સ્વરૂપમાંથી અનેક રૂપનો વિભાગ કરનાર શકિતને ભેદ ગણ્યો છે. જ્ઞાનને પરિમિત કરવું, અનેક રૂપ કરવું તે અજ્ઞાનનું કામ છે. બાહ્ય દૃષ્ટિએ જોતાં જેટલી દૃષ્ટિ જઇ શકે તેટલું આપણું જ્ઞાન પરિમિત થાય છે. તે અજ્ઞાન છે. આપણે પાણી જોઇને બાહ્ય દૃષ્ટિએ તેને એક

પ્રવાહી પદાર્થ માનીએ છીએ પણ સાયન્સથી જ્ઞાન વિકાસ થતાં માલુમ પડે છે કે તે ઓકસીજન અને હાઇડ્રોજન છે. પણ તેથી આપણે એમ ન કહી શકીએ કે પાણી કલ્પિત છે. પાણી જેવો પદાર્થ છે જ નહિ પણ ઓકસીજન અને હાઇડ્રોજન જ સત્ય છે. તેમ કહેવામાં પણ જ્ઞાન પરિમિત થતુ હોવાથી તે પણ અજ્ઞાન છે. આપણા સૌનાં શરીર અને મન જુદાં છે એમ માનવાથી ભેદદષ્ટિથી આપણું જ્ઞાન પરિમિત થતું હોવાથી અજ્ઞાન છે. આ જ્ઞાન વિકાસ પામ્યા પછી એમ જણાય છે કે જગતમાં આપણાં સૌનાં શરીર જુદાં નથી, એક છે. મન જુદાં નથી, એક મન છે. આપણું શરીર અને આપણું મન સૌથી જુદાં રહી શકતાં નથી. બધા જીવ એકજીવ છે પણ તેથી તે જ દૃષ્ટિ સાચી માની આપણાં જુદાં શરીર અને મનના ધર્મ તદ્દન મિથ્યા સમજી છોડી દેવા તેમાં પણ જ્ઞાન પરિમિત થતું હોવાથી અજ્ઞાન છે. વળી આપણે માનીએ કે મન અને શરીર બે જુદાં તત્ત્વ છે. વધારે જ્ઞાનથી જણાય છે કે તે બન્ને એક જ સત્ય અને એક જ શકિતનાં રૂપ છે. તે એક જાણવાથી સર્વનું જ્ઞાન થાય છે. એક મનનો સ્વભાવ જાણી તેની વૃત્તિઓ સમજીએ તો સર્વના મનનો સ્વભાવ–સર્વની વૃત્તિઓ જાણી શકાય છે કારણ કે તે સમાન ધર્મવાળી વસ્તુ છે. તેમ એક સત્ય જાણવાથી સર્વ જાણી શકાય છે. તે સત્યનું એક સ્વરૂપ જ સાચું માનવું, તે જ નામરૂપે અનેક છતાં તેનો વિચાર ન કરવો તેમાં પણ જ્ઞાન પરિમિત થતું હોવાથી તે ઉલટું અજ્ઞાન છે **એક અનેકથી અને અનેકમાં જ જાણી શકાય છે કારણ કે અનેક એકથી અને એકમાં જાણી શકાય છે.**

જ્ઞાનની આ પરિમિતતા તે જ સર્વત્ર અજ્ઞાન રૂપે દેખાય છે. પૂર્ણ જ્ઞાનવિકાસથી આપણે આપણું સત્ય રૂપ જાણી શકીએ છીએ. પૂર્ણ સ્વરૂપ અનુભવવાથી, અનેક—અનંત રુપનું પણ અધિષ્ઠાન જાણવાથી એક સત્ય કે જે અનેકનો આધાર છે તેનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. આપણી જાગૃત અવસ્થાનું જ્ઞાન પરિમિત હોવાથી અજ્ઞાન છે. તે આપણને આપણા બીજા રૂપથી જુદા કરે છે આપણા અપૂર્ણ જીવ રૂપમાં રહેવાની શક્તિ ગુમાવ્યા વગર આપણા પૂર્ણ સ્વરૂપનું જ્ઞાન મેળવવાથી તે અજ્ઞાન મટે છે. આપણા અહંકારથી આપણે આપણા ઈશ્વરથી અને આપણા બીજા જીવરૂપથી જુદા જોઇએ છીએ. તે જ્ઞાન પરિમિત હોવાથી અજ્ઞાન છે. આપણે ઇશ્વર સ્વરૂપના જ્ઞાનથી–તેના જગતરૂપના જ્ઞાનથી એટલું જ નહિ પણ તે જ્ઞાન પ્રાપ્ત થયા પછી આપણા જીવરૂપ ઉપર પણ સ્વતંત્ર રહેવાથી તે અજ્ઞાન મટી શકે છે. આપણું વર્તમાનકાળનું જ્ઞાન પરિમિત હોવાથી અજ્ઞાન છે પણ આપણ ભૂત અને ભવિષ્યકાળ–કે જેના વગર વર્તમાનકાળનુ જીવન રહેતુ નથી–તે જાણવાની આપણી શકિત વધારવાથી અને વર્તમાનકાળનું જ્ઞાન પણ સાથે રાખવાથી–કાલાતીત સ્વરૂપ જાણી ત્રિકાળજ્ઞાનિ થવાથી તે અજ્ઞાન ટાળી શકાય છે. એ પ્રમાણે દેશ કાળ અને વસ્તુનું અજ્ઞાન મટી શકે છે. આપણે આપણા સત્ય સ્વરૂપના અનુભવમાં પણ આપણું વર્તમાન જીવન છોડવાની જરૂર નથી પણ ઉલટું વર્તમાન જીવનને ઘણું તેજસ્વી, શકિતવાન પૂર્ણ બનાવી શકીએ છીએ. એ પ્રમાણે બીજા પ્રકારના અજ્ઞાનનું સમજી લેવું. દરેક અજ્ઞાન જ્ઞાનને પરિમિત કરે છે, તેમાં ભેદ કરે છે. અજ્ઞાનનો આ ખાસ સ્વભાવ છે.

પણ અપરિમિત અને અભેદ્ય બ્રહ્મસ્વરૂપમાં પરિમિત ભેદ કરનાર આવું અજ્ઞાન કેવી રીતે આવે છે. તેનું મૂળ ચિતની એક પ્રકારની શકિતમાં રહેલું છે. ને તપ કહેવાય છે કે જે તપથી પ્રભુએ પોતામાં જગત ઉત્પન્ન કરી જગતની ક્રિયાઓ નિયમમાં રાખી છે. તે તપથી ચિત્ ક્રિયામય થઇ જેટલું જ્ઞાન તે ક્રિયા વખતે જરૂરનું નથી તેટલું પાછળ સંગ્રહી રાખે છે. તેનો હેતુ જગતમાં અનેક રૂપે અનેક પ્રકારનો સંબંધ કરવાનો છે, કે જેથી અનેક રૂપે વ્યવહાર થઇ શકે. જ્ઞાનને પરિમિત કરવાથી એકાગ્ર કરવાથી ક્રિયા બરાબર થઇ શકે છે. વસ્તુઓનો અનેક રૂપે આનંદ લઈ શકાય છે. જો જ્ઞાન અપરિમિત રહે તો તેના તેજમાં જેવો જોઇએ તેવો અથવા જેવો છે તેવો વ્યવહાર થઈ શકે નહિં. અજ્ઞાનનો આ સ્વભાવ–પરિમિત થવું–ભેદ કરવો–તે બ્રહ્મના મૂળ શુદ્ધ સ્વરૂપમાં નથી. પોતાના અનેક પ્રકારના વ્યવહાર માટે વિવિધપ્રકારની ક્રિયા વચ્ચે સંબંધ કરવા યુક્તિ તરીકે રાખેલ છે. તે શુદ્ધ બ્રહ્મમાં રહી શકતા નથી પણ બ્રહ્મના ક્રિયાત્મક રૂપમાં અમુક ક્રિયા કરવા માટે, તેનો બીજી ક્રિયા સાથે સંબંધ કરવા માટે, ઉપયોગ કરવા રાખેલ છે. અજ્ઞાન પ્રભુની ક્રિયામાં એક શકિત છે. તે પ્રભુનું સમસ્ત સ્વરૂપ નથી.

## પ્રકરણ ૬ ઠું.

## અજ્ઞાનની ઉત્પત્તિ.

How does this Ignorance emerge or come into action in an absolute being who must be absolute consciousness and therefore cannot be subject to Ignorance? He cannot be Ignorant of Himself; and since all things are Himself, conscious modifications, determinations of His Being, He cannot either be Ignorant of things, of their true nature, of their true action. Yet though we say that we are that, that the Jivatman or individual self is no other than the Paramatman, no other than the Absolute, yet we are certainly ignorant both of ourselves and things, form which this contradiction results that what must be in its nature incapable of Ignorance, is yet capable of it. × × ×

It is a concentration of Tapas* in movement of force upon its object. × × × ×

* Tapas means literally heat, afterwards any kind of energism, askesis, austerity, of conscious force acting upon itself or its object.

We have to ask ourselves what is the nature of this absorbing, this separating, this self-forgetful concentration which is the great mircle of the physlcal aniverse.*

પ્રભુનું અખંડ સ્વરૂપ સર્વજ્ઞ છે. તેની ઇચ્છા સિવાય કોઇ ક્રિયા થતી નથી. તેના ઉપર અજ્ઞાનની અસર થઇ શકે નહિં છતાં તેની ક્રિયામાં અજ્ઞાન શા માટે દેખાય છે? તે પોતે પોતાને ન જાણે તે બનતું નથી. તેને દરેક વસ્તુ પોતાનું જ રૂપ હોવાથી પોતાના જ ચિતનું પરિણામ હોવાથી એકકે વસ્તુનું અજ્ઞાન હોઇ શકે નહિ. એકકે વસ્તુના સ્વભાવનું અજ્ઞાન પણ હોય નહિં, તેમ જ એકકે વસ્તુની ક્રિયાનું અજ્ઞાન પણ હોય નહિં. વેદ કહે છે કે જીવ પ્રભુનું રૂપ છે. જીવાત્મા અને પરમાત્મા એક છે. છતાં આપણને આપણું પોતાનું તેમ જ અન્ય વસ્તુનું જ્ઞાન નથી તેથી જે વસ્તુમાં અજ્ઞાન સંભવતું નથી ત્યાં જ દેખાઇ આવે છે. આપણે એમ કહીએ કે અજ્ઞાન મનથી ઉત્પન્ન થાય છે. અને મન ઝાંઝવાના જળની માફક માયામય છે. અ-વસ્તુ છે. અ-બ્રહ્મ છે. પણ બ્રહ્મ વસ્તુ હોવાથી તેના ઉપર અ-વસ્તુ મનની અસર થઇ શકે નહિં. આ માત્ર શબ્દોની જાળ છે કે જેમાં આપણે અખંડ એક બ્રહ્મ સ્વરૂપ જેવું છે તેવું બતાવતા નથી કારણ કે તેથી બે વિરૂદ્ધ સ્વભાવ એક વસ્તુમાં બતાવાય છે. બ્રહ્મ કે જે જ્ઞાન સ્વરૂપ છે જ્ઞાન ઘન છે તેમાં અજ્ઞાન બલાત્કારે લાવીએ છીએ. જો આ બધું બ્રહ્મ જ છે તો માયા પણ બ્રહ્મની જ શક્તિ હોવી જોઇએ. વળી જીવ અને બ્રહ્મ એક છે તો અને જીવ માયાને વશ થાય તો બ્રહ્મ

* The origin of Ignorance " Arya" 15-2-1918.

પણ માયાને વશ થવું જોઇએ. આથી પણ કાંઇ ખરો ખુલાસો થતો નથી.

આપણે એમ કહીએ કે જીવાત્મા અને પરમાત્મા એક નથી પણ નિત્ય જુદા છે. એક અજ્ઞાનને વશ છે. બીજા અખંડ જ્ઞાન સ્વરૂપ છે; પણ આ બાબત આધ્યાત્મિક અનુભવથી વિરૂદ્ધ લાગે છે કે જ્યાં પ્રકૃતિમાં ગમે તેવા ભેદ દેખાય તો પણ મૂલ સ્વરૂપે સર્વત્ર અભેદ જ અનુભવવામાં આવે છે. આપણે એમ કહીએ કે આપણે મૂળ સ્વરૂપે એક છીએ પણ ક્રિયામાં અનેક છીએ તો પણ એ પ્રશ્ન થશે કે જે સ્વરૂપે એક છે અને તેથી જ્ઞાનથી પણ એક છે તેમાં ક્રિયા વખતે ભેદ પામી અજ્ઞાનને વશ કેમ થયા ? અથવા એમ કહીએ કે જગતની અતીત દશામાં જાણી ન શકાય એવું સ્વરૂપ છે કે જે આપણા અનુભવમાં આવી શકે નહી અને માયા તે સ્વરૂપમાં જગત ઉત્પન્ન થયા પહેલાં સ્થિતિ હોવાથી માયાના સ્વરૂપનો પણ અનુભવ થઇ શકે નહિં. આ પણ જડવાદના જેવો જ નાસ્તિકવાદ થયો. બધા નાસ્તિક-વાદનું કારણ એ જ છે કે જ્યાં આપણે જે બાબત પુરૂષાર્થથી જાણી શકીએ તેમ છીએ તે જાણવાની ના પાડીએ છીએ. આપણને થોડુંક સત્ય મળવાથી એકદમ અટકી જઇએ છીએ. તેથી આપણું જ્ઞાન ખંડિત થાય છે. મન જ આપણું સ્વરૂપ હોય તો આ માર્ગ ઠીક છે. પણ જીવાત્મા અને પરમાત્મા એક હોવાથી જીવ અલ્પ જ્ઞાનથી અટકે તે ઠીક ગણાય નહિં. જીવે પૂર્ણ જ્ઞાનને માટે નિરાશ થવું જોઇએ નહિં. પ્રભુને જાણવાની પોતામાં શક્તિ નથી એમ માનવું નહિં. અજ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થાય છે તે પણ નહિં જાણી શકાય એમ સમજવું નહિં.

જાણી ન શકાય તેવું સ્વરુપ હોય તો તે ફક્ત જે આપણા મનથી જાણી શકાય તેનાથી પર—અતીત સચ્ચિદાનંદનું સ્વરુપ છે. આને જ તૈતરીયઉપનિષદ્‌માં અસત્ અવ્યક્ત કહેલ છે કે જેમાંથી સર્વ સત્—સર્વ જગત્ વ્યક્ત થયેલ છે. આને જ બુદ્ધ ભગવાને નિર્વાણ સ્વરુપ કહેલ છે. બન્ને માર્ગમાં ઉત્તમમાં ઉત્તમ ગતિ તે આ અપરિમિત આનન્દ સ્વરૂપ પ્રાપ્ત કરવું તેમાં માનેલી છે. અમે આ અર્થમાં જ સત્ય બતાવેલ છે. જે સ્વરુપનો અંત નથી તેને અનંત કહીએ છીએ. આવું સ્વરુપ ન હોય અથવા જગતથી તદ્દન જુદા પ્રકારનું હોય અથવા શૂન્ય હોય તો શૂન્યમાંથી જે અશૂન્ય વસ્તુ છે તેની ઉત્પત્તિ સંભવતી નથી. માયાની ઉત્પત્તિ પણ તેમાંથી સંભવતી નથી. વળી એમ માનીએ કે તે શૂન્ય નથી પણ જાણી શકાય તેવી અનંત અવ્યક્ત વસ્તુઓ ગમે તે કાળે ગમે તેમ વ્યક્ત કરે છે તો પણ તેવા તત્ત્વમાંથી ગમે તેવું અને નિયમ વગરનુ જગત્ પણ ઉત્પન્ન થાય. અથવા એમ માનવું પડે કે જગતનો કાંઇ નિયમ જ નથી! આપણને જે નિયમ લાગે છે તે આપણા મનની ભૂલ છે. એવું તત્ત્વ કે જેનો કોઇ નિયંતા જ હોય નહિં તેમાં માત્ર અવ્યવસ્થા અને ગોટાળા ઉત્પન્ન થાય, મુશ્કેલીઓ, ભૂલો, વિરોધ ઉત્પન્ન થાય. યુરોપના તત્ત્વવેત્તા શોપનહોર કહે છે તેમ જગત્ પણ એક મોટી ભૂલનું પરિણામ માનવું પડે આવા જગતનું કારણ સર્વજ્ઞ સર્વ શક્તિમાન પરમાત્મા હોઇ શકે નહિં પણ કોઇ અજ્ઞાન અથવા જડ તત્ત્વ જગતનું કારણ હોય એવા તત્ત્વમાંથી ગમે તેવું જગત્ ઉત્પન્ન થાય તો યે સત્ય માનવું પડે. એવા તત્ત્વમાંથી ન માની શકાય તેવું પણ ઉત્પન્ન થાય. મન પણ શરીરનું દરદ ગણાય. અધર્મ ધર્મ ગણાય. દરેકના મત સાચા ગણાય. કારણ કે નિત્ય

સ્વતંત્ર જેવી કોઇ વસ્તુ મળે નહિં. આ બધા પ્રકારના મત મનુષ્યે વખતો વખત માનેલા છે. તેમાં ભૂલો થયેલ છે. તે ભૂલોથી ફાયદો પણ થયો છે કારણ કે એકની ભૂલ બીજાની ભૂલ મટાડે છે અને સત્યનો માર્ગ ખુલ્લો કરે છે પણ ત્યાં જ અટકીએ તો તત્ત્વજ્ઞાનનું કાર્ય કે જે સત્ય શોધવાનું છે તે પૂર્ણ થાય નહિ. જો પરમ સત્ય કોઈ પણ રીતે જાણી શકાય જ નહિ તેવુ હોય તો તત્ત્વજ્ઞાનની કીમત નથી પણ જો તે ઉપનિષદ્‌માં કહેછે તેમ એવું હોય કે જે એક જાણુવાથી ન જાણેલું પણ સર્વ જાણી શકાય તો પુરુષાર્થ સફળ થાય છે. દૃષ્ટા તદ્દન અદૃશ્ય નથી. માત્ર આપણી સામાન્ય દૃષ્ટિથી અતીત છે. તે દૃષ્ટિનો અતિ વિકાસ થાય તો તે જાણી શકાય છે કે જે જાણુવાથી આપણુ સામાન્ય જ્ઞાન જતું રહેતું નથી પણ પરિપૂર્ણ થાય છે.

આ સત્યને વેદાન્તમાં સચ્ચિદાનંદ કહે છે. તે અખંડ સત્ ચિત્ અને આનંદ સ્વરુપ છે. તેના અખંડ ચિત્ સ્વરુપમાં અનન્ત શક્તિઓ રહેલી છે. ચિત્‌નો સ્વભાવ શક્તિ છે. આ શક્તિના કાર્યને અમે તપ કહીએ છીએ. તે અગ્નિ સ્વરુપ છે. દરેક વસ્તુ પોતામાં રહેલ અવ્યક્ત પદાર્થો એકાગ્ર તપથી વ્યક્ત કરે છે. બ્રહ્મમાં ક્રિયાત્મક અને અક્રિયાત્મક બન્ને સ્વભાવ છે.

પણ કોઈ એમ કહે કે ક્રિયાત્મક અને અક્રિયાત્મક એમ બે જુદાં પરિણામ જણાવાથી બે જુદાં તપ હોવાં જોઇએ કારણ કે બ્રહ્મના શાંત સ્વરૂપમાં લય થવાનો પ્રયત્ન કરવાથી ક્રિયા બંધ થાય છે અને તેની ક્રિયામાં જ રહેવાથી તેના શાંત સ્વરૂપનો અનુભવ બંધ થાય છે. આ ભેદ માત્ર જીવની

ઇચ્છાનુસાર બને છે. જગતમાં રહેલ બ્રહ્મ ક્રિયાત્મક છે અને જગતથી અતીત થઇ રહેલ તેનું સ્વરૂપ જગતમાં છતાં એવી રીતે જણાય છે કે જેમાં તેની સર્વ ક્રિયા તેના શાંત રૂપમાં એકાગ્ર થઈ અંતર્ભૂત થઈ રહેલ છે. વળી જગતની ક્રિયામાં બ્રહ્મ પોતાની ક્રિયાશક્તિ પોતાના તપથી લાવે છે તે પ્રમાણે તેના શાંત સ્વરૂપની પ્રાપ્તિ પણ તેની જ જ્ઞાનશક્તિથી અથવા એક પ્રકારના તપથી થાય છે. ક્રિયાત્મક અને અક્રિયાત્મક (શાંત) અથવા સગુણ અને નિર્ગુણ એવા બે બ્રહ્મ નથી તેની ક્રિયાશક્તિ અથવા ક્રિયાત્મક તપ અને તેની જ્ઞાનશક્તિ અથવા અક્રિયાત્મક તપ બન્ને એક જ ચિત્‌માં છે. એક છેડે તે તપ વ્યાપેલ છે. બીજે છેડે એકાગ્ર થઇ રહે છે જેમ એક તળાવ શાંત જણાય છે અને તેમાંથી નીકળતા ઝરા વહેતા જણાય છે. ખરી રીતે બધી ક્રિયાની પાછળ બધું જ્ઞાન રહ્યું છે કે જેમાંથી ક્રિયા નીકળે છે, જેને આશ્રયે રહે છે. તે જ્ઞાન સમગ્ર ક્રિયાને શક્તિ આપતું હોવા છતાં ઘટતુ નથી. કોઈ પણ ક્રિયા પોતાના આશ્રયનો તદ્દન નાશ કરી પ્રવૃત્ત થતી નથી. આ બાબત જ્યારે આપણને પૂર્ણ જ્ઞાન થાય છે અને આપણી ક્રિયા બંધ કરી ક્રિયા કેવી રીતે થતી હતી તે તપાસીએ છીએ ત્યારે ખબર પડે છે. આપણું સંપૂર્ણ ચિત્‌ આપણી દરેક ક્રિયાને મદદ કરે છે. પોતાના અખંડ સ્વરૂપમાં શાંત રહે છે. પોતાની અમુક શક્તિમાં, અમુક કાર્યમાં ક્રિયાત્મક રહે છે. તે શાંત સ્વરૂપ પણ કાંઇ જડ નથી. તે માત્ર એકાગ્ર થયેલ શક્તિનું ચિત્‌ સ્વરૂપ છે.

શાંત અથવા નિર્ગુણ બ્રહ્મ ભાવ પ્રાપ્ત કરવો તે જ છેવટનુ ધ્યેય છે કે નહિં તેની તપાસ કરવી આ વિષયમાં જરૂરની નથી.

એટલું જ જાણવું જરૂરનું છે કે આપણે નિર્ગુણ અને સગુણ એવા બ્રહ્મના બે ભાગ કરીએ છીએ તે વસ્તુતઃ બે નથી. બ્રહ્મ એક જ છે. તે તેના નિર્ગુણ રૂપમાં પોતાની શકિત એકઠી કરી રાખે છે અને તે જ વખતે પોતાની ક્રિયામાં તે શકિત વ્યાપ્ત કરે છે. ક્રિયાના તે બે છેડા છે. ક્રિયા નિર્ગુણમાંથી નિકળી સગુણ થઈ પાછી નિર્ગુણ થાય છે અને ત્યાંથી જ વિવિધ રૂપે સગુણ થઇ નીકળે છે. નિર્ગુણ બ્રહ્મ પોતાની જ્ઞાનશકિતથી અથવા તપથી નિર્ગુણ સ્વરૂપમાં લીન છે, તે જ બ્રહ્મ પોતાની ક્રિયાશકિતથી અથવા તપથી નિર્ગુણમાં અંતર્ભૂત થઇ રહેલી વસ્તુઓને વ્યક્ત કરી સગુણ થાય છે. એટલું જ નહિ પણ સગુણમાં પણ દરેક વસ્તુમાં પૂર્ણ સ્વભાવે વ્યાપી તેમાં એકાગ્ર થઇ તેમાં પણ તેટલુ જ તપ કરી દરેક વસ્તુમાં અવ્યકત રહેલ જગતને વ્યકત કરે છે. જગતમાં પણ તે જ તપની એકાગ્રતા છે પણ ત્યાં અનેક પ્રકારની એકાગ્રતા હોવાથી આપણને ભેદ જણાય છે. વસ્તુતઃ તે ભેદ નથી પણ તે એક પ્રકારની શકિત છે. બ્રહ્મ પોતાની શકિતથી જગતમાં ક્રિયામય થઇ જવાથી પોતે પોતાને ખોઈ બેસતુ નથી. પોતાના મૂળ સ્વરૂપે તે એવું ને એવું જ રહે છે. શુદ્ધ સ્વરૂપે તે અખંડ છે. તેની નિર્ગુણ શાંત-નિવૃત્ત અવસ્થા ને તેનું મહાન એકાગ્ર તપ છે કે જેમાંથી અનેક તપ નીકળે છે, અને જેને આશ્રયે અનેક તપ રહે છે

જેમ બીમાં અવ્યકત રહેલ ઝાડ તપથી વ્યકત થાય છે તેમ વેદમાં કહે છે કે બ્રહ્મ-અંડમાંથી અવ્યક્ત જગત તપથી વ્યકત થયેલ છે અથવા અવ્યકત વસ્તુઓ વ્યકત થઇ છે. આપણું પોતાનું ચિત્ત આપણે બરાબર તપાસીએ તો જણાશે કે ચિત

ચિત્ દશ્ય વસ્તુ ઉપર પોતાની શકિત વાપરી પોતાના તપથી તે વસ્તુનું જ્ઞાન સંપાદન કરે છે. તે વસ્તુની ક્રિયાનું પણ જ્ઞાન મેળવે છે. પણ આપણે પોતાને બે દશ્ય છે. એક આપણે પોતે અને બીજું આપણાથી અન્ય વસ્તુઓ અથવા બહારનું જગત્ સચ્ચિદાનંદને આપણી માફક બે દશ્ય હોતા નથી કારણકે સર્વ પોતે જ છે. પોતામાં જ છે. આપણે આપણા મનથી જે ભેદ કરીએ છીએ તે તેને થતો નથી. આપણે અંતઃકરણ અને બહિઃ-કરણ છે. તેને અંતઃકરણ જેવી ભેદક વસ્તુ ન હોવાથી બહિઃકરણ પણ નથી. વળી આપણા ચિત્ની અમુક શક્તિ આપણાં કર્મ-આપણી ઇચ્છામાં વપરાય છે અને બાકીની શકિત અવ્યકત થઇ સ્વરુપમાં ઢંકાઈ રહે છે આ ભેદથી પણ અનેક ઉપયોગી પરિ-ણામો ઉત્પન્ન થાય છે. સચ્ચિદાનંદમાં આ ભેદનો સંભવ નથી કારણકે સર્વ તેનું જ સ્વરુપ છે. બધાં કર્મ અને તેનાં પરિણામ તેની સમગ્ર ઇચ્છાથી જ થાય છે. જેમ આપણા ચિતમાં તપ છે તેમ તેના ચિતમાં પણ તપ છે પણ તે તેના સમગ્ર સ્વરુપમાં સમગ્ર ચિતનું સમગ્ર તપ છે.

બીજો પ્રશ્ન અહિં એ ઉપસ્થિત થાય છે કે આપણામાં આપણા ચિત્ની ક્રિયાશકિત અથવા તપ ક્રિયામય થઈ જાય છે. આપણા ચિતની જ્ઞાનશકિત માત્ર શાંત રહી ક્રિયાને અનુમતિ આપે છે. તે જ્ઞાનમાં પણ ક્રિયાને અનુમતિ આપવાનો સ્વભાવ રહ્યો હોવાથી તેમાં પણ એક પ્રકારનુ તપ રહેલું છે. તેથી ઉપર જતા આપણે એવી શાંત દશામાં ચડીએ છીએ કે જ્યાં કોઈ પણ પ્રકારની ક્રિયા જણાતી નથી. તેથી ક્રિયાત્મકરૂપે ચિત પોતાની શકિતથી ક્રિયા વ્યકત કરે છે અને તે

શક્તિનો સ્વભાવ તપ છે અને અક્રિયાત્મક સ્વરૂપે ચિત્ પોતાની શક્તિથી જ્ઞાનરૂપે અવ્યક્ત રહે છે કે જ્યાં તપ પણ અવ્યક્ત છે. સચ્ચિદાનંદમાં પણ ક્રિયાત્મક અને અક્રિયાત્મક બન્ને રૂપ રહેલ છે. આપણા આર્યદેશની તત્ત્વવિદ્યામાં આ એક અતિ ઉપયોગી અને અનુભવની બાબત છે. આપણે અક્રિયાત્મક થતાં આપણું ચિત્ એકાગ્ર થાય તો આપણું જ્ઞાન સ્પષ્ટ થાય છે. એક રૂપ થાય છે. અને તે શાંત સ્થિતિમાં આપણે આપણા જ્ઞાનથી પણ અતીત થઇએ તો આપણને જણાય છે કે કોઇ સ્વતંત્ર ચિત્ શક્તિ અથવા તપ આપણા ઉપર અસર કરે છે કે જે આપણે આપણું પોતાનું તરત કરી શકતા નથી. તે બ્રહ્મશકિત છે. વળી તે આપણા જ્ઞાનના વિકાસ માટે આપણી શકિતના વિકાસ માટે આપણાં કાર્યોને નિયમિત કરે છે. તે શકિત આપણને આપણી પોતાની લાગતી નથી પણ સચ્ચિદાનંદ પ્રભુની લાગે છે. આપણે માત્ર તેના સાધન હોઇએ તેવું જણાય છે. આ બન્ને પ્રકારનો અનુભવ આપણો અહંકાર છુટ્યા પછી સચ્ચિદાનંદના ચિત્‌ની–જ્ઞાન-ઇચ્છા અને ક્રિયા શકિતનો અનુભવ કરતી વખતે થાય છે. તે શકિત તેનું તપ છે. ત્યાં પણ જ્ઞાનશકિતમાં જ્ઞાનનું પરિણામ રહેલ હોવાથી તપ જણાય છે. તેથી તપ તેની સગુણ ક્રિયાત્મક સ્થિતિમાં, તે દરેક પ્રકૃતિમાં પણ, એકાગ્ર થઇ જાય છે. જેમ પિંડમાં બને છે તેમ બ્રહ્માંડમાં પણ બને છે.

તેથી બ્રહ્મ માત્ર નિર્ગુણ અથવા માત્ર સગુણ નથી તેમ બન્ને વચ્ચે હોય તેવું પણ કાંઇ સ્વરૂપ નથી. તેની અમુક જ દશા જોવાથી તેનું સમગ્ર સ્વરૂપ સમજાશે નહિં. એકની અપેક્ષાએ એક સત્ય લાગે છે. જ્યારે તેની પ્રવૃત્તિ જ જોઇએ છીએ ત્યારે તે

સગુણ જ હોય તેમ જણાય છે. અને જ્યારે તેની નિવૃત્તિ જ જોઇએ છીએ ત્યારે તે નિર્ગુણ જ જણાય છે. નિર્ગુણ સ્વરૂપ અક્ષર કહેવાય છે. સગુણ ક્ષર કહેવાય છે. તેમ વ્યાખ્યા ન કરીએ તો અક્ષર અને ક્ષરનો કાંઇ અર્થ થાય નહિં. સામાન્ય દૃષ્ટિએ પ્રવૃત્તિ-નિવૃત્તિ બન્નેમાં, જ્યારે જીવ પ્રવૃત્તિ વખતે પોતાનું નિવૃત્ત સ્વરૂપ કે જે તેનું ખરૂં સ્વરૂપ છે તે ભૂલી જાય છે ત્યારે ક્ષર કહેવાય છે, અને પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થઇ પોતાના નિવૃત્ત સ્વરૂપમાં રહે છે ત્યારે અક્ષર કહેવાય છે અને તે વખતે એમ મનાય છે કે ક્ષર તેનું ખોટું રૂપ હતું. પણ આનું કારણ એ છે કે તે તે દશા એક પછી એક એમ પ્રાપ્ત કરે છે. જેમ આપણી સુષુપ્તિ અને જાગૃત દશા એક પછી એક પ્રાપ્ત થાય છે તેમ જ્યારે આપણે જાગીએ ત્યારે આપણને સુષુપ્તિની ખબર નથી. સુષુપ્તિમાં જાગૃતિનું જ્ઞાન જતું રહેતું નથી. એક પછી એક એમ દશા પ્રાપ્ત કરવાથી એવો અનુભવ થાય છે. આપણે તે વખતે માત્ર તેટલું જ આપણું રૂપ હોય તેવું જાણીએ છીએ. પણ આધ્યાત્મિક ક્ષેત્રનો વધારે અનુભવ થતાં જણાય છે કે આપણો ખરો જીવ-આપણું આત્મસ્વરૂપ બન્ને દશાને બરાબર જાણે છે. આપણી અમુક દશાની અમુક દશામાં ખબર નથી તેનો પણ આત્માને અનુભવ હોય છે. તેવો જ અનુભવ બ્રહ્મપ્રાપ્તિમાં થાય છે. અજ્ઞાનમાં ક્રિયા વખતે આપણી પ્રવૃત્તિથી જ સાચી માનવાથી તેમાં જ એકાગ્ર રહેવાથી આપણા નિવૃત્ત સ્વરૂપનું અજ્ઞાન રહે છે અને આપણી નિવૃત્તિ જ સાચી માની તેમાં જ એકાગ્ર રહેવાથી આપણા પ્રવૃત્ત રૂપનું અજ્ઞાન રહે છે. આપણી પ્રવૃત્તિ ઉપર આપણી સત્તા ચાલતી નથી. નિષ્ક્રિય થવાથી સમાધિનાં લાભ થાય છે. તેને મોક્ષ કહે છે. જો કે આ

પ્રકારનો મોક્ષ આપણે ટુંકું ક્ષેત્ર છોડી વિશાલ ક્ષેત્રમાં જવાથી મળે છે તોપણુ તે એક પ્રકારનું અજ્ઞાન છે કારણ કે આપણા ક્રિયાત્મક રૂપનો તે વખતે અનુભવ રહેતો નથી. આપણા સમગ્ર સ્વરૂપનો અનુભવ–સમગ્ર બ્રહ્મ સ્વરૂપનો અનુભવ થાય તો જ મોક્ષ પરિપૂર્ણ થયો કહેવાય.

કારણ કે બ્રહ્મ નિવૃત્તિમાંથી પ્રવૃત્તિમાં જાય છે અને પછી પ્રવૃત્તિ છોડી નિવૃત્તિમાં આવે છે એ પ્રમાણે એક પછી એક દશા બ્રહ્મમાં બનતી નથી. જો એવું જ બ્રહ્મ સ્વરૂપ હોય તો જ્યાં સુધી જગત્ છે, જગતની પ્રવૃત્તિ છે ત્યાં સુધી બ્રહ્મનું નિવૃત્ત સ્વરૂપ દેખાય જ નહિં. બધું ક્રિયાત્મક લાગે. જ્યારે જગતનો પ્રલય થાય–ક્રિયાત્મક બ્રહ્મ જતું રહે ત્યારે જ શાંત સ્વરૂપનો અનુભવ થઈ શકે. જગતની સ્થિતિ વખતે તેનું નિર્ગુણ સ્વરૂપ દેખાય નહિં. જગતમાં જે નિત્ય શાંત આત્મ સ્વરૂપનો અનુભવ થાય છે તે થાય નહિં. દરેક જીવને પણ તે સ્વરૂપનો અનુભવ થાય છે તે થાય નહિં કારણ કે જ્યાં સુધી કાંઇ પણ પ્રવૃત્તિ હોય ત્યાં સુધી તે નિવૃત્ત બ્રહ્મનો અનુભવી બને નહિં. પણ તે અનુભવ થાય છે. તેથી સમગ્ર બ્રહ્મ સ્વરૂપમાં નિવૃત્તિ અને પ્રવૃત્તિ બન્ને સાથે જ રહ્યાં છે. જેમ જાગૃત પછી સુષુપ્તિ, પછી જાગૃત, એમ એક પછી એક દશા પ્રાપ્ત થાય છે તેમ બ્રહ્મમાં બનતું નથી એવી દશા માત્ર તેની અમુક ક્રિયાથી જ થાય છે. અને તે ક્રિયાની સાથે આપણે આપણો અધ્યાસ કરી આપણે ક્રિયામય થઈ જઇયે છીએ ત્યારે આપણને પણ જુદી જુદી દશા પ્રાપ્ત થતી હોય એમ લાગે છે. પણ આપણા સત્ય આત્મસ્વરૂપમાં આવા વિરોધ જણાતા નથી. જ્યારે

આપણને સત્ય જ્ઞાન મળે છે કે જેમાં એકદેશી અજ્ઞાન પણ ન હોય ત્યારે આપણો મોક્ષ પૂર્ણ થાય છે. આપણે તે બાકી સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેનો સાથે આનંદ લઈ શકીએ છીએ. અને તે વખતે પણ પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં રહેતા છતાં બન્ને દશાથી અતીત પણ રહી શકીએ છીએ. એટલે અથવા બન્ને દશાથી આપણે પરિમિત થતા નથી.

ગીતા કહે છે, કે ઉત્તમ પુરૂષ ( પુરૂષોત્તમ ) ક્ષર અને અક્ષર એટલે સગુણ ( પ્રવૃત્ત ) અને નિર્ગુણ ( નિવૃત્ત ) બન્નેથી પર છે. ક્ષર અને અક્ષર બન્ને એક કરીએ તો પણ તે ઉત્તમ પુરૂષનું સમગ્ર સ્વરૂપ નક્કી થતું નથી. તે પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને સાથે અનુભવે છે તેથી તે તેટલા પુરતો જ છે એમ કહી શકાય નહી. તેનામાં ૧ નિવૃત્તિ છે અને ૧ પ્રવૃત્તિ છે એમ કહેવાય નહિં. તેના ભાગ પડતા નથી. એમ કરીએ તો બ્રહ્મમાં ૧ પ્રવૃત્તિનું અજ્ઞાન અને ૧ નિવૃત્તિનું અજ્ઞાન છે એમ કહેવું પડે. વળી એવું સ્વરૂપ કેમ બન્યું તેનો વિચાર પણ થઈ શકે નહિં. તેથી એમ સિદ્ધ થાય છે કે બ્રહ્મ પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેને જાણે છે. બન્નેને સરખો જ આશ્રય આપે છે પણ બન્ને સાથે કરીએ તેટલું જ તેનું સ્વરૂપ છે એમ જાણવું નહિં. બન્ને એક એકને પૂર્ણ કરવા જરૂરી છે એ માટે રહેલ છે. કારણ કે બ્રહ્મ પોતાની નિવૃત્ત દશામાં પોતાની પ્રવૃત્તિથી અજ્ઞાન છે એમ કહી શકાય નહિં ખરી રીતે તે પોતે જ પોતામાં પ્રવૃત્ત છે. પોતાની પ્રવૃત્તિને પોતાની નિવૃત્તિથી ધારણ કરી રહે છે. પોતાની નિત્ય સિદ્ધશક્તિથી પોતાની પ્રવૃત્તિ ચલાવ્યાં કરે છે. વળી બ્રહ્મ પોતાની પ્રવૃતિમાં પોતાના નિવૃત્ત સ્વરૂપથી અજ્ઞાન છે એમ

પણ કહી શકાય નહિં. તે નિવૃત્ત સ્વરૂપ જ સર્વ પ્રવૃતિ ચલાવે છે. તેને તેનું સંપૂર્ણ જ્ઞાન છે. દરેક પ્રવૃતિમાં પણ નિવૃત્ત સ્વરૂપનો અનુભવ થાય છે અને તેથી દરેક કાર્યમાં તેની નિત્ય યુક્ત આનંદકારક શકિતનો ઉપભોગ લઇ શકાય છે. વળી પ્રવૃત્તિમાં કે નિવૃત્તિમાં પોતાનું જે ઉત્તમ સ્વરૂપ છે કે જે તે બન્નેથી અતીત છે તે વિશે પણ તેનું અજ્ઞાન નથી પણ તેનું તેને પૂર્ણ જ્ઞાન છે. જે જે વસ્તુઓ નામ રૂપવાળી અનેક રૂપ કે જે ક્ષર કહેવાય છે, અને જે અવ્યકત કૂટસ્થ વસ્તુ અક્ષર નિત્ય એક સ્વરૂપ રહે છે તે બન્ને સચ્ચિદાનંદથી વ્યાપ્ત છે.

તેથી આપણે પહેલું એ નક્કી કરી શકીએ છીએ કે અજ્ઞાન બ્રહ્મની ઉત્તમ સ્થિતિ કે જે પૂર્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ છે તેમાં નથી. પણ તેની અમુક ક્રિયાશકિત કે જેની સાથે આપણે આપણો અભ્યાસ કરીએ છીએ ત્યાં ઉત્પન્ન થાય છે. એક જ શરીરમાં આપણે જાગતા હોઇએ ત્યારે જાગૃત ચિત્ત જ આપણું છે તેટલું જ સાચું માનીએ છીએ. સુષુપ્તિ વખતે, જાગૃતનું જ્ઞાન છોડી સુષુપ્તિમય થયલે ચિદ્ઘને જ આપણું માનીએ છીએ. બ્રહ્મ જ્ઞાન સ્વરૂપ હોવાથી પ્રજ્ઞાન ઘન છે. તેમાં અથવા તેની શકિતમાં અજ્ઞાન સંભવતુ નથી. માયા પણ અજ્ઞાન નથી. પણ સર્વજ્ઞની શકિત છે. તેથી અજ્ઞાન માત્ર એક ગૌણ, સાપેક્ષિ, વિભાજક, સસર્ગિક સંબંધ કરવા માટે યુકિત હોવી જોઇએ. ત્યારે શું બ્રહ્મ અનેક રૂપ થાય છે તે જ વખતે અજ્ઞાન ઉત્પન્ન થાય છે ? શું દરેક જીવમાં વસ્તુ સ્વરૂપે અજ્ઞાન રહે છે કે જે તેને બીજા જીવોથી પૃથક્ કરે છે ? આ પણ સત્ય નથી કારણ કે આ અનુભવ બહિર્દૃષ્ટિથી થાય છે. અંતર દૃષ્ટિએ

એકાગ્ર ચિત્તથી અનુભવ લેતા જણાય છે કે તે ભેદ સૂક્ષ્મ થતાં થતાં અંતે જતો રહે છે.

નિત્ય અભેદ સત્ય છતાં અનિત્ય ભેદ દેખાવાનું કારણ શરીર છે. પ્રકૃતિ શરીરમાં શરીરમય થઇ પોતાનું સ્વરૂપ ભુલી પોતાના અનેક પૃથક્ રૂપમાં જીવદ્વારા પોતાના એકાત્મ સ્વરૂપનો અનુભવ લેવાનું શરીરથી શરૂ કરે છે. એક જીવનું શરીર બીજાના શરીર સાથે એક થઇ શકતુ નથી. એક બીજાના શરીરનો નાશ થયા વગર એક બીજામાં મળી શકતા નથી. એક બીજાને મારીને, ગળી જઇને, એક બીજામાં લય પામીને જ એકનું શરીર બીજા સાથે એક થાય છે કે જ્યાં એક થતી વખતે બન્નેનાં શરીરનાં રૂપ નાશ પામે છે. મન પણ શરીરના ધર્મને અનુસરે છે ત્યાં સુધી શરીરના ધર્મ ગ્રહણ કરે છે. પણ મન પોતે શરીર કરતાં એટલું સૂક્ષ્મ છે કે બે શુદ્ધ મનવાળા મનુષ્ય એક બીજાના મનનો નાશ કર્યા વગર એક બીજા વચ્ચે વ્યવહાર કરી શકે છે. એક બીજાના વિચાર જાણી શકે છે. એક બીજાનો ભાગ કર્યા વગર પોતપોતાનું કામ કરી શકે છે. જ્યારે મનની ઉપર રહેલ તત્ત્વો વિજ્ઞાન અને આનંદમય આત્માનો અનુભવ લઇએ છીએ ત્યારે અભેદને આડા આવતા ઘણાં કારણો નષ્ટ થઈ જાય છે અને અંતે તદ્દન જતાં રહે છે. એકનો આત્મા બીજાના આત્મા સાથે એક થઇ શકે છે. બીજાને પોતામાં જોઇ શકે છે. પોતાને બીજામાં જોઇ શકે છે. સર્વની એકતા, સર્વનો અભેદ અનુભવી શકે છે. આ અનુભવ માત્ર નિર્વિકારી નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપમાં અથવા નિર્વાણ દશા કે જ્યાં જીવ-મન-શરીર વિગેરે

ભેદ જતા રહે છે ત્યાં જ થાય છે એમ નથી પણ સગુણ વ્યક્ત બ્રહ્મ રૂપ-કે જ્યાં બધા ભેદ જોતાં છતાં પૂર્ણ જ્ઞાનથી બધા સ્વરૂપથી અતીત દશા પ્રાપ્ત થવા પછી-જગતમાં પણ થાય છે.

તેથી અજ્ઞાન અને અપૂર્ણતા અનેક જીવ થવાથી એટલે કે બ્રહ્મ અનેક રૂપ થવાથી પણ ઉત્પન્ન થતા નથી. બ્રહ્મ જેમ પ્રવૃત્તિ અને નિવૃત્તિથી અતીત છે તેમ એકત્વ અને અનેકત્વથી પણ અતીત છે. જેમ શરીર અને મનને અજ્ઞાન રહે છે તેમ બ્રહ્મ એક છતાં પોતાના અનેક રૂપનું તેને અજ્ઞાન નથી. તે એવો ૧ નથી કે જે ૧૦૦ માં સમાય નહિં અને તેથી ૧૦૦ થી ઓછો દેખાય. તે પોતે ૧ છતાં ૧૦૦ માં દરેક એકમાં પણ તેવોને તેવો જ છે. ૧૦૦ ના દરેક એક પણ તેના એકમાં સ્થિત છે. બીજા શબ્દોમાં કહીએ તો બ્રહ્મ એક સ્વરૂપે રહેવા ઉપરાંત પોતાના અનેક રૂપનું પણ પૂર્ણ જ્ઞાન રાખે છે એટલું જ નહિં પણ પોતાના અનેક રૂપમાં દરેક એકમાં પણ જે સર્વમાં એક છે તેનું જ્ઞાન રાખે છે. દરેકમાં આત્મ સ્વરૂપે તે જ પ્રભુ સર્વના હૃદયમાં રહી પોતાના સર્વમાં વ્યાપ્ત-એક વાસુદેવ સ્વરૂપને પણ જાણે છે. તેના પ્રકાશથી જીવાત્મા પણ તેના એક સ્વરૂપનો અનુભવ લઇ તેના અનેક રૂપનો પણ અનુભવ લઇ શકે છે. માત્ર આપણી બાહ્યદૃષ્ટિ, ભેદ કરવો જેનો સ્વભાવ છે એવા, શરીર પ્રાણ અને મન સાથે જ રમતી હોવાથી અજ્ઞાન રૂપ ધારણ કરે છે. પણ તે દૃષ્ટિ પણ આંતર પ્રકાશથી જ્ઞાન સ્વરૂપ થઇ શકે છે. તેથી બ્રહ્મ અનેક રૂપ થવા માત્રથી જ અજ્ઞાનની ઉત્પત્તિ થતી નથી.

આગળ કહ્યું તેમ અજ્ઞાન માત્ર જગતની રચનામાં અમુક વખતે જ આવે છે કે જ્યારે જીવ પોતે પોતાના મનથી પોતાના

શરીર સાથે પોતાનો અભ્યાસ કરે છે. શરીર જ ભેદ બતાવી શકે તેવું તત્ત્વ છે. ત્યારે આ શરીર શું છે ? શરીર એ માત્ર ચિત્ શક્તિની ગાંઠ છે. ચિત્‌ની ક્રિયામાં–તેના વેગમાં જીવ નભી શકે તેટલું જીવને સામર્થ્ય મળે તે માટે શરીર–ગાંઠ રહે છે. પણ તે ગાંઠ કાયમ નભી શકતી નથી. તેનું રૂપ નિત્ય નથી. તેના પરમાણુ પણ નિત્ય નથી કારણ કે પ્રાણની ગાંઠ કે જે શરીરની ગાંઠની રક્ષા કરે છે તે છોડવાથી શરીરની ગાંઠ પણ છુટી જાય છે. ચિત્‌ની શક્તિ કે જે તપ કહેવાય છે તે તપ પોતાની ક્રિયામાં ક્રિયાના રૂપ ( શરીર ) ઉપર એકાગ્ર થાય છે અને તે રૂપ શરીર ભેદ ઉત્પન્ન કરતું હોવાથી–અજ્ઞાનનો સ્વભાવ પણ ભેદ ઉત્પન્ન કરવાનો હોવાથી–અજ્ઞાન ઉત્પન્ન થાય છે. વળી આગળ કહ્યું તેમ જગતની ક્રિયામાં તપ પોતે પોતાના રૂપ ઉપર એકાગ્ર થવાથી દરેક વસ્તુનો જન્મ થાય છે તેથી તે તે તપ વિવિધ પ્રકારની દરેક ક્રિયામાં પોતાના રૂપ ઉપર એકાગ્ર થવાથી ભેદદૃષ્ટિ જન્મ પામે છે. એ જ ક્રિયા છે કે જેમાં આપણું મન આપણી ક્રિયા અને આપણા રૂપ સાથે અભ્યાસ કરતું જણાય છે. આ પ્રકારની ચિત્–શક્તિ અથવા એકાગ્ર તપ કેવી રીતે થાય છે તેની શોધ કરીએ તો આપણામાં રહેલું અજ્ઞાન અને જગતમાં દેખાતું અજ્ઞાન કેવી રીતે આવ્યું તેનો ખુલાસો સ્પષ્ટ થઇ જશે. આ જગતમાં આવા પ્રકારનું અતિ આશ્ચર્યકારક વિભાગ કરે એવું–પોતે પોતાને ભુલી જાય તેવું–ઉગ્ર એક દેશી એકાગ્ર તપ શી રીતે આવે છે તે હવે આપણે જોઇએ.

---

## પ્રકરણ ૭ મું.

### અજ્ઞાન અથવા સચ્ચિદાનંદનું એકદેશી એકાગ્ર તપ

Since Brahman is in phenomenon of his universal being a unity and a multiplicity aware of each other and in each other and in his reality he is something beyond the one and the many, containing both, aware of both, Ignorance can only come about as a subordinate phenomenon by some concentration of consciousness either in the one to the exclusion of the many, or of all the many to the exclusion of the one, or of some among the many to the exclusion of both the one and the rest of the many; or else it is really—and this is the hypothesis, we adopt—by some general rule of exclusive concenrtation, a concentration of separative active consciousness in a separative movement not in the self, but in the force of the active being, in Prakriti. * * * *

Ignorance is really, a power of the knowledge to limit itsel, to concentrate itself on

the work in hand, an exclusive concentration in practice which does not prevent the full existence and working of the whole conscious being behind in reality. All self-limitation is a power for its special purpose, not a weakness; all concentration is a force of conscious being, not a disability. * * * *

This power of self-limitation for a particular working instead of being incompatible with the absolute conscious force of that Being, is precisely one of the powers, we should expect to exist among its energies * * *

The power by self-absorption to become ignorant of the world which yet at the same time continues in his being, is one extreme of his capacity; the power by absorption in his working to become ignorant of the self which all the time is carrying on those workings is the reverse extreme But neither really limits the integral self-aware existence of Sachchidananda which is superior to those apparent oppositions.*

*Exclusive Concentration of Tapas. —Arya 15-3-1918.

બ્રહ્મ જગત્ રૂપે આવિર્ભાવ થઇ. અનેક રૂપ લઇ, એક રૂપ રહી, એક અને અનેક બધા રૂપનું જ્ઞાન ધરાવે છે અને પોતાના મૂળ સ્વરૂપમાં એક અને અનેક બધા રૂપથી અતીત રહી બન્નેને બરાબર જાણે છે. તે સર્વજ્ઞ છે. છતાં તેના અમુક ભાગમાં પણ અજ્ઞાન જણાય છે તો તેનું કારણ આમાનું એક હોવું જોઇએ.

(૧) એક સ્વરૂપમાં ચિત્ એકાગ્ર થઇ અનેકને ભુલે તો અજ્ઞાન સંભવે,

(૨) અનેક રૂપમાં ચિત્ એકાગ્ર થઈ એક સ્વરૂપને ભુલે તો અજ્ઞાન સંભવે,

(૩) અનેક રૂપમાં થોડાક રૂપમાં ચિત્ એકાગ્ર કરી બાકીના અનેક રૂપને અને એક રૂપને ભૂલે તો અજ્ઞાન સંભવે, અથવા

(૪) તેના સ્વભાવમાં પોતે પોતાનો વિભાગ કરે એવું ઉગ્ર એકાગ્ર તપ નિત્ય રહેલ હોય કે જે તપથી તેનું ચિત્ પોતાના મૂળ સ્વરૂપમાં ફેરફાર કર્યા વગર પોતાની ક્રિયામાં—શક્તિમાં-પ્રકૃતિમાં તેવો ભેદ કરી શકે.

આ ચોથો સ્વભાવ બ્રહ્મથી ઉત્પન્ન થયેલ પ્રકૃતિમાં છે એમ અમે માનીએ છીએ કારણ કે પહેલા ત્રણ બરાબર પરીક્ષા કરતાં સર્વજ્ઞ બ્રહ્મમાં બની કરતા નથી. બ્રહ્મનું મૂળ સ્વરૂપ અજ્ઞાનનું કારણ હોઈ શકે નહિ કારણ કે તે સર્વજ્ઞ છે. તેના એક રૂપને તેના અનેક રૂપનું અજ્ઞાન હોય તેમ બને નહિં કારણ કે તેમ હોય તો અનેક જીવી શકે નહિ. અનેક રૂપ અથવા અનેકમા દરેક એક પણ એક બીજાથી અજ્ઞાન અથવા મૂળ એક સ્વરૂપથી અજ્ઞાન હોઇ ન શકે કારણ કે અનેક રૂપમાં પણ તે બ્રહ્મ સમગ્ર સ્વરૂપે રહેલ છે અને જીવભાવ ધારણ કર્યા છતાં પોતે પોતાને ન જાણે તેવું બને

નહિ તેથી અજ્ઞાન જીવના મૂળ સ્વભાવમાં પણ સંભવતું નથી. કારણ કે જીવ આત્મ રૂપે બ્રહ્મ જ છે પણ જ્યારે આત્મા પોતાની ચિત્ શક્તિને અમુક ક્રિયામાં અતિશય એકાગ્ર કરી ક્રિયામય કરી પોતાના મૂળ સ્વરૂપને જે વખતે ભૂલી જાય તે વખતે અજ્ઞાન ઉત્પન્ન થતું જણાય છે. આ પ્રકારની ક્રિયા બ્રહ્મના સમસ્ત સ્વરૂપથી અથવા તેના સમસ્ત જ્ઞાનથી થતી નથી કારણ કે તેના સ્વભાવમાં સર્વજ્ઞતા છે, અલ્પજ્ઞતા નથી, પણ અમુક બાહ્યક્રિયા બાહ્યકર્મમાં એકાગ્ર થઈ તેને જ યાદ રાખી બાકીનું ભૂલે છે ત્યારે અજ્ઞાન ઉત્પન્ન થાય છે.

આપણા ચિત્નો સ્વભાવ કેવો છે તે અમુક કામમાં કેવું એકાગ્ર થાય છે તે આપણે બરાબર તપાસીએ તો યથા પિંડે તથા બ્રહ્માંડે એ ન્યાયે આ બાબત સ્પષ્ટ થઈ જશે. સામાન્ય દૃષ્ટિએ મનુષ્યના અંતરાત્માને આપણે મનુષ્ય કહેતા નથી પણ ભૂત વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળમા ચાલુ ચિત્–સમુદાય–ચિત્ પ્રવાહને આપણે મનુષ્ય કહીએ છીએ. આ ચિત્ શક્તિ મનુષ્યના બધાં કર્મ કરે છે, બધા વિચાર કરે છે અને બધી પ્રેરણા કરે છે. આ શક્તિ તેજ અંદર અને બહારની પરિણામી ક્રિયા ઉપર એકાગ્ર થયેલ તપ કહેવાય છે. પણ આપણને ખબર છે કે આ શક્તિની લહેરોની પાછળ એક જ્ઞાનસમુદ્ર છે કે જે તે શક્તિના બધાં મોજાંને જાણે છે પણ તે મોજાં તે સમુદ્રને જાણી શકતાં નથી. એ સમુદ્ર તે જ સર્વજ્ઞ આત્મા છે. તેની લહેરો અથવા મોજાં તે બહાર દેખાતા મનુષ્ય છે. મનુષ્ય પોતાની બાહ્ય ક્રિયામાં એકાગ્ર થાય છે. ત્યારે તેનું બાકીનું રૂપ પાછળ રહે છે તેના ચિત્ને તેનું સામાન્ય જ્ઞાન રહે છે પણ બાહ્ય ક્રિયામાં પ્રવર્ત થયેલ ચિત્ને તેની ખબર રહેતી નથી. અજ્ઞાન શબ્દના અર્થ

પ્રમાણે પોતાને પોતાનું અજ્ઞાન હોય તેમ બનતું નથી પણ બાહ્ય ક્રિયા બરાબર થાય તેટલા માટે ચિત્ તે વખતે ક્રિયામાં અતિશય એકાગ્ર થઈ ક્રિયામય થવાથી પોતાના મૂળ અખંડ વિશાળ સ્વરૂપને તે વખતે ભૂલી જાય છે છતાં તે વખતે પણ તેની બાહ્ય ક્રિયા તો તેના આત્માથી જ થાય છે. સમુદ્રથી જ મોજાં ચાલે છે, સમુદ્ર જ મોજાનું કારણ છે. બાહ્ય ક્રિયામાં પ્રવર્ત થયેલ ચિત્ અથવા મનુષ્યનું બાહ્ય સ્વરૂપ ક્રિયામાં એકાગ્ર થવાથી પોતે પોતાને ગમે તેવું સમજે તો પણ તે ચિત્‌થી તે બહારના મનુષ્યથી કોઈ ક્રિયા થતી નથી. મોજાં સ્વતંત્ર નથી. સર્વ કર્મ સમુદ્ર કરે છે અને તે સમુદ્ર—આત્મદેવ સર્વજ્ઞ સર્વ શકિતવાન હોવાથી અજ્ઞાન સ્વરૂપ નથી. મોજાં પણ ખરા સ્વરૂપમાં અજ્ઞાન નથી કારણ કે તે સમુદ્રના જ લહેરો હોવાથી જો પોતાને લહેર રૂપે અલ્પ ક્રિયા રૂપે—ન જુએ તો સમુદ્રરૂપે સર્વજ્ઞ થયા વગર રહે નહિ પણ તે લહેર પોતાની લહેરમાં એવી લહેર કરે છે કે તે પોતા સવાય બીજું કાંઈ જ જોઈ શકતી નથી કારણ કે તે પોતામાં જ રમે છે. આવી એકાગ્રતા એ અલ્પજ્ઞતા કહેવાય પણ અજ્ઞાન ન કહેવાય. મનુષ્યને નિત્ય બંધનમાં રાખે તેવું અજ્ઞાન મનુષ્યમાં નથી

વળી મનુષ્ય અનંત કાળના અવિચળ ચિત્ પ્રવાહ રૂપ હોવા છતાં ભૂતકાળના કર્મના જોરથી જ વર્તમાનકાળનું જીવન ગાળતો હોવા છતાં અને ભૂતકાળ અને વર્તમાનકાળના કર્મથી જ પોતાનું જીવન નક્કી કરતો હોવા છતાં વર્તમાનકાળના જીવનમાં જ એકાગ્ર રહે છે. દિન પ્રતિદિન ચિત્‌ના વર્તમાન પ્રવાહમાં જ તે એકાગ્ર થવાથી તેને તેના આગલા જન્મનું તેમ જ

આવતા જન્મનું અજ્ઞાન રહે છે. ગયા કાળનું જેટલું તે યાદ કરી શકે તેટલું જ તેને યાદ આવે છે. ગયા જન્મનું સંપૂર્ણ જ્ઞાન તે મેળવી શકતો નથી. જે યાદ આવે છે તે પણ ભૂતકાળનું સમસ્ત જ્ઞાન નથી પણ તેની માત્ર થોડીક કલ્પના જ રહે છે. ગયો જન્મ તેની દૃષ્ટિથી અગોચર થાય છે. જાણે તે થયો જ ન હોય તેવો દેખાવ થાય છે પણ આ બધુ વર્તમાન કાળના ચાલુ જીવનમાં એકાગ્ર રહેવાથી થાય છે તેથી જ ગયો જન્મ ભૂલી જવાય છે. તે વખતે પણ અંદર સર્વજ્ઞ આત્મસ્વરૂપ રહેલું છે કે જેને ભૂતકાળનું જ્ઞાન છે. તેને ભૂતકાળના-ગયા જન્મના-કર્મની ખબર છે. તેથી જ તેના ફળ તે આપે છે અને યાદશક્તિદ્વારા વખતો વખત તે કર્મના પરિણામ બહારની પ્રવૃત્તિમાં એકાગ્ર થયેલા ચિત્તમાં આવતા જાય છે આ વસ્તુસ્થિતિને ધર્મશાસ્ત્રોમાં જેવાં કર્મ તેવી ગતિ કહેવામાં આવી છે. તે આત્મદેવને ભવિષ્યની પણ ખબર છે કારણ કે તેને ત્રણે કાળનું સંપૂર્ણ જ્ઞાન છે. ત્રણે કાળના જન્મ તેનાથી જ થાય છે. વર્તમાન કાળના જીવનમાં જ ચિત્તને રોકવાથી ચિત્તની બીજી એકાગ્ર શક્તિ ઉત્પન્ન થાય છે કે જે જીવને અલ્પજ્ઞ કરી દે છે. પણ તેથી તેને કર્મ કરવા સગવડ મળે છે. કારણ કે ત્રણે કાળના કર્મ એક વખતે ફળ દેવા આવે તો તે થઇ શકે નહિ તેથી મનુષ્ય ચિત્ પ્રવાહમાં વર્તમાન કર્મમાં એકાગ્ર રહી ક્ષણ પ્રતિક્ષણે તેનો ઉપભોગ કરતો-તેનાં ફળ ભોગવતો ભોગવતો વિકાસ પામતો જાય છે.

તેથી બાહ્યદૃષ્ટિએ મનુષ્ય ને માત્ર ક્ષણ પરિણામી ચિત્ છે. ભૂતકાળનો મનુષ્ય તે એક વખત હતો તે અત્યારે નથી. ભવિષ્ય કાળનો થવાનો મનુષ્ય પણ તે અત્યારે દેખાતો નથી. દિન પ્રતિદિન પરિણામ પામતું તેનું ચિત્ યાદશક્તિથી જેટલું યાદ

ફરી એકઠું થાય તેટલું જ મારૂં મનુષ્ય સ્વરૂપ છે એમ માને છે. છતાં દરેક ક્ષણે તેનું ક્ષણ પરિણામી ચિત્ તે તેનુ સમગ્ર જીવન નથી. તે માત્ર તેના વર્તમાન જીવનની અલ્પ ક્રિયા છે બાહ્ય ક્રિયા છે. તે વ્યવહારિક સત્ય છે. પારમાર્થિક સત્ય નથી બાહ્ય ક્રિયા—વ્યવહાર—સત્ય છે. તદ્દન મિથ્યા નથી પણ તે કાર્યદષ્ટિએ સત્ય છે. કારણ દષ્ટિએ તે અજ્ઞાન છે આ અજ્ઞાનથી વ્યવહાર પણ પરિમિત જ્ઞાનવાળો થવાથી અવ્યવસ્થિત ચાલે છે. મનુષ્યજીવન આ પરિમિત જ્ઞાન અથવા અજ્ઞાનથી ચાલે છે. તેના સત્ય સ્વરૂપનું જ્ઞાન તે વખતે ઢંકાઈ જવાથી તેનું જીવન સત્ય માર્ગે ચાલતું જણાતું નથી છતાં સર્વ કાળમાં તેનો આત્મા જ તેનું જીવન નક્કી કરી ચલાવતો હોવાથી આત્મ-જ્ઞાનથી જ તેનું જીવન નક્કી થાય છે. બાહ્ય ક્રિયામાં એકાગ્ર થયેલ જ્ઞાન ( અથવા અજ્ઞાન ) ફક્ત વર્તમાન જીવનમાં જે સાધનની અપેક્ષા હોય તે પુરી પાડે છે. તે કારણને લઇને જ મનુષ્ય ફક્ત વર્તમાન જીવનમાં દેખાતા પોતાના નામને અને રૂપને જ પોતાનું સ્વરૂપ માની લે છે. તેથી વર્તમાન જન્મ પહેલાંના તેના ગયા જન્મનુ તેને જ્ઞાન રહેતું નથી અને શરીર પડ્યા પછીના ભાવિ જન્મનું પણ જ્ઞાન રહેતું નથી છતાં જેનું તેને જ્ઞાન નથી તે જ તેના શુદ્ધ ચિત્ સ્વરૂપમાં હોવાથી દરેક વખતે હાજર રહી તેના બધા જીવનને શક્તિ આપે છે.

એટલું જ નહિ પણ બહારનો મનુષ્ય ક્ષણ પરિણામી જીવન ગાળતાં વર્તમાન જીવનમાં પણ અનેક પ્રકારનો વેશ ધારણ કરે છે. અને દરેક વેશ લેતી વખતે તે તે વેશમાંએ એકાગ્ર થઇ જાય છે. તેટલા પુરતો જ થઇ પોતાના તદ્દ વ્યતિરિક્ત રૂપને

ભૂલી જાય છે. તે વખતે બાકીનું ચિત્ પાછળ રાખે છે. જેટલે દરજ્જે તે એક વસ્તુમાં એકાગ્ર થઇ શકે છે, તેટલે દરજ્જે તેને બાકીની વસ્તુનું અજ્ઞાન રહે છે તે કોઈ વખતે નાટકકાર થાય છે, કવિ થાય છે, લડવૈયો થાય છે. પોતાના ભૂતકાળના કર્મના જોરથી જેવો થવાનો હોય તેવો થાય છે. તેનામાં આવા કામમાં એકાગ્ર થઈ પોતાના સ્વરૂપને ભૂલવાને સ્વભાવ રહ્યો હોય છે એટલું જ નહિં પણ જે જે વખતે જે જે કામમાં તે વધારે અને વધારે એકાગ્ર થઇ શકે, પોતે તેને ક્રિયામય થઇ પોતાને ભૂલી શકે, તો જ તે તે કામ બરાબર થઈ શકે છે છતાં આપણે જોઈ શકીએ છીએ કે જે કામ થયું તે તે માણસના ચિત્તના અમુક ભાગથી થયું નથી પણ સર્વ કાળમાં તેનું સઘળું ચિત્ જ તેમાં રોકાયલું હતું. તે જે કરે છે, જેવી રીતે કરે છે, તે માટે જે સાધન મેળવે છે તે કામને જેવું રૂપ આપે છે તે બધું તેના સમસ્ત ચિત્ તેની યાદ-શક્તિ, તેની જ્ઞાનશક્તિ, જે જે શક્ત તેના ભૂતકાળના જીવનથી ગયા જન્મોના કર્મથી આવી હોય-તેનાથી થાય છે. એટલું જ નહિં પણ તેના ભૂત વર્તમાન અને નિર્ણિત થયેલ ભવિષ્ય જન્મના કર્મ અને જગતના બધા જીવોના ભૂત વર્તમાન અને નિર્ણિત થયેલ ભવિષ્યજન્મનાં કર્મની તેના ઉપર અસર થતી હોવાથી તે સર્વ તે મનુષ્યનાં ચાલુ કર્મ નક્કી કરે છે. તેણે જે ચાલુ નાટ-કમાં વેશ લીધો, કવિ થયો, લડવૈયો થયો અથવા ગમે તેવો મનુષ્ય થયો તે તેના ચિત્ની અતિશય એકાગ્રતાથી થાય છે, કે જે તપ કહેવાય છે અને જે તેને બીજાના જીવનથી વિભક્ત કરે છે. અમુક કામમાં અમુક શક્તિની જ જરૂર હોવાથી તેનું ચિત્ તે શક્તિનું રૂપ ધારણ કરે છે. તે શક્તિ અતિશય તપવાથી

એકાગ્ર થઇ ભેદ કરે છે. આ ભેદ કરવાની શકિત તે ચિત્‌ની નબળાઈ અથવા દુર્ગુણ નથી પણ ચિત્‌ની એક મહાન શકિત છે કે જે ક્રિયા વખતે ક્રિયામય થઇ પોતાના બાકીના રૂપને ભૂલી ક્રિયા પરિપૂર્ણ કરે છે છતાં તે બાકીનું રૂપ તેની ક્રિયા વખતે પણ દરેક ક્ષણે ક્રિયાના જ્ઞાન રૂપે તે ક્રિયાની પાછળ અખંડ રહે છે. ક્રિયામાં પણ રહે છે અને ક્રિયા જેવી જોઇએ તેવી ઉત્તમ થાય તેટલા માટે તેને પૂર્ણ શકિત આપે છે.

એ તો સ્પષ્ટ છે કે એક માણસ ઘણા વેશ લે છે તેમા આ એકાગ્ર ચિત્ શકિત ઉગ્ર તપથી માણુસના બાકીના રૂપને તદ્દન ભૂલાવી દેતી નથી અને તે વખતે મનુષ્ય તે વેશ ઉતારી એટલે તે ક્રિયા છોડી પોતાના ખરા સ્વરૂપમાં આવી શકે છે, કે જે સ્વરૂપને આધારે તે અલ્પ ક્રિયા થતી હતી. પણ મનુષ્ય જન્મમાં આવેલ જીવ પોતાની ઇચ્છાથી પોતાના અંતરાત્મામાં એકદમ પાછો વળી શકતો નથી. તે માટે તેને પોતાની શકિત વધારવી પડે છે, અને મનનો વિકાસ કરવો પડે છે. પોતાના સ્વરૂપનો ઉપર, બહાર, અંદર અત્યંત વિકાસ કરવાથી જ તે પોતાને જાણી શકેછે. તેથી જે બહારનો ભેદ જણાય છે તે વ્યવહારિક છે, પારમાર્થિક નથી. ઉપર સમજાવેલી બન્ને સ્થિતિ (૧) કે જે મનુષ્યના ભૂત, વર્તમાન અને ભવિષ્યના જન્મને લગતી અને (૨) વર્તમાન જન્મમાં પણ મનુષ્યમાં અનેક વેશ ધારણ કરવાથી શું સ્થિતિ થાય છે, તે બન્નેનો ધર્મ એક જ છે. બન્ને બનાવે છે તે પોતે પોતાની બાહ્ય ક્રિયામાં પોતાનું ચિત્ અતિ એકાગ્ર કરી શકે તેવું તપ પોતાના ચિત્‌માં રહેલું છે. અને તેથી તે વખતે પોતે પોતાને ભૂલી જાય છે. પહેલી સ્થિતિમાં એ એકાગ્રતા અતિશય ઉગ્ર હોવાથી તેને પોતાના મૂળ સ્વરૂપમાં

આવવા માટે ચિત્ શુદ્ધિની, આત્મવિકાસની, જરૂર પડે છે. બીજી સ્થિતિમાં અનેક વેશ ધરતો મનુષ્ય પોતે તે તે ક્રિયા પુરી કરી પોતાના રૂપમાં આવી શકે છે.

આ ઉગ્ર એકાગ્રતા આપણા મૂળ સ્વરૂપમાં નથી પણ જે જે વખતે જે જે કામ આપણે કરીએ છીએ ત્યાં ત્યાં તે તે વખતે આપણું તે કામ બરાબર થાય તે માટે આપણને આપણો બાકીનો સ્વભાવ ભૂલાવે છે. નાટકમાં વેશધારી મનુષ્ય પોતાનો વેશ ભજવતી વખતે હું અમુક મનુષ્ય છું એ ભૂલી જાય છે. જે વેશ તેણે લીધો હોય તે મય એ થઈ જાય છે. તેણે રામ કે રાવણનો વેશ લીધો તેથી તે કાંઇ રામ કે રાવણ થઇ જતો નથી પણ તે વખતે તેણે જે વેશ લીધો, જે કર્મ તે વેશથી કરવાનાં છે, તેની સાથે તે એવો ઉગ્ર અભ્યાસ કરે છે કે તે ભાગ ભજવતી વખતે પોતે કયો મનુષ્ય છે તે ભૂલી જાય છે. તેવી જ રીતે કવિ પોતાના કાવ્યની રચનામાં પોતાને ભૂલી જાય છે. શિક્ષક શિખવતી વખતે-શિષ્ય શીખતી વખતે પોતાને એટલા ભૂલી જાય છે કે તે ક્ષણે તે મનુષ્ય માત્ર તેટલું જ એકાગ્ર થયેલ ચિત્રૂપ છે. તેના બાકીના જ્ઞાનનું તે વખતે તેને અજ્ઞાન રહે છે. લડવૈયો યુદ્ધ કરતી વખતે પોતાને ભૂલી કાળરૂપ થઇ જાય છે. ક્રોધી માણસ ક્રોધના આવેશમાં પોતાને ભૂલી ક્રોધરૂપ થઇ જાય છે. આ અનુભવમાં સત્ય સમાયેલું છે. મનુષ્યનું તે તે વખતે એકાગ્ર થયેલ રૂપ તે તેનું સમસ્ત રૂપ નથી પણ તે તે કાર્યને માટે પ્રવૃત્ત થયેલ ચિત્ની અમુક શકિત છે કે જેથી વ્યવહાર બરાબર બને છે. તેને ક્રોધ થાય છે ત્યારે પોતાને ભૂલી, પોતાની બધી વૃત્તિઓને ભૂલી ક્રોધરૂપ થઇ જાય છે. એક મનુષ્યજીવનમાં અમુક અમુક

કામમાં મનુષ્ય કેમ ભૂલે છે તેની તપાસ થઇ. અને એ પણ આપણે જોયું કે મનુષ્ય તે ક્રિયા પુરી કરી પોતાના આખા રૂપમાં તરત આવી શકે છે.

પણ સચ્ચિદાનન્દની વિશાળ ચિતશક્તિમાં આ એકાગ્રતા એટલી બધી ઉગ્ર થાય છે કે તે ક્રિયાના અંતસુધી પહોંચે છે. જે જે ક્રિયા પ્રવર્તે છે તેનો અંત લઈ ક્રિયામય થઈ જાય છે. આ અંત મનુષ્ય લઇ શકતો નથી કારણ કે મનુષ્ય પોતાના અલ્પ વિકાસ પામેલ ચિત્ તરફ વળી શકે છે. પણ સચ્ચિદાનન્દની ચિત્ શક્તિ અતિ ક્રિયામય થઈ જતાં સ્થૂલ-જડ હોય તેવી દેખાય છે. જડ વસ્તુઓની સ્થિતિ મનુષ્યમાં એકાગ્રતાથી ઉત્પન્ન થતી સ્થિતિના જેટલી જ સત્ય છે કારણ કે જેમ આપણામાં તેમ પથ્થરમાં, ધાતુમાં, વૃક્ષમાં, દરેક વસ્તુમાં આત્મા છે, જ્ઞાન છે, ઇચ્છા છે ને ક્રિયા છે. આપણાથી તે જુદા પ્રકારની છે. ઉપનિષદ્‌મા કહેછે કે તેમ ચેતનો અચેતનેષુ અચેતનમાં પણ ચેતન છે કે જેના વગર, જેની શક્તિ વગર, જેના તપ વગર જગતનું કાંઇ કાર્ય બની શકતું નથી. જડ પદાર્થ અચેતન જણાય છે તેનું કારણ તેનામાં પ્રકૃતિની એકાગ્રતા ઉગ્ર છે, અતિશય છે, કે જે તે તે ક્રિયામાં ક્રિયામય થઇ જવાથી ચાલતી બંધ થઇ હોય તેવું દેખાય છે. જાણે તે ક્રિયામાં સમાધિસ્થ થઇ ગયેલ હોય અને પાછી વ્યુથાન થઇ શકે, તેવી જણાય છે. તે તેના રૂપમાં જ લીન થઇ ગઇ હોવાથી તેનું જ્ઞાન પણ જાણે તેમાં કેદ થઇ ગયુ હોય તેવી અજ્ઞાન સમાધિ તે ધારણ કરે છે.

જ્ઞાનસમાધિ સચ્ચિદાનંદના ચિતનુ અખંડ જ્ઞાન બતાવે છે. અજ્ઞાનસમાધિ સચ્ચિદાનંદના ચિત્‌ના ક્રિયા શક્તિની એકાગ્રતા

બતાવે છે. આ અજ્ઞાનસમાધિ મનુષ્યની જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાની માફક વ્યાવહારિક છે. તેની અંદર પારમાર્થિક સત્ય રહેલ છે કે જે સર્વજ્ઞ છે. તે વ્યાવહારિક છતાં વ્યવહારમાં પણ એટલી બધી અપૂર્ણ છે કે ગુણોત્કર્ષ માટે તે પોતાના સ્વરુપમા વળવા માટે જે જે શરીરોમાં અનુક્રમે ઓછું જ્ઞાન રહેલ હોય તેવા શરીરોમાં જન્મી જન્મીને જ પૂર્ણ જ્ઞાનમાં આવી શકે છે. એકાગ્ર ચિત્ શકિત ક્રિયાના અંત સુધી જઈ જડવત્ થવા પછી, વળી પાછી વૃક્ષમાં આવી, પશુમાં આવી, પ્રાણમય થાય છે, મનુષ્યમાં આવી મનોમય થાય છે. મનુષ્યમાં પણ ઉત્તમ જન્મ પામી વિજ્ઞાન અને આનંદમય થાય છે. છતાં જેમાં બાહ્ય ક્રિયામાં પ્રવૃત્ત થયેલ મનુષ્યમાં અને તે વખતે તેની ક્રિયાની પાછળ રહેલ તેના નિવૃત્ત સ્વરુપમાં દેખાતો ભેદ વ્યાવહારિક છે પણ સત્ય નથી તેમ સચ્ચિદાનંદના ચિત્ની સર્વ દશાઓ પણ વ્યાવહારિક છે. જગતની રચના સત્યદષ્ટિએ જોતાં જગતના સ્થૂળ પદાર્થો તે જાગૃતમાં એકાગ્ર થયેલ મનુષ્યની સ્થિતિ જેવા જ છે. સામાન્ય એકાગ્રથી જ્ઞાન અલ્પ જ્ઞાન થાય છે. ઉગ્ર એકાગ્રતાથી જ્ઞાન અજ્ઞાન થઇ જાય છે. તેવું થવું તે એકાગ્રતાનો સ્વભાવ જ છે. અચેતન પદાર્થ તે ચેતનની પોતાની ક્રિયામાં થયેલ ઉગ્ર એકાગ્રતાથી ઉત્પન્ન થયેલ અજ્ઞાન સમાધિ છે. મનુષ્યમાં જણાતું અપૂર્ણ જ્ઞાન અથવા સામાન્ય અજ્ઞાન તે આ સમાધિમા જરા વ્યુત્થાન પામેલ અને જ્ઞાન સમાધિ મેળવવા વખતની ક્રિયા છે. બન્ને એકાગ્ર ચિતનું પરિણામ છે. બધું અજ્ઞાન બરાબર તપાસીએ તો જણાય છે કે તે માત્ર એકાગ્ર ચિતશકિત છે અથવા તે શકિતની–તે તપની અમુક

અમુક ક્રિયામાં થયેલ ઉગ્ર એકાગ્રતા છે તે કે જે વખતે તેને તે ક્રિયાના બાહ્ય રૂપનું જ જ્ઞાન રહે છે. અને બાકીનું તેને અજ્ઞાન રહે છે. અજ્ઞાન અથવા એકાગ્ર ચિત્‌શક્તિ તે તે ક્રિયામાં પોતાની શક્તિ વાપરે છે. કારણ કે અજ્ઞાન તેને ક્રિયાને માટે તે જરૂરનું છે. પણ તે વ્યાવહારિક છે. અલ્પ છે. બાહ્યરૂપ છે. કોઈ વસ્તુનું મૂળ સત્ય શુદ્ધ સ્વરૂપ નથી. સત્યનો અર્થ અમારે સંકુચિત અર્થવાળો કરવો પડે છે કારણ કે અજ્ઞાન પણ સત્ય છે પણ તે આપણું સમસ્ત સ્વરૂપ નથી. અજ્ઞાનથી જ નક્કી થાય તેટલું આપણું સ્વરૂપ માનવાથી આપણું સત્ય સ્વરૂપ અસત્ય થઈ જાય છે.

અજ્ઞાનનો આ ખાસ સ્વભાવ હોવાથી, તે વ્યાવહારિક ભેદ કરતું હોવાથી પારમાર્થિક ભેદ અથવા પરિમાણ કરી શકતું નહિં હોવાથી, પણ માત્ર ક્રિયામાં જ ક્રિયામય થતું હોવાથી અને મૂળ સ્વરૂપમાં આપણે આવી શકતા હોવાથી આપણે હવે તપાસ કરીએ કે તે અજ્ઞાન શા માટે આવે છે. તેની ક્રિયા ક્યાં અને કેવી રીતે થાય છે તેની આપણે તપાસ કરીએ. અજ્ઞાન શા માટે આવે છે તે સમજવું સહેલું છે કારણ કે આપણે આગળ જોયું કે તેના વગર જગતની ઉત્પત્તિ બની શકતી નથી. અજ્ઞાન વગર જગત્ બની શકે જ નહિં. અથવા અપૂર્ણ થાય અથવા જેવુ થવું જોઈએ અને થયું છે તેવુ થાય નહિં તેથી દરેક પ્રકારના અજ્ઞાનની જરૂર છે. મનુષ્ય જો પોતાના કાલથી અતીત મૂળ સ્વરૂપમાં જ રહે તો ક્ષણ પરિણામી ચિત્તવાળા વર્તમાન શરીરમાં અજ્ઞાન વગર આવી શકે નહિં. પોતાના સર્વજ્ઞ આત્મસ્વરૂપમાં જ રહે તો જીવભાવથી જગતમાં થતા વિવિધ પ્રકારના સંબંધ

કે જે તે કરી શકે છે તે થઈ જ શકે નહિં અથવા કરે તો જેવા જોઈએ તેવા થઇ શકે નહિં. વ્યષ્ટિભાવ ન રાખે, અને સમષ્ટિ ભાવે જ રહે તો પોતાનું વ્યકિત તરીકેનું પૃથક્ જીવન, ક્રિયા, શરીર કરી શકે નહિ કે જે જગતમાં માત્ર અહંકારથી જ નભે છે. તેથી અજ્ઞાન એક જરૂરી વસ્તુ છે. જો કે તે ગૌણ છે, પરાધીન છે તો પણ ધાર્યું કાર્ય બરાબર પાર પડે તે માટે સર્વજ્ઞ પ્રભુએ તેને એક શક્તિ તરીકે રાખી મુકયું છે. તે કાંઇ પ્રભુની ભૂલ નથી. તેથી પ્રભુની અધોગતિ થતી નથી. પ્રભુને અનેક રૂપ લેવા માટે તે તો એક ઉપયોગી સાધન છે.

આપણે જોયું કે અજ્ઞાન આત્મામાં નથી પણ પ્રકૃતિમાં છે. વળી તે પ્રકૃતિમાં પણ સર્વત્ર નથી કારણ કે પ્રકૃતિ પણ સર્વજ્ઞ આત્માની છે. પ્રકૃતિ જ્યારે પોતાની અમુક શકિતનો ઉપયોગ કરવા તે શકિતને એકાગ્ર કરે છે ત્યારે અજ્ઞાન ઉત્પન્ન થાય છે. તે શકિત કયાં રહે છે, પોતાના કયા રૂપમાં કામ કરે છે તે જોઇએ. સચ્ચિદાનન્દના સ્વરૂપમાં તે રહી શકે નહિં કારણ કે તે ઉત્તમમાં ઉત્તમ પદ છે અને તે સર્વજ્ઞ છે. તે ત્રણ-સત્ ચિત અને આનંદ કે જે અનુક્રમે સત્યલોક, તપલોક અને જનલોક કહેવાય છે ત્યાં તે શકિત કામ કરી શકે નહિં. વિજ્ઞાન અથવા મહર્ લોકમાં પણ તે શકિતનો ઉપયોગ નથી કારણ કે ત્યાં પણ સર્વજ્ઞ અને સર્વ શકિતમાન સ્વરૂપનું પૂર્ણ તેજ રહે છે. ત્યાં એકરૂપ અનેકરૂપને ઓળખે છે અને અનેકરૂપ એકરૂપને ઓળખે છે. મનમાં અથવા સ્વરલોકમાં જ તે શકિત એકાગ્ર થઇ ભેદબુદ્ધિ ઉત્પન્ન કરે છે અને તે ભેદ સત્ય હોય તેવો દેખાવ કરી ભેદબુદ્ધિવાળો વ્યવહાર શરૂ કરે છે. એવી એકાગ્રતાથી અભેદ શુદ્ધ જ્ઞાન જાણે કે

હોય જ નહિં તેમ પાછળ રહે છે, અને તે વખતે ગૌણ થઇ જાય છે. ભેદબુદ્ધિ મુખ્ય થાય છે. જો કોઇ પણ સાધનથી આ પાછળ રહેલ અભેદ જ્ઞાત ફરીથી પ્રાપ્ત થાય—મનને તે બરાબર પ્રાપ્ત નથી પણ વિજ્ઞાન કે જે મનની અંદર રહેલું છે તેમાં અભેદ જ્ઞાન નિત્ય સિદ્ધ છે. વળી જરૂર હોય ત્યારે વિજ્ઞાન અને મનની વચ્ચે પડદો પડી શકે તો જ અજ્ઞાન જાય અને જરૂર પડે ત્યારે પાછું આવે. ઉપનિષદ્ કહે છે કે આ પડદો મનના સ્વભાવથી જ પડે છે. મન સત્યના આડું એક ઢાંકણ છે. મનના તે સ્વભાવથી આપણી દૃષ્ટિ બહાર જાય છે. પોતાનો આશ્રય પણ તે એકરૂપ છે તે ભૂલી જાય છે. તે વખતે પણ તે એક અંતર્યામી તેને આશ્રય આપી તેના કર્મ ચલાવે છે. પણ બાહ્ય ક્રિયામાં એકાગ્ર થયેલા મનને તેના વિશાળ આત્મસ્વરૂપની શક્તિની ખબર રહેતી નથી. એ પ્રમાણે મન પોતાનાં કાર્યમાં એકાગ્ર થવાથી અને તેથી પોતાના આત્મા ઉપર પોતાની સત્તા જતી રહેવાથી તે એટલું બધુ ક્રિયામય થઇ જાય છે કે તે સ્વાધીન રહી શકતું નથી. જ્ઞાન પોતે તો તે વખતે પણ ત્યાં છે પણ તે ઉગ્ર એકાગ્રતા વખતે મનને જ્ઞાનનું પૂર્ણ અજ્ઞાન રહેવાથી તેને અજ્ઞાન સમાધિ પ્રાપ્ત થાય છે. એ અજ્ઞાન સમાધિની પરાકાષ્ટા અચેતનવત્ લાગે છે કે જ્યાં પ્રકૃતિને પોતાનું કામ બરાબર કરવા માટે અવકાશ મળે છે. તેથી અહંકાર જેનું સ્વરૂપ છે એવુ અજ્ઞાન રાખવું જ જોઇએ અને એમ કરે તો જ તે સમષ્ટિ જીવનના તેજ અને જ્ઞાન સામે ટકી શકે. અજ્ઞાનથી મળતી મદદથી તે આ જગતમાં પોતાનો વિકાસ કરી શકે છે. તે માટે જાણે વર્તમાન જીવન જ સાચું હોય તેમ રહેવું જોઇએ.

ભૂત અને ભવિષ્યના જન્મ ભૂલી જવા જોઇએ કારણ કે તેમ ન થાય, અને ભૂતકાળના બધા જન્મ પણ યાદ રહે તો વર્તમાન· કાળમાં તેનું જીવન અવ્યવસ્થિત થઇ જાય. અને તેથી તેના જીવનમાં જોઇએ તેવો વિકાસ થાય નહિં. તેનું જ્ઞાન, તેની શક્તિના પ્રમાણમાં ઘણું વધી જાય, તેનું સમતોલપણું રહે નહિં, અને કાર્યની વ્યવસ્થા પણ રહે નહિં. તેથી તેણે પોતાના ચાલુ મનમાં જ એકાગ્ર થવું જોઈએ. મનની ઉપર વિજ્ઞાનમાં જાય તો અજ્ઞાનથી બંધાયેલ મનોવૃત્તિઓની બનેલી આ બધી દીવાલ પડી જાય અથવા એવી કાચી થઇ જાય કે તેના વર્તમાન જીવનના વિકાસ માટે યોગ્ય તે રહે નહિં.

તે કારણને લઇને અજ્ઞાન અથવા ચિત્ શક્તિની પોતાના કાર્યમાં એકાગ્રતાની ખાસ જરૂર છે. જ્ઞાન અને ક્રિયા બન્નેની સમાધિના આનંદ માટે અજ્ઞાન જરૂરનું છે. એમ ન સમજવું કે અજ્ઞાન ન હોય તો જગત થાય જ નહિં. પણ જે જગતમાં આપણે રહીએ છીએ તેવું તે થાય નહિં. અજ્ઞાન ન હોય તો પ્રભુના આનંદલોક જેવું જગત્ થાય. આપણે જેવું અનુભવીએ છીએ તેવું થાય નહિં. જે આનંદ મેળવવા માટે અહિં આપણે પરમ પુરૂષાર્થ કરવો પડે છે તે ત્યાં નિત્ય પ્રાપ્ત હોવાથી નિત્ય અનુભવમાં આવે. પુરૂષાર્થ જેવું કાંઈ રહે નહિં. સચ્ચિદાનંદ પોતાના સ્વરૂપમાં નિત્ય રહેલ નિર્ગુણ અને સગુણ સ્વરૂપો વ્યક્ત કરી બન્નેમાં પોતાને જોવા માટે અચેતનવત્ જણાતા પદાર્થરૂપે અવતરે છે અને વ્યવહારિક અજ્ઞાન ધારણ કરી પોતાને છુપાવી પોતાની ચિત્ શક્તિ પોતાને ન જાણે તેવી રીતે તે શક્તિને પોતાના નામ અને રૂપ ઉપર એકાગ્ર કરી

ક્રિયામય કરી દે છે. એવા નામ અને રૂપવાળા જગતમાં વિકાસ પામતા જીવને વ્યવહારિક અજ્ઞાન હોવાનો સંભવ છે કે જે ખરી રીતે અજ્ઞાન નથી પણ અજ્ઞાનમય સ્થિતિમાંથી વિકાસ પામતું જ્ઞાન છે. અને તે વિકાસની ઉત્ક્રાન્તિમાં પ્રાપ્ત થતા અનેક નવા સંજોગોમાં પોતે પોતાને ઓળખી–પોતાનું મૂળ પરમાત્મ સ્વરૂપ જાણી તેના જ્ઞાનથી અને તેના તેજથી પોતાનું જીવન કે જે મનુષ્યયોનિ સુધી ચડયું છે તેને પ્રભુમય કરવાનું છે. તેથી ઉત્તમ પરલોક કે જ્યાં જ્ઞાન અને આનન્દનો પાર નથી– જ્યાં તે નિત્ય પ્રાપ્ત છે ત્યાં એકદમ જવું અથવા નિર્ગુણ સ્વરૂપમાં લય થવું તે જગતના ચક્રનો હેતુ નથી, તેમ જ વારંવાર અજ્ઞાનમાં આવી જ્ઞાનમાં આવવું, પાછું અજ્ઞાનમાં આવવું, પાછું જ્ઞાનમાં આવવું, અને પરિપૂર્ણ સ્વરૂપે સ્થિર થવું જ નહિં તે પણ જગત-ચક્રનો હેતુ નથી કારણ કે તેમ હોય તો અજ્ઞાન તે સર્વજ્ઞ પ્રભુની મોટામાં મોટી ભૂલ ગણાય અને જગત્ માત્ર દુઃખ અને શોકમય થઇ જાય. પણ આત્મા સર્વત્ર હોવાથી તેનો આનન્દ સર્વત્ર લઈ શકાવો જોઇએ. નિર્ગુણ સ્વરૂપે, સગુણ રૂપે જગતના દરેક વિરોધી સ્વભાવમાં પણ આટલું પણ જો અજ્ઞાનનું ક્ષેત્ર છે તો એ પણ પ્રશ્ન થશે કે પ્રભુ સર્વજ્ઞ છતાં પોતાની ક્રિયાના અમુક ભાગમાં અજ્ઞાન કેમ રાખે છે, ને અચેતનવત્ કેમ થઇ જાય છે એ બાબત બરાબર સમજાય, તેનું કારણ સ્પષ્ટ થાય, તો મનુષ્ય અજ્ઞાનથી ગભરાય નહિં અને અજ્ઞાનનો ઉપયોગ જાણ્યા પછી તેનાથી દબાઇ આડે રસ્તે ચાલી જાય નહિં. આ પ્રશ્ન તે માત્ર આપણા મનની કલ્પના છે. મનને બે વિરૂદ્ધ સ્વભાવ જોવાની ટેવ પડેલી છે. બે જુદા પ્રકારની વસ્તુઓ એક સ્વભાવમાં બને નહિં–તે

બન્ને સાથે રહી શકે નહિં. તે બન્ને વચ્ચે ઐક્ય હોય નહિં એમ આપણું મન માની બેસે છે. આગળ કહ્યું તેમ આ અજ્ઞાન તે માત્ર ચિત્‌ની શકિત છે. જ્ઞાનની જ શકિત છે. જ્ઞાન પોતે પોતાને પરિમિત કરી, કાર્યમાં એકાગ્ર કરી ક્રિયામય થઇ જઇ ક્રિયા સમાધિ લે તેથી કાંઈ પોતાના મૂળ સ્વરૂપ—આત્મ સ્વરૂપના જીવનને કોઇ રીતે અડચણ થતી નથી. પોતાના સ્વરૂપને અમુક ક્રમમાં પરિમિત કરવું, એકાગ્ર કરવું, તે અશકિત નથી. એકાગ્રતાથી જ જ્ઞાનમાં કેટલી શકિત છે તે ખબર પડે છે. એકાગ્રતા તે અશકિત નથી. એટલું ખરૂં છે કે જ્યારે વિજ્ઞાનમાં આ શકિત, વિશાળ, અનેક પ્રકારે પરિપૂર્ણ એકાગ્રતા કરી શકે છે ત્યારે મનની અંદર તે ભેદ અને પરિમાણ કરે છે. એ પણ ખરૂં છે કે તેથી બધી વસ્તુઓ મોટા દેખાવ દે છે પણ આવી એકાગ્રતાનો શું ઉપયોગ છે તેનો આપણે ઉપર વિચાર કર્યો અને જો તેનો ઉપયોગ માનવામાં આવે તો તે ઉપયોગ માટે જે શકિતની જરૂર હોય તે પણ સચ્ચિદાનંદના ચિતમાં છે એમ માનવું જોઇએ. ક્રિયાના અમુક ભાગમાં આ પ્રમાણે જ્ઞાનને પરિમિત કરવું, એકાગ્ર કરવું, કે જેથી જ્ઞાન દેખાતું બંધ થઇ અ-જ્ઞાનનો દેખાવ થાય તે સર્વજ્ઞ પ્રભુના સ્વભાવમાં ન બને તેવી વસ્તુ નથી એટલું જ નહિં પણ તેવી શકિત પણ તેનામાં હોય તો તે તેની પરિપૂર્ણતા સિદ્ધ કરે છે.

નામ રૂપવાળું અનેક પ્રકારનું જગત્ રચવાથી પરબ્રહ્મને કોઇ પણ પ્રકારનું બંધન પ્રાપ્ત થતું નથી. જેવું જગત્ છે તેવું થવું તે સચ્ચિદાનંદની ચિત્‌શકિતમાં છે. તે ચિતમાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા અથવા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ

રહેલા છે. અનંત સ્વરૂપ અનેક અંતવત્ વસ્તુઓથી વ્યવહાર કરે તેથી અનંત સ્વરૂપને પોતાને કોઇપણ પ્રકારની અડચણ આવતી નથી. એક પોતાની શકિતથી અનેક થાય, પોતાના સ્વરૂપમાં અનેક રીતે આનંદ કરે તેથી તે શકિત તેને બંધન કરતી નથી. એટલું એમ થાય તો જ તેને અનંત સ્વરૂપ કહી શકાય. એક સ્વરૂપે એવુ ને એવું રહે, તે પરિપૂર્ણ કહેવાય નહિ. તેવી જ રીતે પોતામાં પોતાને એકાગ્ર કરી પોતાના જ્ઞાનને પરિમિત કરી અ–જ્ઞાન બતાવવું તે પણ તેની સર્વજ્ઞતાનો એક પ્રકારનો સ્વભાવ છે. એક સ્વરૂપ અનેક રૂપે તો જ રહી શકે કે જો તે અનેક રૂપ લેવાની સાથે અનેક રૂપે આનંદ કરી શકે તેવી એકાગ્ર શકિત અથવા અજ્ઞાન પણ તેની સાથે જ ઉત્પન્ન કરે. તો જ તે વિવિધ પ્રકારની ક્રિડા કરી શકે અને અનેક રીતે પોતે પોતાનો આનદ લઇ શકે. અત્યંત જ્ઞાનનિષ્ટ થઇ આત્મામાં લય થવું કે જે વખતે જગત્ ચાલતાં છતાં જગતનું અ-જ્ઞાન રહે છે તે પણ એક પ્રકારનું અજ્ઞાન છતાં જ્ઞાન-સમાધિ કહેવાય છે. તે તેની શકિતનો એક છેડો છે. ક્રિયામાં ક્રિયામય થઇ સર્વજ્ઞ આત્મા તે વખતે પણ તેની ક્રિયા ચલાવતો છતાં આત્માનું અજ્ઞાન ધારણ કરવું તે તેની અજ્ઞાન સમાધિ છે, અને તે તે શકિતનો બીજો છેડો છે. પણ બેમાંથી એક છેડો અથવા બન્ને સચ્ચિદાનદના મૂળ સ્વરૂપને પરિમિત કરતા નથી. કારણ કે તે બન્ને દશાથી અતીત છે. તે પરબ્રહ્મ છે.

---

## પ્રકરણ ૮ મું.

---

## નિષ્ક્રિય અને ક્રિયાત્મક બ્રહ્મ.

---

We have still to possess consciously the Active Brahman without losing the possession of the silent self. We have to preserve the inner silence, tranquility, passivity as a foundation; but in place of an aloof indifference to the works of the Active Brahman, we have to arrive at an equal and impartial delight in them; in place of a refusal to participate lest our freedom and peace be lost, we have to arrive at a conscious possession of the active Brahman whose joy of existence does not abrogate this peace, nor His Lordship of all workings. impair His calm freedom in the midst of His works.

All existences will be to the consciousness of the Yogin, soul-forms and not merely idea-forms of the self, of himself, one with him, contained in his universal existance. All

the soul-life mental, vital, bodily existence of all that exists will be to him one indivisible movement and activity of the being who is the same for ever. The self will be realised as the all in its double aspect of immutable status and mutable activity and it is this that will be seen as the comprehensive truth of our existence.*

બ્રહ્મના સમગ્ર સ્વરૂપનો સાક્ષાત્કાર કરવામાં મનુષ્યને જે મુશ્કેલી નડે છે તે બે રીતે દૂર કરી શકાય છે. એક રીતે અન્નમય કોશમાંથી છૂટો થઇ પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એમ ઉત્તમોત્તમ કોશમાં અનુક્રમે વિકાસ પામી, દરેક કોશમાં રહેલ સચ્ચિદાનન્દના અને પ્રકૃતિ બન્ને રૂપનો અનુભવ લઇ, ઉપરના કોશનો અનુભવ લેવાની સાથે નીચેના કોશમાં પણ કામ કરવાની શક્તિ રહે તેવી સાધના તેણે કરવી જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો અંતઃકરણને ધીરેધીરે શુદ્ધ કરી, તેનો વિકાસ કરતાં કરતાં અન્નમય કોશ (દેહભાવ) માંથી છૂટા થઈ આનન્દમય સ્થાન (સચ્ચિદાનન્દ-પ્રભુભાવ) સુધી પહોંચી પૂર્ણ થવાનું છે. આ પદ્ધતિ અગાઉ ઋષિમુનિઓએ ગ્રહણ કરી હતી એમ ઋગ્વેદ અને †ઉપનિષદ્ ઉપરથી જણાય છે. બીજી રીત એ છે કે પહેલાં એકદમ પોતાના મનથી ઉપર રહેલ પોતાના શુદ્ધ અસંગ નિર્વિકારી

* The Passive and the Active Brahman. Arya. 15-1-1917.

† તૈતરિય ઉપનિષદ્નો આ પદ્ધતિમાં ખાસ આગ્રહ છે.–અ. ઘો

આત્મસ્વરૂપના અનુભવ માટે જ પુરૂષાર્થ કરવો. તે આત્મ-સ્વરૂપમાં પોતાની પ્રજ્ઞા સ્થિર કરી, પાછાં મન. પ્રાણ અને શરીરના ધર્મને તાબે ન થવાય તેવી રીતે પોતાના તે શુદ્ધ મનથી આખા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો શું ધર્મ છે તેનો વિચાર કરી અનુભવ કરવો. અથવા બીજા શબ્દોમાં કહીએ તો પહેલાં એકદમ આનન્દમય સ્થાનનો અનુભવ લઈ ત્યાર પછી મનોમય એટલે મનુષ્ય તરીકે જીવન સ્વીકારી બ્રહ્મનો સર્વત્ર અનુભવ કરવો જોઇએ. જે સાધક જ્ઞાનમાર્ગે જવા ઇચ્છતા હોય તેને માટે આ બીજો માર્ગ છે અને તેનો જ ખુલાસો આંહી અમે આપીએ છીએ.

જ્યારે સાધક પોતાના અહંકાર, મન, પ્રાણ અને શરીરના ધર્મથી અસંગ થઇ અનાસક્ત થઇ સ્વતંત્ર થાય છે ત્યારે તેને શુદ્ધ સર્વજ્ઞ, એક અવિભક્ત નિષ્ક્રિય અને જગતની ક્રિયાથી તદ્દન નિર્લેપ એવા આત્મસ્વરૂપનો અનુભવ થાય છે. એવા આત્માને જગત્ સાથે કાંઇ સંબન્ધ હોય તો માત્ર સાક્ષી જેવો સંબન્ધ છે કે જેને જગતની ક્રિયામાં કોઇપણ હેતુ હોય તેમ જણાતું નથી. તેના ઉપર જગતની કોઇપણ ક્રિયાની અસર થતી નથી. આ સ્થિતિમાં બહુ સ્થિર થઇએ તો આત્મા જગતથી બહુ દૂર હોય એમ જણાય છે. જગત આત્મામાં હોય તેમ જણાય છે પણ તેનાથી તદ્દન વિભક્ત હોય, સ્વપ્નવત્ હોય, માયામય હોય, અને મિથ્યા હોય તેમ જણાય છે. આવું અસંગ નિષ્ક્રિય આત્મ-સ્વરૂપ તેજ સમગ્ર બ્રહ્મ સ્વરૂપ હોય એવો અનુભવ થાય છે. આત્મા અથવા બ્રહ્મ એવા વિચાર પણ ત્યાં જતા રહે છે. તે મનથી જાણી શકાય તેમ નથી કારણ કે મનથી જે જાણી શકાય

છે તેવું તે નથી. તેને જગત્ સાથે કાંઇ સંબન્ધ હોય તેમ જણાતું નથી તેથી કોઈ સાધકને એમ પણ લાગે છે કે તે બુદ્ધના નિર્વાણ જેવું શૂન્ય તત્ત્વ છે. પણ ખરી રીતે તો ત્યાં પણ જગતમાં જે કાંઈ વિકાર છે તેની શૂન્યતા છે. તે પરમ શુદ્ધ નિર્વિકારી તત્ત્વ છે. તેમાં જ એકાગ્ર થઇ સ્થિર થઇ જઇએ તો મનુષ્યજીવન અને જગતની બધી યોનિયોથી છૂટી શકીએ છીએ. મનને અગમ્ય તેવા તે નિષ્ક્રિય સ્વરૂપમાં આપણે તદ્રૂપ બની શકીએ છીએ.

પરિપૂર્ણ જ્ઞાનયોગ કે જેમાં બ્રહ્મના સમગ્ર સ્વરૂપનો અનુભવ રહે છે તેમાં આ સ્થિતિ પ્રાપ્ત કરવા ઉપરાંત બ્રહ્મના ક્રિયાત્મક રૂપમાં-જગતમાં પણ તે સાધકનો અનુભવ વધી શકે છે. તે યોગની મુખ્ય સરત એ છે કે પોતાના આત્માને સર્વરૂપે, સર્વબ્રહ્મ એમ, અનુભવ થવો જોઇએ. પહેલાં શુદ્ધ નિશ્ચળ નિષ્ક્રિય બ્રહ્મસ્વરૂપનો અનુભવ લઈ તેની સાથે મન અને ઇંદ્રિઓથી જેટલું જગત્ જણાય તેટલુ તે બ્રહ્મ જ રૂપ હોય તેમ અનુભવ કરતાં જવું. આપણે પણ તેનું જ રૂપ છીએ તેમ અનુભવ લેવો. નિષ્ક્રિય બ્રહ્મસ્વરૂપ અથવા આત્મસ્વરૂપ આવી રીતે જ્યારે આપણા મનથી જોઇએ છીએ ત્યારે પરમ, અપરિમિત, સત્ય લાગે છે કે જેમાં જગત્ નામ રૂપ લઇ રહેલ લાગે છે. જગત્ તદ્દન મિથ્યા નથી. સ્વપ્નવત્ નથી, તેમ મનથી અનુભવમાં આવે છે તેવું સત્ય પણ નથી. આ સ્થિતિમાં જો કે બધું સ્વપ્નવત્ નથી લાગતું તો પણ તે નિષ્ક્રિય સ્વરૂપમાં બાળકના રમકડાંની માફક બધા રૂપ ચાલતા હોય તેમ લાગે છે. આપણું પોતાનું પરિણામી જીવન પણ તેવું લાગે છે. બીજા નામ અને રૂપની

માફક આપણા મન અને શરીરના દેખાવ પણ તેવા જ લાગે છે. આ સ્થિતિમાં જગતની ક્રિયાનો અનુભવ થતો નથી કારણ કે આપણું મન નિષ્ક્રિય આત્મામાં સ્થિર થવાથી આપણું જ્ઞાન પણ નિષ્ક્રિય થઇ જાય છે. જે જે ક્રિયા થતી હોય તે તે યંત્રની માફક જણાય છે. તે ક્રિયા આપણી ઇચ્છાથી થતી હોય અથવા આપણા જ્ઞાનથી થતી હોય તેમ જણાતું નથી. જે જે વિચાર આવે તે પણ પશુમાં જેમ દેખાય છે તેમ કોઇની પ્રેરણા વગર આવતા હોય તેમ જણાય છે કારણ કે આવું બ્રહ્મ સ્વરૂપ અચળ અને નિર્વિકારી છે. તે સ્થિતિ પ્રાપ્ત થયે જગતની ક્રિયાને અનુમતિ આપતા છતાં તેમાં આપણે ભાગ લેતા નથી. આવું બ્રહ્મસ્વરૂપ સર્વ છે એનો એટલો જ અર્થ થાય કે તે અપરિમિત સર્વસ્વરૂપ છે એટલે કે પોતે નિષ્ક્રિય છે અને બધી નામ રૂપવાળી ક્રિયાઓ તેનામાં અનિયંત્રિત ચાલ્યાં કરે છે.

આત્મસાક્ષાત્કારમાં આવો અનુભવ થવાનું મુખ્ય કારણ એ છે કે આપણે તે નિષ્ક્રિય સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે જ ઉગ્ર એકાગ્રતા રાખીએ છીએ કે જેમાં જ્ઞાન પણ તદ્દન નિષ્ક્રિય થઈ જાય છે. ત્યાં કોઈ પણ પ્રકારની ક્રિયા રહેતી નથી. તેમાં ક્રિયાનું મૂળ પણ જણાતું નથી. ત્યાં તદ્દન નિષ્ક્રિય સ્વરૂપ જ જણાય છે. ઇચ્છા અને ક્રિયા કે જે જ્ઞાનની શક્તિ છે તે તેવા નિષ્ક્રિય જ્ઞાન સ્વરૂપમાં શાંત થઇ જાય છે. તેથી ઇચ્છા અને ક્રિયાનો અનુભવ થતો નથી. છતાં તે વખતે પણ તેને નામ અને રૂપનું જ્ઞાન છે. ક્રિયાનું જ્ઞાન છે. પણ તે ક્રિયા તે જ્ઞાનમાંથી નિકળતી હોય તેમ જણાતું નથી. ક્રિયા પોતે પોતાની શક્તિથી ચાલતી હોય અને તેમાં ફક્ત નિષ્ક્રિય આત્માનું પ્રતિબિંબ પડતું હોય તેમ

દેખાય છે. બીજા શબ્દોમાં કહીએ તો તે સાધક પોતાનું ચિત્ તે નિષ્ક્રિય સ્થિતિ પ્રાપ્ત કરવામાં પોતાના એકદેશી તપથી એટલું બધું એકાગ્ર કરે છે કે તેને કોઇ પણ ક્રિયા ઉપર પોતાની સત્તા રહેતી નથી. ક્રિયાત્મક અને નિષ્ક્રિય એ બે સ્થિતિ વચ્ચે અંતર પડી જાય છે. પોતે નિષ્ક્રિય થઇ જાય છે અને તે બે સ્થિતિ વચ્ચે દીવાલ બંધાઇ જાય છે. નિષ્ક્રિય અને ક્રિયાત્મક બ્રહ્મ વચ્ચે મોટું અંતર પડે છે અને બન્ને સ્થિતિ બન્ને બાજુ દેખાય છે. પણ એક બીજાને કાંઈ સંબંધ હોય તેમ જણાતું નથી, એક બીજા ઉપર અસર કરી શકતા નથી. બન્ને એક હોય જ નહિ તેવું થઇ જાય છે. તેથી નિષ્ક્રિય આત્માને બધુ નિષ્ક્રિય લાગે છે. એક પણ ક્રિયા તે કરતો હોય તેમ જણાતું નથી. આ સ્થિતિ પ્રાપ્ત કરવા તરફ કપિલના સાંખ્ય મતનો બહુ આગ્રહ છે કે જે કહે છે કે પુરૂષ શાંત છે, ચેતન છે, નિષ્ક્રિય છે અને અચળ છે. અને પ્રકૃતિ કે જેની અંદર મન, બુદ્ધિ, ક્રિયા ઇચ્છા વિગેરે રહેલા છે તે જડ છે, પણ તેમાં ચેતન પુરૂષનું પ્રતિબિંબ પડવાથી પુરૂષ તેની સાથે તાદાત્મ્યાધ્યાસ કરે છે અને પોતાના પ્રતિબિંબને પોતાનું જ્ઞાન આપે છે. જ્યારે પુરૂષ તે અધ્યાસ છોડી દે છે, પ્રકૃતિને પોતાની અનુમતિ આપતો નથી, ત્યારે તેની પ્રકૃતિ શાંત થઈ જાય છે. તેની પ્રકૃતિના ગુણની સામ્યતા થાય છે. વેદાન્તમાં પણ આ સ્થિતિ સ્વીકારી છે અને બ્રહ્મના નિષ્ક્રિય સ્વરૂપને જ સત્ય માનેલ છે. નામ અને રૂપ કાગળ ઉપર છાપ હોય તેવાં અસત્ય અને મિથ્યા માન્યાં છે. તે મનની કલ્પના માત્ર હોય તેવાં માન્યાં છે. મનના અધ્યાસથી જણાતા હોય તેમ માન્યાં છે. નિષ્ક્રિય સ્વરૂપનો અનુભવ લઇ તે અધ્યાસ છોડવા

ઉપર વેદાન્તનો બહુ આગ્રહ છે. સાંખ્ય અને વેદાન્ત એ બે માર્ગમાં મતભેદ માત્ર શબ્દનો છે. વસ્તુતઃ એ બન્નેનું લક્ષ્ય એક જ છે. બન્ને એક જ પ્રકારનો આત્મસાક્ષાત્કાર પ્રતિપાદન કરે છે.

જો આપણે માત્ર આટલા અનુભવથી જ અટકીએ તો જગત પ્રત્યે આપણો માત્ર બે પ્રકારનો ભાવ થઈ શકે. એક, આપણે માત્ર જગતની ક્રિયાના સાક્ષી થઈ નિષ્ક્રિય થઇ રહેવું જોઇએ. અથવા બીજો, જગતની ક્રિયા જડવત્ જાણે આત્માને તે બાબત કાંઇ ખાસ વિચારની જરૂર ન હોય તેમ--માત્ર ઇંદ્રિઓને જેમ ફાવે તેમ, ચાલવા દેવી જોઈએ.* આ પ્રમાણે આપણે જેમ બને તેમ શાંત નિષ્ક્રિય બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત કરીએ છીએ. આપણે આપણું મન શાંત કરી બધા વિચાર છોડી, બધી લાગણીઓ છોડી, અસંગ સ્વભાવ પ્રાપ્ત કરી નિષ્ક્રિય આત્મસ્વરૂપમાં આરામ લઇએ છીએ. વળી તે ઉપરાંત પ્રાણ અને શરીરની ક્રિયાને પણ શાંત કરી તેની પાસે માત્ર ઓછામાં ઓછું, જરૂરનું કામ લઇએ છીએ કે જેથી અંતે તેની ક્રિયા પણ તદ્દન બંધ થઈ જાય અને આપણે નિત્ય શાંત નિષ્ક્રિય થઇ શકીએ. આ માર્ગ તદ્દન ત્યાગી અને સંન્યાસી યોગીઓએ સ્વીકાર્યો છે કે જેમાં મનુષ્યજીવન તદ્દન છોડી દેવું પડે છે. અમે આ લક્ષ્ય રાખ્યું નથી. અમે જે માર્ગ બતાવીએ છીએ તેમાં બહારની સર્વ ક્રિયા બરાબર કરતાં છતાં અંતરાત્માની નિષ્ક્રિય અવસ્થાની પણ પૂર્ણ શાંતિ, તેનો આરામ, ભોગવી શકાય છે. અસંગ નિર્વિકારી અનિચ્છ થઇને પણ રહી શકીએ છીએ.

---

* केवलैरिन्द्रियैरपि—गीता.

સામાન્ય મનુષ્યને લાગે છે કે આવી સ્થિતિ બની શકે નહિં કારણ કે ઇચ્છા વગર, લાગણી વગર કાંઇ પણ ક્રિયા બને નહિં એવું તે માને છે. તે મનુષ્યને પોતાને ઇચ્છા અને લાગણી હોવાથી તે પરિક્ષા પણ તેવી જ કરે છે. તેને બુદ્ધિ હોવાથી બુદ્ધિનો ઉપયોગ કર્યા વગર કાંઈ પણ વિચાર, જ્ઞાન, ઇચ્છા, ક્રિયા વિગેરે બની શકે તેવું તે માનતો નથી. પણ છતાં વસ્તુસ્થિતિ જેવી છે તેવી જ્યારે આપણે બરાબર જોઇએ છીએ ત્યારે આપણા ઘણાખરાં કર્મ તેમ જ જગતમાં પણ સર્વ પ્રાણીઓની ક્રિયાઓ પોતાની મેળે ચાલતી હોય તેમ જણાય છે. તે આપણી અથવા તેમની ઇચ્છાથી ચાલતી હોય તેમ જણાતું નથી. કોઈ મનુષ્ય એમ પણ કહે કે માત્ર શરીર અને પ્રાણ હોય એવાં વૃક્ષ, પશુ, પક્ષી ઇત્યાદિ જીવનમાં એમ બને પણ મનુષ્યમાં મન, વાણી, બુદ્ધિ વિગેરે હોવાથી ઇચ્છા વગર ક્રિયા બની શકે જ નહિં. આ કહેવું સત્ય નથી કારણ કે જ્યારે આપણે મનના સામાન્ય સ્વભાવની ઉપર જઇએ છીએ ત્યારે આપણને પણ જુદા પ્રકારનો અનુભવ થાય છે. હમણા માનસશાસ્ત્રથી* એવું સિદ્ધ થયું છે કે બધી ક્રિયાઓ ક્રિયા કરનારની ઇચ્છા વગર તેના મનમાં કોઇ પણ વિચાર આવ્યા વગર થઇ શકે છે. તેની જ્ઞાનેન્દ્રિઓ, કર્મેન્દ્રિઓ, વાણી વિગેરે, બીજા મનુષ્યોના વિચાર અને તેઓની ઇચ્છાનુસાર યંત્રની માફક ચાલે છે

એટલું અમે કબુલ કરીએ છીએ કે દરેક વિચારથી થતા કર્મની પાછળ જ્ઞાન હોવું જોઇએ પણ તે જ્ઞાન જે પુરૂષ કામ કરતો હોય તેનું જ હોવું જોઇએ એવું ખાસ જરૂરનું નથી. માનસ

* Psychological Experiment.

શાસ્ત્રની જે બાબત ઉપર જણાવી તેમાં તે મનુષ્યનું કામ બીજા મનુષ્યોની ઇચ્છાથી, બીજાના જ્ઞાનથી થયેલ સાબીત થયું છે. કોઈ વખતે એમ પણ અનુભવ થયો છે કે જ્યાં તેની ક્રિયા બીજાની ઇચ્છાથી થઇ હોય અથવા પોતાની અંદર રહેલ આત્માની પ્રેરણાથી, અથવા મનની ઉપર રહેલ વિજ્ઞાનથી અથવા પોતાની અને બીજાની ભેગી ઇચ્છાથી થયેલી માલુમ પડી છે. પરિપૂર્ણ યોગ અવસ્થામાં તેની ક્રિયા યંત્રની માફક ઇન્દ્રિઓથીજ થાય છે. પ્રકૃતિમાં રહેલ સમષ્ટિજ્ઞાન અને સમષ્ટિઇચ્છા તેની ક્રિયાને પ્રેરે છે એટલે કે સૌના ભેગા જ્ઞાનથી-ભેગી ઇચ્છાથી એક વ્યક્તિની ક્રિયા થાય છે. જેમ પથ્થર, વૃક્ષ, પશુ પક્ષીમાં જ ક્રિયા જણાય છે તે સમષ્ટિ પ્રકૃતિની શક્તિથી થતી જણાય છે તેમ મનુષ્યમાં પણ તેજ પ્રકૃતિ કામ કરે છે. ફેર માત્ર એટલો જ છે કે મનુષ્યમાં મન સ્પષ્ટ હોવાથી પ્રકૃતિ જે કામ મનુષ્યમાં કરે છે તે વધારે ચેતનમય લાગે છે. એજ મોહું આશ્ચર્ય છે કે એક મનુષ્યની વાણી, તેનું લખાણ, તેની જ્ઞાનેન્દ્રિઓની વિવિધ ક્રિયાઓ, સમષ્ટિ જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા અથવા (સત્વ, રજ અને તમ) એવી ત્રિગુણાત્મક પ્રકૃતિથી ચાલતા છતાં તે પુરૂષમાં સત્ય વિચાર આવી શકે છે, તેને સત્ય જ્ઞાન રહી શકે છે, જરા પણ ભૂલ પડતી નથી, તે ન્યાયપુરઃસર કામ કરે છે, જેવું જોઇએ તેવું પરિણામ લાવી શકે છે કે જે પોતાની જ્ઞાન ઇચ્છા અને ક્રિયાશક્તિને તાબે રહી કરવા માગે તો કરી શકે નહિં. છતાં તે ક્રિયા વખતે પોતે માત્ર સાક્ષિભૂત રહે છે. તે ક્રિયાનો વિચાર પણ કરતો નથી પોતે ક્રિયા જુએ છે પણ પોતાની ઇચ્છા તેમાં વાપરતો નથી. ક્રિયાને આશ્રય આપે છે પણ જે સત્તા તેની અંદર રહી કામ કરે છે તે પોતાની છે એમ

માનતો નથી. પોતે યંત્ર માફક થઇ પ્રકૃતિને કામ કરવા દે છે ત્યારે જેવું ઉત્તમ કામ થાય છે તેવું તેની ઇચ્છાથી કરવાથી થતું નથી. આવી સ્થિતિ પ્રાપ્ત થવી તે અસ્વાભાવિક નથી અથવા જગતના ક્રમથી વિરૂદ્ધ નથી. શું આપણે પથ્થર, વૃક્ષ, પક્ષી, પશુ વિગેરેમાં પ્રભુની ઇચ્છા, તેનું જ્ઞાન ગુપ્ત રીતે કામ કરતાં જોઈ શકતા નથી? અને તે પ્રમાણે મનુષ્યમાં કેમ ન બની શકે? જે યોગી પોતે શાંત રહી પોતાના અહંકારથી પ્રભુની ઇચ્છા-પ્રભુના જ્ઞાનને આડે આવતો નથી તેનામાં તે બરાબર કામ કરતાં જણાય છે. પોતે નિષ્ક્રિય બ્રહ્મની શાંતિ ભોગવતો છતાં બ્રહ્મની ક્રિયાત્મક ચિત્‌શક્તિ કે જેમાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા રહેલાં છે તેને પોતાનાં મન, પ્રાણ અને અને શરીર વાપરવા દે છે અને તેનાથી થતા પરિણામને તાબે થયા વગર તે ક્રિયાત્મક બ્રહ્મનો પણ આનંદ લઈ શકે છે.

આવી દશા કે જ્યાં નિષ્ક્રિય બ્રહ્મની પૂર્ણ શાંતિ ભોગવવાની સાથે બહારની ક્રિયામાં પણ પરિપૂર્ણ થવું તે આધ્યાત્મિક માર્ગમાં ઉત્તમમાં ઉત્તમ પુરૂષની સ્થિતિ છે. તે પુરૂષોત્તમ પદ છે. ગીતા કહે છે આવો યોગી કર્મ કરતાં છતાં કાંઇ કર્મ કરતો નથી કારણ કે તે કર્મ કરનો નથી. પણ જગતની પ્રકૃતિ, પ્રભુની ચિતશકિત તેનામાં કર્મ કરે છે તેથી તે પોતાનાં કર્મથી બંધાતો નથી. કર્મનાં પરિણામ તેના ઉપર કાંઇ અસર કરતાં નથી. તેના મનમાં તે વિશે કાંઇ વિચાર ઉત્પન્ન થતા નથી તેમ જ તેના આત્માને કોઈ પણ પ્રકારનું બંધન થતું નથી.* તે કર્મ પોતાનું કામ કરી જતા રહે છે, તેનો વિલય થઈ જાય છે‡ તેવાં કર્મ આત્માને કાંઈ

* न कर्म लिप्यते नरे-इशा उपनिशद्. ‡ प्रविलिप्यन्ते कर्माणि.

અસર કર્યા વગર પોતાની ક્રિયા કરી જતા રહે છે. તેથી આવું ઉત્તમ પુરૂષનું પદ પ્રાપ્ત કરવું તે દરેક પુરૂષનું મુખ્ય કર્તવ્ય છે કે જેથી તે પરમ પદનો આનંદ ભોગવતાં મનુષ્ય તરીકે પણ જગતમાં રહી શકે છે. અને તેમ થાય તો જ જગતમાં મનુષ્ય-જીવનનો ઉપયોગ શું છે તેની ખબર પડે. તે દશામાં તેને અંતરાત્મામાં અચળ નિર્વિકારી શાંતિ રહે છે, આરામ રહે છે અને તેની બહારની ક્રિયા પ્રભુની ઇચ્છા પ્રમાણે પ્રભુના જ્ઞાન પ્રમાણે ચાલતી રહે છે. ગીતા કહે છે તેમ તે દશાએ રહી કર્મ કરવાથી તે પુરૂષ કર્મજાળમાં બંધાતો નથી અને અજ્ઞાન ન હોવાથી કર્મમાં આસક્ત થતો નથી. અંદર પૂર્ણ સુખ લેવાની સાથે બહારનાં કર્મ પણ બરોબર કરી શકાય તેવા યોગી થવું તે ઉત્તમ પદ છે અને તે માટે ગીતાના પહેલા છ અધ્યાયમાં કર્મયોગમાં શ્રીભગવાને અર્જુનને ઉપદેશ આપેલ છે. પણ આ યોગમાં આપણે હજુ નિષ્ક્રિય અને ક્રિયાત્મક બ્રહ્મની બરાબર એકતા કરી નહિં. આપણે નિષ્ક્રિય બ્રહ્મની શાંતિનું સુખ છોડ્યા કર્યા વગર બ્રહ્મના ક્રિયાત્મક રૂપ ઉપર આપણી સત્તા જમાવવી જોઇએ એટલે તેની ચિત્ શકિતને આપણામાં તેને ગમે તેમ ક્રિયા કરવા દેવાને બદલે આપણે તે ક્રિયાનો સ્વતંત્ર આનંદ પણ લેવો જોઇએ. આપણી શાંતિ રખે ને જતી રહે એવી બીકથી કર્મ છોડવા કરતાં ક્રિયાત્મક બ્રહ્મરૂપ ઉપર પણ આપણી સત્તા પૂર્ણ રાખવી જોઇએ. તે ક્રિયાત્મક બ્રહ્મ પોતાના આનંદ માટે જગત્ ઉત્પન્ન કરી જગતને ચલાવતાં છતાં પોતાના નિષ્ક્રિય સ્વરૂપનું સુખ ખોઇ બેસતા નથી. તે પુરૂષોત્તમ પોતાના નિષ્ક્રિય સ્વરૂપનું સુખ સર્વ ક્રિયા કરતી વખતે પણ લઇ શકે છે એવા સર્વ શકિતવાન છે.

પુરૂષને જે મુશ્કેલી આવે છે તે માત્ર નિષ્ક્રિય સ્વરૂપ ઉપર જ તેના મનની એકદેશી એકાગ્રતાથી થાય છે કે જેથી તેનું મન તદ્દન શાંત થઇ જાય છે અને જગતની ક્રિયાનો આનંદ પણ તે શાંતિમાં શાંત થઇ જાય છે. તેથી તેણે પોતાના ચિત્‌ની શકિત કે જેમાં ચિત્‌ની ઇચ્છા અને ક્રિયા વ્યકત થાય છે તેનો પણ અનુભવ લેવો જોઇએ. તે ક્રિયાત્મક બ્રહ્મરૂપનો પણ આનંદ લેવો જોઇએ. ક્રિયામાં પાછા આવવાથી એક મુશ્કેલી આવવા સંભવ છે. તે વખતે ક્રિયાને તાબે કરવાને બદલે પોતે તેને તાબે થઇ જવાનો સંભવ છે. કારણ કે ક્રિયામાં લુબ્ધ થતો સામાન્ય મનુષ્ય મન, પ્રાણુ અને શરીર જેટલું જ પોતાનું સ્વરૂપ હોય તેમ માની બેસે છે અને નિષ્ક્રિય શાંત આત્મસ્વરૂપ જેવું જાણે કાંઇ હોય જ નહિં તેમ માની તે પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરતો નથી. તે ક્રિયાના બાહ્યભાગને જ સ્પર્શ કરે છે. અને જો કે નિષ્ક્રિય બ્રહ્મની દૃષ્ટિએ બહારની ક્રિયામાં તેની એકદેશી ચિત્‌ની એકાગ્રતા માત્ર તેનું જ નામ અને રૂપ જણાવે છે તોપણ જે મનુષ્ય બાહ્યક્રિયામાં જ એકાગ્ર થઇ જાય છે તેને તેટલું જ પોતાનું જીવન હોય તેમ જણાય છે એટલુ જ નહિં પણ ઉલટું પોતાનો આત્મા માત્ર નામ રૂપ હોય-નામનો હોય તેમ તેને ગૌણુપ આપે છે, અને ક્રિયાને મુખ્ય માને છે એક તરફથી સંન્યાસીઓ નિષ્ક્રિય બ્રહ્મનો સાક્ષાત્કાર કરી પોતાના ક્રિયાત્મકરૂપથી તદ્દન અસંગ રહી પોતાના ચિત્‌થી થતી ક્રિયાના આનન્દમાં ભાગ લેતા નથી. બીજી તરફની સંસારી પુરૂષો બ્રહ્મના ક્રિયાત્મક રૂપમાં જ મોહ પામી તેમાં જ એકાગ્ર થઇ પોતાના નિષ્ક્રિય આત્મસ્વરૂપથી અલગ જેવા થઇ તેની શાંતિનાં સુખમાં ભાગ

લેતા નથી. બન્ને સ્થિતિ ચિત્‌ની એકદેશી ઉગ્ર એકાગ્રતાથી થાય છે અને બન્ને એક પ્રકારનું એક બીજી સ્થિતિનું અજ્ઞાન રાખે છે. બન્ને તેટલી જ સ્થિર, જડવત્ દશા હોય તેમ જણાય છે પણ જે સાધકને પરિપૂર્ણ સત્યનો અનુભવ લેવા ઇચ્છા હોય તેણે નિષ્ક્રિય બ્રહ્મના આરામના અનુભવમાત્રથી જ સંતોષ રાખવો જોઇએ નહિં, તેમ જ ક્રિયામાં આવવાથી મન, પ્રાણ અને શરીરના ધર્મ અને તેનાથી ઉત્પન્ન થતા અજ્ઞાનને પણ વશ થવું ન જોઇએ. ગમે તેવું ઉત્તમ પદ પ્રાપ્ત થાય તો પણ શરીર, પ્રાણ અને મન કે જેની મદદથી તે પદ પ્રાપ્ત કરી શકાય છે તેનો તે વખતે તદ્દન ત્યાગ કરે તો તેની પરિપૂર્ણતા થતી નથી. તે ત્રણને પણ તે ઉત્તમ પદના ઉપયોગને લાયક બનાવવા જોઇએ.

છતાં નિષ્ક્રિય બ્રહ્મની શાંતિ મળ્યા પછી તેના ક્રિયાત્મકરૂપનો આનન્દ લેવા આવતાં મનના અગાઉના અનુભવની અનુવૃત્તિનું બી કાંઇક હોય છે તેથી થોડે ઘણે અંશે તેનામાં સામાન્ય મનુષ્યભાવ આવી જવાનો સંભવ છે. પણ આવું અચ્યુત પદ મળ્યા પછી પાછું ચ્યુત ન થવાય–જ્યાં હતા ત્યાં ન આવી જવાય તેટલા માટે તેણે સચ્ચિદાનન્દનું સત્ય સ્વરૂપ બરાબર સમજવું જોઇએ. તેને જ અનેક રૂપમાં જોવામાં ઇચ્છા રાખવી, અનેકરૂપ પણ તેના જ છે એમ અનુભવ કરવો જોઇએ. સચ્ચિદાનંદ બ્રહ્મના ચિત્‌માં રહેલ જ્ઞાનનો અનુભવ લેવા ઉપરાંત ઇચ્છા અને ક્રિયાનાં કાર્યો પણ તે જ ચિત્‌ની શકિતના છે એમ સમજી ક્રિયાત્મક રૂપનો પણ આનંદ લેવો જોઇએ. આત્મા અથવા બ્રહ્મને સર્વમય જોવું અને સર્વ વસ્તુના મૂળ સ્વરૂપ તરીકે એટલું જ નહિં પણ તેનો સર્વ વસ્તુમાં

અનુભવ લેવો, અનેક રૂપે અનુભવ લેવો જોઇએ. ગુણાતીત દશામાં તેને જોવું એટલું જ નહિં પણ ત્રિગુણાત્મિક રૂપ પણ તેનું જ છે એમ અનુભવ કરવો જોઇએ. એમ સર્વ પ્રકારે અનુભવ લઇ શકાય; નિષ્ક્રિય બ્રહ્મની શાંતિ-ક્રિયાત્મક બ્રહ્મનો આનંદ બન્ને લઇ શકાય ત્યારે જ પરિપૂર્ણતા થઈ કહેવાય. જેટલે દરજ્જે આવો અનુભવ સિદ્ધ થાય તેટલે દરજ્જે તેનું જ્ઞાન વધશે, તેના મનનો વિકાસ થશે. સગુણ રૂપના સાક્ષીભૂત નિર્ગુણ સ્વરૂપ પ્રાપ્ત કરવાને બદલે સગુણ રૂપ પણ પોતાના કરી, પોતાના નિર્ગુણ સ્વરૂપના જ છે એમ અનુભવ કરી શકાય છે. બધાંનાં મન, બધાંના પ્રાણ અને શરીર પોતાના થવાથી-જેમ પોતાનાં મન, પ્રાણ અને શરીર ઉપર પોતાની સત્તા ચાલે છે તેમ-તેના ઉપર પોતાની સત્તા જામે છે. અનેક નામ, અનેક રૂપ એ માત્ર મનની કલ્પના છે એમ જે પહેલાં લાગતું હતું તેને બદલે તે સચ્ચિદાનંદના છે એમ અનુભવ થશે. નિર્ગુણ સ્વરૂપમાં જ એકાગ્ર થવાથી સગુણ નિર્ગુણમાં અદૃશ્ય થઈ જાય છે અને સગુણ રૂપમા જ એકાગ્ર થવાથી નિર્ગુણ સગુણમાં અદૃશ્ય થઇ જાય છે. તેથી સગુણનિર્ગુણ બન્ને પ્રાપ્ત કરવાથી બન્ને પોતાના કરવાથી આત્માનુભવ પૂર્ણ થાય છે, પૂર્ણ અદ્વૈત પ્રાપ્ત થાય છે, ને પૂર્ણ સ્વતંત્ર થવાય છે. સગુણના અનુભવ વખતે પણ નિર્ગુણની શાંતિ રહી શકે છે. સગુણના અમુક ભાગમાં જ જીવન એકાગ્ર કરવાથી થતા દુઃખને બદલે સગુણને નિર્ગુણના જ નામ અને રૂપ જોઇએ, સર્વ શરીર તેના જ છે એમ જોઇએ, સર્વ પ્રાણ તેનાથી જ ચાલે છે એમ જાણીએ, સર્વ મન તેનું જ મન છે એમ અનુભવીએ તો પરમ આનંદ મળે છે. બધાં પ્રાણીઓ,

બધાં જીવન, આવા યોગીને પોતાનાં જ રૂપ લાગશે. માત્ર મનથી નહિં પણ પોતાનાં જ શરીર હોય, પોતા સાથે એક હોય પોતાનાં જીવનનું જીવન હોય તેમ અનુભવ થશે-બધાંના મન, પ્રાણ અને શરીર એક પુરૂષના છે, એક પુરૂષોત્તમના છે એમ અનુભવ થશે. આત્માની બન્ને સ્થિતિનો અનુભવ થશે. એક તેના વિકારી અખંડ નિષ્ક્રિય શાંતિનો; બીજો, તેની સાથે તેની અનેક ક્રિયાના આનંદનો-આવી રીતે બન્ને સ્થિતિનો સાથે અનુભવ લઈ શકે જ્યારે જ પુરૂષ પુરૂષોત્તમ થયો કહેવાય-ત્યારે જ મોક્ષ પૂર્ણ થયો કહેવાય-ત્યારે જ પુરૂષાર્થ કર્યો કહેવાય.

---

## પ્રકરણ ૯ મું.

---

## વિજ્ઞાન અને આનંદ.

---

The Vijnanmaya Purusha has normally the consciousness of being the Infinite; normally also the consciousness of containing world in itself; it is not like the mental being normally bound to the consciousness of being contained in the world. Therefore, the deliverance from ego is the first elementary step towards the being of the Gnosis So long as we live at all in the ego, it is idle to hope for the higher reality. The least reversion to ego thought, ego action, ego will, brings back the consciousness tumbling out of such Gnostic Truth as it has attained into the falsehoods of the divided mind. A secure universality of being is the very basis of this higher consciousness; we have to feel ourselves with them, to become aware of them as ourselves,

their being as our own, their consciousness as our own, their energy as our own. We have to learn how to be oneself with all.

In the Vijnana, the right relation and action of Purusha and Prakriti are found because there they become unified and the Divine is no longer veiled All is his action. The Jiva no longer says "I think, I act, I desire, I feel"; he does not even say like the Sadhaka striving after unity but before he has reached it. "As appointed by thee seated in my heart, I act." For the heart, the centre of the mental consciousness, is no longer centre of origination but only a channel; he is rather aware of the Divine seated above, Lord of all, Adhisthita, as well as acting within, and seated himself in Parvati; he can say truly and boldly God himself by his Prakriti knows, acts, loves, takes delight by my apparent individuality and fulfils there in its higher and divine measures, the multiple Lila which the Infinite plays in the universality of its being.

This madness is the very method of the Lord of the worlds which no intellectual interpretation can fathom-a dance this also, a wheel of mighty energies but with the Master of the dance holding the hands of His energies and keeping them to the circles of His Ras-lila. Nor is the gnostic soul bound any more than the divine demoniac by conventions and proprieties of the normal human life, the rules through which it makes some shift to accommodate itself with the dualities of the lower nature, guide itself among its contradictions, avoid its stumbling blocks, foot with gingerly care around its pitfalls. Its life is abnormal, free to all the hardihoods of a soul, dealing fearlessly and even violently with Nature but is all governed by the law of Truth, by the law, therefore, of the self-possessed Knowledge, Love, Delight, Unity. It seems abnormal only because its rhythm is not measurable by the faltering beats of mind.

The Purusha in mind, life and body is divided from Nature and subject to her

individualities. In the Gnosis he is biune with her and finds as Master their reconciliation and harmony by essential unity. In the Ananda, he is one with Prakriti and no longer only biune with her. There is no longer the play of Nature with the soul, but all is the play of the soul with itself in its own nature of bliss. This is the supreme mystery, the highest secret, **simple to itself**, however difficult and complex to our mental conceptions. It is the free infinity of the self-delight of Sachchidanand. The play of the Divine-Child, the Ras-lila of the Lover are its mystic soul-sumbols.*

ઉપનિષદમાં કહ્યું છે કે આત્માનો પૂર્ણ અનુભવ લેવા માટે આપણે મનોમય ક્ષેત્રમાંથી નીકળી પહેલાં વિજ્ઞાનમય ક્ષેત્રમાં જઇ સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. વિજ્ઞાનમય ક્ષેત્રમાં તદ્દન નવો જ અનુભવ થાય છે. ત્યાં પુરૂષ અને પ્રકૃતિ બન્નેનો સંબંધ ફરી જાય છે. મનમાંથી છૂટા થઇ વિજ્ઞાનમાં જવું તેને વેદમાં અતિ જરૂરનું માન્યું છે કારણ કે ત્યાં પુરૂષ પ્રકૃતિની સત્તાથી તદ્દન મુકત છે એવો અનુભવ થાય છે. જ્યાં સુધી

* "Vijnana or Gnosis" the conditions of "Gnosis", and "Gnessis and Ananda." Arya 15-9-1918, 15 10-1918, and 15 11-1918.

શરીર, પ્રાણ અને મનનો અધ્યાસ હોય ત્યાં સુધી આપણે અ-જ્ઞાનમાં જ રહીએ છીએ જેમ પુરૂષ ઉત્તમ દશા પ્રાપ્ત કરતો જાય છે તેમ તેની પ્રકૃતિ પણ શુદ્ધ થતી જાય છે. મન સુધીના ક્ષેત્રમાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા એક બીજાને અનુકૂળ થઇ વર્તતાં નથી મનમાં જ્ઞાનનો વિકાસ થાય પણ તે વિકાસ પરિમિત થાય છે. મૂળ સ્વરૂપની જ્ઞાનશકિત, ઇચ્છાશકિત, ક્રિયાશકિત પ્રાપ્ત થઈ શકતી નથી. મનની સામાન્ય શકિતથી વધારે શકિત મળે છે પણ તે અપૂર્ણ રહે છે. પુરૂષના શાંત સ્વરૂપનો અનુભવ થાય છે પણ પુરૂષની શકિત શુ છે તેની ખબર પડતી નથી, કારણ કે મન સુધી મનુષ્ય ત્રિગુણાત્મક અપરા પ્રકૃતિની અસર નીચે રહે છે પણ વિજ્ઞાન પરા પ્રકૃતિ છે, પ્રભુનો જ સ્વભાવ છે. ત્યાં જ્ઞાન પ્રમાણે જ ઇચ્છા કામ કરે છે અને તેથી આનંદ પણ પરિપૂર્ણ મળે છે. વિજ્ઞાનથી જ આપણે મનુષ્યસ્વભાવથી છૂટી પ્રભુતા પ્રાપ્ત કરી શકીએ છીએ.

ત્યારે વિજ્ઞાન શુ છે? કોઈ વિજ્ઞાન એટલે બુદ્ધિ સમજે છે. કોઇ વિજ્ઞાનને જ્ઞાન સ્વરૂપ ચૈતન્યઘન સમજે છે. વિજ્ઞાન ચિત્ સ્વરૂપ છે કે જેમાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા ત્રણે શકિત રહેલ છે. તેને તેની ક્રિયાનું પણ જ્ઞાન છે. તેનામાં સર્વ શકિત છે છતાં તે કોઈ શકિતથી પરિમિત થતુ નથી. આ શકિત બુદ્ધિ નથી. મન નથી. વિજ્ઞાનનુ ક્ષેત્ર મનથી પણ ઘણું અતીત છે. વિશાળમાં વિશાળ મન અથવા બુદ્ધિ તે પણ વિજ્ઞાન નથી.

બુદ્ધિ વિષયાધીન રહે છે. તેના જ્ઞાનનો આધાર વિષય ઉપર રહેલ હોય છે. બુદ્ધિનો સ્વભાવ છે કે તે ચડતાં ચડતાં દરેક પગલે નિશ્ચિત કરતી થાય છે. બુદ્ધિની સાથે શકિતપ્રેરણા

હોય તો તે સત્ય તરફ દોડે છે પણ તેનું કાર્ય પણ કોઈ વખત ભૂલભરેલું હોય છે અને તેની પરિક્ષા મનથી કરવી પડે છે. ખરી પ્રેરણા તો સત્યને આધારે સત્યથી થાય છે. પ્રેરણા પણ વિજ્ઞાન નથી. બુદ્ધિ કરતાં પ્રેરણા સારી વસ્તુ છે છતાં તે માત્ર વિજ્ઞાનનાં કિરણથી કર્મ કરે છે. પશુમાં પ્રેરણા હોય છે પણ તે સ્વતત્ર નથી. તે પશુના શરીર અને પ્રાણની અસર નીચે રહે છે. તેમ મનુષ્યમાં પણ પ્રેરણા શરીર, પ્રાણ અને મનની અસર નીચે રહે છે તેથી પ્રેરણાથી પણ સત્યનો બરાબર અનુભવ થતો નથી.

મન અને બુદ્ધિથી મળતાં જ્ઞાન ઉપર આધાર ન રાખી પ્રેરણાથી મળતાં જ્ઞાનનો ઉપયોગ કરીએ તો પ્રેરણા ઘણી શુદ્ધ થાય છે. પ્રેરણાથી મળેલ જ્ઞાનને બુદ્ધિથી સમજવાને બદલે પ્રેરણાથી સમજીએ તો તે જ્ઞાન શુદ્ધ થાય છે. બહારની વસ્તુમાં આસક્તિ છોડવાથી, શરીરનું અભિમાન છોડવાથી, રાગ દ્વેષ આદિ પ્રાણની ક્રિયાનું અભિમાન છોડવાથી, મનથી મળતા સામાન્ય જ્ઞાનમાં પણ બંધ ન થવાથી જેમ આપણું મન, આપણી પ્રેરક ઇચ્છાથી ભોગવવા, પ્રેરક જ્ઞાનથી ઓળખવાથી આપણો પુરૂષાર્થ ઘણો સફળ થાય છે.

પણ આવી શુદ્ધ પ્રેરણા તે પણ વિજ્ઞાન નથી. તે માત્ર વિજ્ઞાનનું કિરણ છે. વિજ્ઞાનનો ખરો સ્વભાવ, વિજ્ઞાનનું ક્ષેત્ર બરાબર સમજાવવું બહુ મુશ્કેલ છે. વેદમાં પણ તેને સૂર્યનું રૂપ આપી સમજાવ્યું છે. ત્યાં સૂર્યનો દૃષ્ટાન્ત લઇ સૂર્યને વિજ્ઞાન કહ્યો છે. અને આકાશ, વાયુ અને પૃથ્વીની મન, પ્રાણ અને શરીરની સાથે

તુલના કરી છે. મનુષ્ય પૃથ્વી ઉપર રહે, વાયુમાં રહે, આકાશમાં રહે તોપણ તે સૂર્યનાં કિરણમાં જ રહેશે પણ સૂર્યના મૂળ તેજમાં રહી શકશે નહિં તેથી જેટલું જ્ઞાન તે કિરણમાંથી મળે તેટલુંજ તેને પ્રાપ્ત થાય છે. પણ વિજ્ઞાનમય પુરૂષ સૂર્યમાં જ રહે છે. તે સૂર્યના શરીરમાં, સૂર્યના તેજમાં, રમે છે. તેથી વેદમાં સૂર્યને ऋतम् ज्योतिम् કહેલ છે. ત્યાં પુરૂષ પોતે પોતાના જ્ઞાનથી પોતાના મૂળ સ્વરૂપને જાણે છે એટલું જ નહિ પણ પોતાના જ્ઞાન કિરણને પણ જોઈ શકે છે. મન, પ્રાણ અને શરીર અથવા સત્વ, રજ અને તમ એ ત્રિગુણાત્મક અપરા પ્રકૃતિનાં વિજ્ઞાનમાં રહેલ જ્ઞાન ઇચ્છા અને ક્રિયાવાળી પરા પ્રકૃતિનાં કિરણો છે. તે વિજ્ઞાનથી સ્પષ્ટ દેખાય છે. ત્યાં ચક્ષુથી સત્ય જોવાનું નથી પણ વિજ્ઞાન પોતે જ તે પુરૂષની ચક્ષુ બને છે. વેદમાં કહે છે દેવોની ચક્ષુ સૂર્ય છે એટલે વિજ્ઞાન છે. મનુષ્ય, મનથી, બુદ્ધિથીને પ્રેરણાથી પણ માત્ર વિજ્ઞાનનાં કિરણમાં રહે છે અને મનની અસર નીચે રહે છે. વિજ્ઞાનમાં સમ્યક્ જ્ઞાનથી સત્ય જણાય છે. સત્યનાં કેન્દ્રમાંથી સત્યનો સ્વભાવ જોઇ શકાય છે. વિજ્ઞાન પ્રભુની પરા શક્તિ છે. સચ્ચિદાનંદની ચિત્ શકિત છે. મનુષ્યનું મનોમય જ્ઞાન તે અપરા પ્રકૃતિનું જ્ઞાન છે.

વિજ્ઞાનનો ખરો સ્વભાવ સમજવા માટે કાંઇક અનુભવની જરૂર છે કારણ કે તે મન અથવા બુદ્ધિની ઉપરનું તત્ત્વ હોવાથી મન અથવા બુદ્ધિને સમજાય તેવા શબ્દોથી વિજ્ઞાન સમજાવી શકશે નહિં. મન અજ્ઞાનમાંથી નીકળી નિશ્ચય કરતાં કરતાં જ્ઞાન પ્રાપ્ત કરે છે. વિજ્ઞાનને સત્ય જ્ઞાન નિત્ય પ્રાપ્ત હોય છે. મન બાહ્ય પદાર્થમાંથી જ્ઞાન મેળવે છે અને બાહ્ય પદાર્થની અસર

નીચે રહે છે. વિજ્ઞાન આંતર વસ્તુથી સત્યથી શરૂ થાય છે અને બાહ્ય પદાર્થને આંતર જ્ઞાનના તેજનાં કિરણ તરફ જુએ છે. મન અનુમાનથી ચાલે છે. વિજ્ઞાન પોતાના તેજથી પોતે પોતાને જોઈ પોતાને જાણે છે. જેમ ચક્ષુ દૃશ્ય વસ્તુઓના બાહ્ય રૂપને જોઈ તેનો ઉપભોગ મનથી સમજાવે છે તેમ વિજ્ઞાન વસ્તુઓનું આંતર રૂપ જોઈ તેનો આનદ બતાવે છે. ચક્ષુ દૃશ્ય વસ્તુઓ સાથે પોતાનો સયોગ થાય ત્યારે જ જ્ઞાન આવે છે. વિજ્ઞાન વસ્તુઓની સાથે એક થઈ તેનો અનુભવ લે છે. તેથી જેમ મનુષ્યને પોતાનું જીવન મનથી સમજાય છે તેમ વિજ્ઞાનમય પુરૂપને બધી વસ્તુઓનું જીવન વિજ્ઞાનથી સહજ સમજાય છે. મનને જેટલું ઇંદ્રિઓથી જ્ઞાન મળે તેટલું પ્રત્યક્ષ લાગે છે. બીજું બધું પરોક્ષ લાગે છે. વિજ્ઞાનને બધું જ્ઞાન પ્રત્યક્ષ થાય છે. તેથી મનથી મળેલ જ્ઞાન ઉપર હંમેશ શકા રહે છે, તે અપૂર્ણ લાગે છે, વધારે જ્ઞાનથી તેમાં ફેરફાર થવાનો સંભવ છે. વિજ્ઞાનથી મળતું જ્ઞાન શંકા વગરનું નિત્ય નિશ્ચય સ્વરૂપ છે, પૂર્ણ છે, સ્વતઃ સિદ્ધ છે.

મન પૃથક્કરણ કરે છે, અનુમાનથી, વધઘટથી, જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેનો આધાર યાદશક્તિ-સ્મૃતિ–ઉપર રહેલ છે. તે કલ્પના કરે છે અને વાદી પ્રતિવાદીની દલીલની માફક મનન કરી નિશ્ચય કરે છે. દરેક પ્રકારના જ્ઞાનમાં તેને શોધખોળ કરવી પડે છે. વિજ્ઞાન જ્ઞાન શોધતું નથી પણ જ્ઞાન પોતાનું કરે છે. જ્ઞાન મેળવવું હોય તો પણ તે શોધતું નથી પણ જ્ઞાનનો પ્રકાશ કરે છે. તેનું જ્ઞાન નિત્ય નિશ્ચયાત્મક સ્વસંવેદ્ય છે. પૂર્ણ છે. તે વસ્તુને જોતું નથી પણ વસ્તુના સત્યને જુએ છે

અને તે પણ યાદશક્તિથી યાદ થાય ત્યારે જ ખબર પડે તેવું નહિં પણ દરેક વસ્તુનું સત્ય તેને નિત્ય પ્રાપ્ત હોય તેવી રીતે અવ્યક્તમાંથી વ્યક્ત કરે છે.

મનનુ જ્ઞાન આવે છે જાય છે, વળી આવે છે એમ થાય છે. વિજ્ઞાન કાળથી અતીત હોવાથી તેને ભૂત વર્તમાન અને ભવિષ્ય ત્રણેનું જ્ઞાન રહે છે. વિજ્ઞાન સમસ્ત જીવન જોઈ શકે છે. વ્યક્તિનું જીવન સમષ્ટિનું અંગભૂત છે એમ જોઈ શકે છે. મન માત્ર વ્યક્તિનું જીવન જ જોઈ શકે છે. સમષ્ટિજીવનનું તેને જરા પણ જ્ઞાન થતું નથી. મન વસ્તુઓના ભાનનું પૃથક્કરણ કરી તેનો વિચાર કરે છે. વિજ્ઞાન વસ્તુઓની સત્યતા કહે છે, તેનો સત્ય સ્વભાવ જાણે છે. મન દરેક વસ્તુને એક બીજાથી વિભક્ત જુએ છે. વિજ્ઞાનને સર્વ અવિભક્ત એક લાગે છે. મન, દેશ કાળ અને વસ્તુથી પરિચ્છિન્ન થાય છે. વિજ્ઞાન તેનાથી અતીત થઈ રહે છે મનને અદ્વૈત એ માત્ર કલ્પના લાગે છે અને અદ્વૈત હોય તો તે માત્ર દ્વૈતના અભાવ રૂપ હશે એવું અનુમાન કરે છે. વિજ્ઞાનનો સ્વભાવ અદ્વૈત જ છે. દ્વૈત પણ અદ્વૈતનુ દ્વૈત છે એમ વિજ્ઞાનને અનુભવ થાય છે. વિજ્ઞાનને કોઈ વસ્તુ વિભક્ત સ્વતંત્ર જીવનવાળી લાગતી નથી. મન અંતવત્ વસ્તુઓને જ જાણી શકે છે, અનંત સ્વરૂપ સમજવાની મનમાં શક્તિ નથી. અનંત સ્વરૂપ મનથી સમજાશે જ નહિં, વિજ્ઞાન અનત સ્વરૂપમાં જ રહે છે, અનંત નામ અને રૂપ પણ અને સ્વરૂપના જ નામ અને રૂપ છે એમ અનુભવથી જાણે છે.

તેથી વિજ્ઞાનને મન સાથે તુલના કર્યા વગર સમજાવવું હોય તો તે જેવું છે તેવું સમજાવી શકાશે નહિ. વિજ્ઞાનમય ક્ષેત્ર

પણ જ્ઞાનની છેલ્લી દશા નથી. ઉપરના સત, ચિત્ અને આનંદ એ ત્રણ સ્થાન અને નીચેના મન, પ્રાણ અને શરીરવાળા ત્રણ સ્થાનની વચેની સાંકળ વિજ્ઞાન છે. તેને પરલોક પણ કહે છે. સચ્ચિદાનંદ પોતાનું ચિત્ વિજ્ઞાનમાં લાવી, તેના દ્વારા પોતાની જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાવાળી પ્રકૃતિ જીવમાં ઉતારે છે. જેમ જગતનું અખંડ તેજ સૂર્યમાં એકઠું થઇ સૂર્યના કિરણોમાં વ્યાપી જાય છે એમ વિજ્ઞાનમાં સર્વ શક્તિ એકઠી થઈ મન, પ્રાણ અને શરીરમાં તે કિરણરુપે વિભક્ત થઇ વ્યાપે છે. વિજ્ઞાન માત્ર જ્ઞાન નથી પણ શકિત છે. તે જ્ઞાનશકિત છે. સચ્ચિદાનંદની ચિતશકિત છે. વિજ્ઞાન તે કલ્પનામય ક્ષેત્ર નથી પણ નિત્ય સ્વત. સિદ્ધ અનંત શકિતવાળું જ્ઞાન છે. સતના ચિતમાં જે રહેલ છે તે તેના આનંદ માટે ચિત્ શક્તિથી અથવા વિજ્ઞાનથી વ્યક્ત થાય છે. ન હોય તેવું કાંઈ વિજ્ઞાન ઉત્પન્ન કરતુ નથી. વિજ્ઞાનના દરેક કિરણમાં સત્ય જણાય છે. તેથી દરેક શકિત સત્ય બનાવે છે. સચ્ચિદાનંદનું ચિત પોતાની શકિતથી વિજ્ઞાનમાં આવી પોતાના જ્ઞાન પ્રમાણે ઇચ્છા કરે છે અને ઇચ્છા પ્રમાણે ક્રિયા કરે છે, અને તેથી જ વેદમાં વિજ્ઞાનને સૂર્યની ઉપમા આપી છે. તેને સર્વનો પિતા કહ્યો છે. સૂર્યને સવિતૃ કહે છે. તેની શકિતથી જે ઉત્પન્ન થાય છે તેનું મૂળ કારણ આનંદ છે. પોતાના સ્વરૂપના જ્ઞાનથી, પોતાની શકિતથી ઇચ્છા અને ક્રિયામાં વ્યાપી પોતાનો આનદ લે છે તેથી વિજ્ઞાનનું ક્ષેત્ર ऋतम्भद्रम् કહેવાય છે. તે સત્ય સુખકર સ્થાન છે. સચ્ચિદાનંદનું જ્ઞાન, તેની ઇચ્છા, તેનો આનદ જયાં એકત્ર થઇ જ્ઞાન ઇચ્છા અને ક્રિયાશકિત રૂપે વ્યાપી જાય છે તેને સ્વ-ભાવ કહે છે. તે દશામાં વિકાસ પામેલ જીવની પરા પ્રકૃતિ જ્ઞાન કહેવાય છે.

વિજ્ઞાનમાં ત્રણ શક્તિ છે. એક તેનામાં સચ્ચિદાનંદનું પૂર્ણ જ્ઞાન છે તે ચૈતન્યઘન અથવા ચિદ્દઘન કહેવાય છે. તેમાં તેનું પૂર્ણ સત્ય રહેલું છે. બીજી ઈચ્છાશક્તિ અને ત્રીજી ક્રિયાશક્તિ. તે શક્તિઓ તેના આનંદ માટે તેનામાં અવ્યક્ત રહેલ વસ્તુઓને વ્યક્ત કરે છે. તેથી મનોમય મનુષ્ય વિજ્ઞાનમય પુરૂષ થાય ત્યારે તેનામાં પણ આ ત્રણે શક્તિ આવવી જોઇએ. વિજ્ઞાનમાં મન જ્ઞાન સ્વરૂપ બને છે, પ્રાણ ઈચ્છાશક્તિ બને છે, અને શરીર ક્રિયાશક્તિ બને છે. જેમ મનુષ્યમાં મન પ્રમાણે પ્રાણ ચાલે છે અને પ્રાણ પ્રમાણે શરીર બંધાય છે, શરીરની ક્રિયા ચાલે છે તેમ વિજ્ઞાનમાં જ્ઞાન પ્રમાણે ઇચ્છા અને ઈચ્છા પ્રમાણે ક્રિયા થાય છે. ફક્ત મનોમય મનુષ્યમાં તે ત્રણ વિભકત હોવાથી અપૂર્ણ રહે છે. વિજ્ઞાનમયમાં તે અવિભકત હોવાથી પૂર્ણ આનંદ આપે છે. મન ચિદ્દઘન થવાથી સત્ય જીવન પ્રાપ્ત થાય છે. ચિદ્દઘનમાંથી એટલે સ્વભાવમાંથી જ બધા ભાવ ઉત્પન્ન થયા છે. આ ત્રણે શક્તિ પ્રાપ્ત કરવાના માર્ગને ઈશોપનિષદ્દમાં વ્યૂહ કહે છે ત્યાં મંત્ર આ પ્રમાણે કહે છે "હે સૂર્ય, તમે તમારાં કિરણ બરાબર ગોઠવો કે જેથી કલ્યાણતમ તમારૂં રૂપ હું જોઈ શકું." તે દશામાં પુરૂષ સોऽहम् નો અનુભવ કરતો પુરૂષોતમ થાય છે. પરબ્રહ્મનું અતીત સ્વરૂપ જોતો પુરૂષ તેની અંદર તેની સાથે તદ્દરૂપ થાય છે કારણ કે પુરૂષ મૂળ સ્વરૂપે પુરૂષોત્તમ જ છે. પુરૂષોત્તમનું જ્ઞાન, તેની ઈચ્છા, તેની ક્રિયાની સંપૂર્ણ શક્તિનો–તેજનો આનદ પુરૂષને વિજ્ઞાનમાં મળે છે.

વિજ્ઞાનનો ખાસ સ્વભાવ જ્ઞાન છે પણ તે માત્ર જ્ઞાન સ્વરૂપ નથી. દરેક ક્ષેત્રની માફક વિજ્ઞાનમય ક્ષેત્રમાં પણ સાત તત્ત્વ રહેલા છે.

જેમ મનુષ્યમાં મન પ્રધાન છે તેમ. મનથી જ મનુષ્ય પોતાનું અને બીજાનું સમસ્ત જીવન જુએ છે, મનથીજ નક્કી કરે છે, મનથી જણાય તેટલુંજ જીવન સત્ય હોય તેમ માને છે, તેનામાં પ્રાણ અને શરીર છે પણ પ્રાણ અને શરીર પણ જેટલી ખબર મનને આપે અને મનથી તેનો જેટલો ઉપયોગ થઇ શકે તેટલું જ સત્ય લાગે છે. પ્રાણ અને શરીર પણ મનથી ચલાવે છે. બધું મનોમય કરે છે. ઇશ્વર, સમષ્ટિજીવન વિગેરે જે મનથી ઉપરના ક્ષેત્ર છે, વિજ્ઞાન અને આનંદમય લોક કે જે મનથી છેટે છે તે જાણે હોય જ નહિ તેમ મનોમય પુરૂષ અથવા મનુષ્ય માને છે. વિજ્ઞાન અને આનંદ અથવા ઇશ્વરનો પણ મનથી જ અનુભવ થાય તો જ તે છે એમ માને છે.

તેવી જ રીતે વિજ્ઞાનમય પુરૂષનો સ્વભાવ સત્ય જ્ઞાન છે. તે દરેક વસ્તુનું સત્ય સ્વરૂપ જુએ છે. બધું વિજ્ઞાનથી નક્કી કરે છે. બધા વિજ્ઞાનના એટલે સત્યમૂર્ત્તિ સૂર્યના કિરણ હોય તેમ અનુભવે છે. વિજ્ઞાનમાં અદ્વૈતને અનુભવ થાય છે. બધું એક આત્મરૂપ वासुदेवं सर्व-એમ લાગે છે. અનેક પણ એકના જ રૂપ લાગે છે. તેથી વિજ્ઞાનમય પુરૂષ પોતાને સર્વમાં અને સર્વને પોતામાં જુએ છે તે પોતાના જ્ઞાનથી, પોતાની શક્તિથી પરિમિત થતો નથી એટલું જ નહિ: પણ પોતે અનંત સ્વરૂપ છે, ચિદ્દ્ઘન છે. જગત્ પોતામાં છે એવો અનુભવ એને સ્વાભાવિક થાય છે. મનોમય મનુષ્યની માફક જેમ સંસારનું બંધન સ્વાભાવિક લાગે છે તેમ વિજ્ઞાનમય પુરૂષને સંસારથી પોતે મુક્ત છે એ અનુભવ સ્વાભાવિક લાગે છે. તેથી વિજ્ઞાનક્ષેત્રમાં જવા માટે પહેલાં અહંકાર નિર્મૂળ કરવો જોઇએ. જ્યાં સુધી

આપણું જીવન જરા પણ અહંકારી હોય ત્યાં સુધી વિજ્ઞાન પ્રાપ્ત કરવાની આશા રાખવી ફોકટ છે. જરા પણ અહંકારી વિચાર, અહંકારી ક્રિયા, અહંકારી ઇચ્છા થઇ કે તરત વિજ્ઞાનમય ક્ષેત્રમાંથી ચ્યુત થઇ મનોમય ક્ષેત્ર-મનુષ્યભાવમાં આવી પડાય છે. અદ્વૈત અનુભવથી સર્વાત્મભાવ પ્રાપ્ત થાય, તે સ્વભાવ નિત્ય રહે તેવી દ્રઢતા થાય તો જ વિજ્ઞાનમાં રહી શકાય છે આપણું સમસ્ત જીવન સર્વ જીવન સાથે એક થવું જોઇએ. સર્વનુ જ્ઞાન, સર્વની ઇચ્છા, સર્વની ક્રિયા આપણી લાગે એટલે કે સર્વનું મન આપણું થાય, સર્વનો પ્રાણ આપણો થાય, સર્વનાં શરીર આપણાં થાય ત્યારે જ વિજ્ઞાનમાં સ્થિર થઇ સ્થિત પ્રજ્ઞ દશા પ્રાપ્ત થાય છે, આપણે સર્વના આત્મા આપણો કરવો જોઇએ

જ્યાં સુધી આપણને આપણાં મન, પ્રાણ અને શરીરનો અહંકાર રહે ત્યાં સુધી આવો સર્વાત્મભાવ થવાને સભવ નથી. તે અનુભવ માટે મનની ઉપર વિજ્ઞાનમાં કાંઇક ચડવું જોઇએ. તે વખતે આપણા વિચારનું સ્થાન મન અને આપણી લાગણીનું સ્થાન હૃદય રહેશે નહિ. આપણા વિચાર, આપણા મનની ઉપરના ક્ષેત્રમાં નવ રૂપમાં ચાલે છે. આપણે આપણા શરીરમાં રહીએ છીએ એવુ લાગતું નથી પણ હૃદયની ઉપરના ક્ષેત્રમાં શરીરના માલેક ઇશ્વર છે એમ લાગે છે. આપણું ચિત્ પણ સ્થૂળ ભાવ છોડી સૂક્ષ્મ થાય છે. આગળના રૂષિઓ કહેતા હતા કે આત્મા શરીરમાં નથી પણ શરીર આત્મામાં છે, આત્માથી છે, તેનો અનુભવ થાય છે. મનમાં, મનથી, વિચાર આવતો નથી. મનની ઉપરના ક્ષેત્રમાંથી સત્ય વિચાર આવે છે. મન ફકત ઉપરના વિજ્ઞાનમય ક્ષેત્રમાંથી આવતા વિચારનુ કાર્ય ક્ષેત્ર-સાધન બને છે. વિજ્ઞાનમાંથી જ બધા વિચાર ઉત્પન્ન થાય છે.

વિજ્ઞાનનું ક્ષેત્ર વિશાળ છે, સ્વતંત્ર છે. પરતંત્ર નથી. ત્યાં ચિત્ અનંત દિશામાં જઈ શકે છે અને વ્યક્તિ તરીકેના આપણા અનુભવ માટે જ ચિત્ પોતાનું કેન્દ્ર (Centre) આપણામાં રાખે છે. આપણું ચિત્ સર્વાત્મભાવ પ્રાપ્ત કરે છે, સમષ્ટિ સ્વરૂપ થાય છે, સમષ્ટિ ઇચ્છાનુસાર ચાલે છે. તે સચ્ચિદાનંદનું જ ચિત્ બને છે. ફક્ત વ્યક્તિ તરીકેના અનુભવ માટે પોતાનું કેન્દ્ર આપણામાં રાખે છે. જેને આપણે જીવ કહીએ છીએ તે દશા ત્યાં નથી. તે દશા આપણા સામાન્ય જીવનથી એટલી બધી અતીત છે કે માત્ર મન અથવા બુદ્ધિથી તેનો વિચાર કરીએ તો એમ જ લાગે કે તેવી દશા બને જ નહિ છતાં મન પણ વિજ્ઞાનથી ઘણું શુદ્ધ થાય છે, તે શાંત થાય છે, સ્વતંત્ર થાય છે, તેજસ્વી, શક્તિમાન થાય છે. ત્યાં જ્ઞાન ઇચ્છા અને ક્રિયા એક બીજાને અનુકૂળ થાય છે કારણ કે શુદ્ધ મન વિજ્ઞાનમાં સહેલથી જઈ શકે છે. વિજ્ઞાનમાં મન સ્થિતપ્રજ્ઞ થાય છે.

આપણે સચ્ચિદાનંદના અનંત સ્વરૂપનો અનુભવ લેવા માટે વિજ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ તેથી જ્યાં સુધી આપણે અંતવાળી વસ્તુઓમાં રહીએ છીએ ત્યાં સુધી આપણને વિજ્ઞાનના ક્ષેત્રની ખબર પડતી નથી. વળી આપણે તે અનત સ્વરુપનો સ્વભાવ આપણો સ્વભાવ થાય તેમ કરવાનું છે. તે સાની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનુ કારણ છે. આ અનંત સ્વરૂપ માત્ર દેશદૃષ્ટિએ અનન્ત છે એમ નથી. વસ્તુ અગ્ન કાળ પણ તેને પરિચ્છિન્ન કરી શકતાં નથી. વિજ્ઞાનથી આપણું વિભક્ત જીવન (અહંકાર છોડી) અવિભક્ત કરવું જોઇએ. પછી અવિભક્તમાં વ્યાપી તેની

વિશાળતા પ્રાપ્ત કરવી જોઇએ. ત્યાં આપણાં શરીરને, આપણા પ્રાણને અને આપણાં મનને નવી શકિત પ્રાપ્ત થાય છે. જેટલું આપણું ચિત્ ઉત્કૃષ્ટ થાય છે તેટલા આપણા વિચાર, આપણી ઇચ્છા, આપણી ક્રિયા ઉત્કૃષ્ટ થાય છે. તેથી મનુષ્યને જેમ મન પોતાનો સામાન્ય સ્વભાવ છે તેમ વિજ્ઞાનમય પુરૂષે વિજ્ઞાનને પોતાનો સામાન્ય સ્વભાવ કરવો જોઇએ. ભગવાન પતંજલી પોતાના યોગસૂત્રમાં કહે છે કે પુરૂષ સંયમ પ્રાપ્ત કરી જે જે વસ્તુ ઉપર સંયમ કરે છે તે તે વસ્તુનું તેને સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે. વિજ્ઞાનમાં સંયમ કરવાની જરૂર રહેતી નથી કારણ કે જે જે વસ્તુનું જ્ઞાન સંયમ કરવાથી મળે છે તે વિજ્ઞાનમાં નિત્ય પ્રાપ્ત રહે છે. સંયમ એ વિજ્ઞાનનો સહજ સ્વભાવ બની જાય છે, વિજ્ઞાન જ સત્ય છે, ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે, देवानाम् अदब्धानि व्रतानि.

જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા એ એક જ ચિત્‌ની શકિત છે. આપણા મનની અંદર તે વિભકત પામેલ છે. પહેલાં વિચાર આવે છે, પછી ઇચ્છા થાય છે અથવા પહેલાં ઇચ્છા થાય છે પછી વિચાર આવે છે. એક બીજાને અનુકૂળ થતા નથી. વળી જીવની ઇચ્છા અને પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ પણ કામ કરવા મહેનત કરે છે. વિજ્ઞાનમાં સત્ય જ્ઞાન નિત્ય પ્રાપ્ત હોવાથી, તેના અનુસાર ઇચ્છા થાય છે અને તેથી બન્ને સાથે કામ કરે છે. ત્યાં સમષ્ટિની ઇચ્છા તે જ વ્યકિતની ઇચ્છા બને છે, વિજ્ઞાનમાં આપણા બધા મનોરથ શુદ્ધ થઇ સત્યનિષ્ઠ થાય છે, ત્યાં કામનાઓ રહેતી નથી, આસકિત હોતી નથી કારણ કે આપણને કાંઇ જોઇતું નથી અને તેથી ન મળેલ વસ્તુ માટે ચિંતા થતી નથી. વિજ્ઞાનમાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા સત્યને આશ્રયે

ચાલતા હોવાથી પાપ થતું નથી કારણ કે પાપ એ માત્ર અજ્ઞાનનું, આસક્તિનું, કામનાઓનું પરિણામ છે.

જ્યારે કામના જતી રહે છે ત્યારે અંદરનો બધો પરિતાપ શાંત થાય છે. વિજ્ઞાન આપણા જ્ઞાનને, આપણી ઈચ્છાને નવી શક્તિ આપે છે એટલું જ નહિં પણ આપણી ક્રિયા, આપણું સુખ ફેરવી, તેને સચ્ચિદાનંદના આનંદ રૂપ કરે છે. જ્ઞાન ઈચ્છા અને ક્રિયા જેમ ચિતનો સ્વભાવ છે તેમ આનંદ પણ ચિતનો જ સ્વભાવ છે. ચિતની દરેક શક્તિઓ પોતાના આનંદ માટે પોતપોતામાં રાસ રમે છે. જ્યારે ચિતની શક્તિઓ મન પ્રાણ અને શરીરમાં વિભક્ત થઈ જાય છે ત્યારે સુખ દુઃખ ઉત્પન્ન થાય છે. ત્યાં તે સ્વતંત્ર થઈ એક થઈ કામ કરી શકતી નથી. જ્ઞાન પ્રમાણે ઈચ્છા થતી નથી અથવા ઈચ્છા પ્રમાણે જ્ઞાન થતું નથી. ઈચ્છા પ્રમાણે ક્રિયા પણ થતી નથી. વિજ્ઞાનમાં સર્વ શક્તિ સત્યને આધારે નિયમસર વર્તે છે તેથી જ આનંદ કરે છે અને આનંદ આપે છે. જે ન જાણવાથી દુઃખ થતું હતું તેનું ત્યાં જ્ઞાન થવાથી દુઃખ જતું રહે છે, કારણ કે વિજ્ઞાનમાં આપણે પ્રભુનો સ્વભાવ, પ્રભુતા પ્રાપ્ત કરીએ છીએ. ત્યાં સત્ય જ્ઞાનથી સત્ય ક્રિયા થાય છે તેથી ત્યાં આનંદ નિત્ય પ્રાપ્ત રહે છે.

તેથી વિજ્ઞાનમય પુરૂષ સર્વ પ્રકારે, મન, પ્રાણ અને શરીરથી ઘણા ઉત્તમ ક્ષેત્રમાં જઈ ચિતની શક્તિઓનો પ્રભુ બની આનંદ લે છે. ત્યાં સર્વાત્મભાવ સ્વાભાવિક રહે છે. જીવ ભાવ અને અહંકારથી મુક્ત રહે છે કારણ કે ત્યાં ઉત્તમ સત્ ઉત્તમ ચિત્ ઉત્તમ આનંદ પ્રાપ્ત થાય છે. તે સચ્ચિદાનંદના

સ્વરૂપમાં અને સ્વભાવમાં રમે છે. યોગ માર્ગમાં જેને સિદ્ધિઓ કહે છે તે નિત્ય પ્રાપ્ત થાય છે. યુરોપમાં જેને દૈવી શક્તિ (Occult powers) કહે છે, તે તેનામાં વસે છે. જે શક્તિથી સામાન્ય ભક્ત ગભરાય છે, જેને યોગી વિઘ્નરૂપ ગણે છે, જે સત્યનો માર્ગ ચુકાવનાર મનાય છે તે શક્તિઓ વિઘ્નરૂપ થવાનું મુખ્ય કારણ એ છે કે તે અહંકારના સંતોષ માટે શોધાય છે અને સ્વાર્થને માટે વપરાય છે વિજ્ઞાનમાં તે શક્તિ નથી વિઘ્નકર્તા સિદ્ધિ કે નથી દૈવીશક્તિ વિજ્ઞાનમય પુરૂષમાં તે શક્તિ સ્વભાવિક આવે છે. વિજ્ઞાનમય પુરૂષ ઉત્તમ પુરૂષ છે, પુરૂષોત્તમ છે તેથી તેનો સ્વભાવ પુરૂષોત્તમના સ્વભાવ જેવો જ થાય છે. પુરૂષનો સ્વભાવ પુરૂષોત્તમના સ્વભાવ જેવો થાય ત્યારે તે સત્યનો માર્ગ ચુકાવતો નથી. તે પ્રભુ થાય છે અને પ્રભુનો સ્વભાવ પ્રભુને વિઘ્નકર્તા થતો નથી કારણ કે ત્યાં પુરૂષ પુરૂષ નથી, એટલે પુરૂષને પુરૂષનો અહંકાર નથી. ત્યાં પુરૂષ પુરૂષોત્તમ છે. પુરૂષોત્તમની પરા પ્રકૃતિ ઉત્તમ પુરૂષનો સ્વભાવ છે. ત્યાં આત્મા પરમ-આત્મા થાય છે અને તેથી સર્વ-આત્મા થાય છે. સર્વમાં રમે છે. અનેક જીવ રૂપે પણ આનંદ લે છે પણ પ્રભુની ચિત્ શક્તિ—પરા પ્રકૃતિ અથવા વિજ્ઞાનથી આનંદ લે છે તેથી તે શક્તિ વિઘ્નરૂપ થતી નથી.

પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે ખરો સંબંધ શું છે તે વિજ્ઞાનમાં ખબર પડે છે. ત્યાં પ્રકૃતિ પુરૂષની જ શક્તિ છે એમ અનુભવ થાય છે અને પુરૂષોત્તમનું સ્વરૂપ અને તેનો સ્વભાવ સ્પષ્ટ થાય છે. બધી ક્રિયા તેની જ લાગે છે. ત્યાં જીવ એમ કહેતો નથી કે હું એ વિચાર કરૂં છું, હું ઈચ્છા કરૂં છું, હું ક્રિયા કરૂં છું, મને લાગણી

થાય છે. ઉત્તમ સાધક કે જેને પૂર્ણ જ્ઞાન થયું ન હોય તેની માફક એમ પણ કહેતો નથી કે 'હે પ્રભુ મારા હૃદયમાં જેમ તમે આજ્ઞા કરો છો તેમ હું કરૂં છું.' કારણ કે વિજ્ઞાનમાં હૃદય અને મન ચિંતનાં ક્ષેત્ર નથી પણ માત્ર સાધન છે. ઉલટું તેને પ્રભુનું સ્વરૂપ ઘણું અતીત લાગે છે. પુરૂષોત્તમ સર્વના અધિષ્ઠાતા લાગે છે, સર્વ ક્રિયાના નિયંતા લાગે છે. ઉત્તમ પુરૂષ પોતાને પુરૂષોત્તમ જાણે છે. પોતાને પરાર્ધ-પરમેશ્વર પાર્વતી સ્વરૂપ જાણે છે. તે હિંમતથી નિઃશંક કહે છે, કે "મારા દેખાતા વ્યક્તિજીવનમાં પુરૂષોત્તમ પોતાની પ્રકૃતિથી જ્ઞાન ઉત્પન્ન કરે છે, ક્રિયા કરે છે, પ્રેમ કરે છે, આનંદ કરે છે. અને પોતાના ઉત્તમ ભાવથી ત્યાં પોતાની અનેક પ્રકારની લીલા પૂર્ણ કરે છે કારણ કે તેવો અનેક પ્રકારનો આનંદ લેવો તે તેનો સ્વભાવ છે."

વિજ્ઞાનમય ક્ષેત્રમાં ચઢી વિજ્ઞાન પ્રાપ્ત કરવાથી મનુષ્યજીવન ઘણું ઉત્કૃષ્ટ થાય છે. તેનું તેજ વધે છે, તેની શક્તિ વધે છે, ને તેનો આનંદ વધે છે કે જે સામાન્ય મનોમય મનુષ્યની દૃષ્ટિએ પરિપૂર્ણતા મનાય છે. તે મનની દૃષ્ટિએ ઘણું ઉત્તમ ક્ષેત્ર છે કારણ કે મનથી લીધેલ આધ્યાત્મિક અનુભવ ગમે તેવો સારો હોય તો પણ તે એકદેશી રહે છે. વિજ્ઞાનથી મળતી જ્ઞાનશક્તિ તે પણ છેવટની દશા નથી. વિજ્ઞાનની મદદથી વિજ્ઞાનથી ઉત્તમ અને સર્વ ક્ષેત્રોથી ઉત્તમ આનંદમય ક્ષેત્રનો અનુભવ લઈ શકાય છે. કારણ કે ઉપનિષદ્ કહે છે કે વિજ્ઞાન પોતાનું કર્યા પછી અને તેની મદદથી નીચેના ક્ષેત્રોને નવું રૂપ આપ્યા પછી આનંદમય* થવું જોઈએ. ત્યાં આત્માનુભવ પૂર્ણ થાય છે. આનંદ

* આનંદમય ક્ષેત્ર સત્ ચિત્ અને આનંદ એ ત્રણ તત્વનું છે.

આત્માનો ખાસ સ્વભાવ છે ત્યાં તે પોતાના શુદ્ધ સ્વરૂપમાં શુદ્ધ જ્ઞાનમાં, અનંત શક્તિવાન્ માલુમ પડે છે તેથી આ અનંત અપરિમિત અનહદ આનંદલોક જીવને પ્રાપ્ત થાય તે વખતે તેનો પુરૂષાર્થ પરિપૂર્ણ થાય છે. તે સર્વ પ્રકારે મુક્ત થાય છે. આ આનંદ નીચેના ક્ષેત્રોમાં પણ મળી શકે છે કે જ્યાં પુરૂષ પોતાની વિવિધ પ્રકારની પ્રકૃતિ સાથે રમે છે. શરીરમાં, પ્રાણમાં, મનમાં અને વિજ્ઞાનમાં પણ આનંદ રહેલ છે કારણ કે સાતે તત્વના દરેક તત્વમાં બાકીના ૭ રહેલા જ છે. અન્નમય કોશમાં દેહાભિમાની તમોગુણી પુરૂષ પણ પોતાના વ્યક્તિદેહનું અભિમાન મુકી સમષ્ટિ દેહનુ અભિમાન કરવાથી સચ્ચિદાનંદના સમસ્ત શરીરનો આનંદ લઈ શકે છે. ત્યાં તે જડવત્ લાગે છે અથવા બાલવત્ થાય છે. ત્યા ઉત્તમ જ્ઞાન અને ઉત્તમ આનદ કે જે ઉત્તમ ક્ષેત્રમાં મળે છે તે સ્પષ્ટ નથી. ત્યાં પુરૂષ પ્રકૃતિને તાબે કરી રહેતો નથી. તેવી જ રીતે પ્રાણમયકોશનો અભિમાની રજોગુણી પુરૂષ પોતાના પ્રાણનું અભિમાન મુકી જગતના પ્રાણનું અભિમાન રાખી જગતના પ્રાણ પોતાના કરે તો તેથી પણ તેનો આનંદ વધી શકે છે. ત્યા તેની દશા ઉન્મત્તવત્ અથવા પિશાચવત્ થાય છે. ત્યાં પણ પ્રકૃતિ તેની સત્તામાં આવતી નથી. તેવી જ રીતે મનોમય મનનો અભિમાની સાત્વિક પુરૂષ પોતાના મનનું અભિમાન મુકી સમષ્ટિમનનું અભિમાન રાખીને તેનો આનંદ વધારી શકે છે. જેને આપણે સાધુ પુરૂષ કહીએ છીએ તેવો તે શુદ્ધ સત્વગુણી મહાત્મા થાય છે વળી મનોમય પુરૂષ પ્રાણમય અને અન્નમય પુરૂષના જેવો પોતાનો વિકાસ પણ કરી શકે છે અને સમષ્ટિ-પ્રાણ અને સમષ્ટિશરીરમાં પોતે વ્યાપી શકે છે. એટલે કે જડવત્

બાલવત્, ઉન્મત્તવત્ અને પિશાચવત્ પણ થઈ શકે છે કારણ કે ત્યાં સુધી તેનો વિકાસ થયેલ છે. મન સુધી પણ પ્રકૃતિ ઉપર પુરૂષની સત્તા ચાલતી નથી પણ મનોમય પુરૂષ શુદ્ધ થઈ વિજ્ઞાનમયમાં જવાને અધિકારી થાય છે કે જ્યાં અન્નમય અને પ્રાણમય પુરૂષ પહોંચી શકતા નથી. મનોમય પોતાનું જીવન સારૂં કરી શકે છે, અંતરના અનંત સ્વરૂપ અને બહારના અંતવત્ રૂપની સામ્યતા કરી શકે છે પણ તે તે અંતરાત્માની સત્તા તેની શક્તિનો આનંદ લઈ તેનો ઉપયોગ કરી શકતો નથી. છતાં સમષ્ટિ મનના અભિમાની પુરૂષને સંતોષ રહે છે કારણ કે તેના કર્મની બધી જવાબદારી તેના હૃદયમાં રહેલ પ્રભુ સંભાળી લે છે.

વિજ્ઞાનમય પુરૂષ પ્રકૃતિથી સ્વતંત્ર થાય છે. જ્ઞાનમા, ઇચ્છામાં, આનંદમાં સ્વતંત્ર થાય છે. અમૃતપાન કરી અમર થાય છે. ત્યાં પુરૂષની પ્રકૃતિ ઉપર સત્તા જામે છે. ત્યાં તેને તેના મૂળ સ્વ–ભાવની ખબર પડે છે. કારણ કે મન પ્રાણ અને શરીર સુધી તે પોતામાં પ્રભુને અને પોતાને પ્રભુમાં શોધતો હતો. તે વિજ્ઞાનમાં સ્વતંત્ર પ્રભુસ્વરૂપ મનુષ્ય શરીરમાં પ્રાપ્ત કરે છે તેથી વિજ્ઞાનમય પુરૂષ પ્રકૃતિને માત્ર અનુમતિ આપતો નથી પણ તેના ઉપર પોતાની પૂર્ણ સત્તા રાખે છે. વિજ્ઞાનમાં પુરૂષ અને પ્રકૃતિ જુદા તત્ત્વ તરીકે રહી શકતાં નથી. પ્રકૃતિ પુરૂષની શક્તિ લાગે છે. ત્યાં હરિ–ગૌરી એક થાય છે. ઈશ્વર અને તેની શક્તિ એક લાગે છે. વિજ્ઞાનમય પુરૂષ અનંત સચ્ચિદાનંદ સ્વરૂપમાં લય થતો નથી પણ તેને તે સ્વરૂપ પોતાનું થાય છે. તેની ક્રિયા અનિયમિત થતી નથી પણ પૂર્ણ સ્વતંત્ર અને નિયમિત ચાલે છે કારણ કે નીચે= ક્ષેત્રમાં તે

પ્રકૃતિને વશ રહેવાથી તેની ક્રિયા અંતવત્ વસ્તુના સ્વભાવ પ્રમાણે થતી હતી. તે વખતે જો ત્યાં અનંત સ્વરૂપમાં લય થવાની ઇચ્છા થાય તો તેને જે પ્રાપ્ત હોય તે ખોઈ બેસવાનો સંભવ છે કારણુ કે ત્યાં જીવ પ્રકૃતિની ગતિ અનુસાર ચાલે છે. ત્યાં જીવ પ્રકૃતિરૂપ થઇ જાય છે. બીજી તરફ, જો તે જ પુરૂષ સ્વતંત્ર પરમ તત્ત્વથી પોતાનું જીવન ચલાવવા ઇચ્છે, તેવું જીવન શોધે, તેની સત્તા પોતાની કરી પોતાના કર્મનો નિયંતા થવા ઇચ્છે તો તે વિજ્ઞાનમય ક્ષેત્રમાં જ બની શકે છે. ત્યાં જ પોતે પ્રકૃતિનો સ્વામી થાય છે. કારણુ કે ત્યાં ઇચ્છા અને ક્રિયા સમ્યક્‌જ્ઞાનને આધીન થાય છે. તેના જ સ્વભાવ બને છે. તે જ્ઞાન માત્ર સાક્ષિભૂત, સ્થિર નથી પણ સમગ્ર ઐશ્વર્યવાળું, સત્તાવાળું છે. દરેક ઇચ્છામાં દરેક ક્રિયામાં તે પૂર્ણ સત્તાવાળુ હોય છે.

વિજ્ઞાન મેળવવા માટે નીચેના ક્ષેત્ર તદ્દન છોડી દેવા પડતાં નથી પણુ વિજ્ઞાનનો અનુભવ થાય તેમ ફેરવવા પડે છે. વિજ્ઞાનમય પુરૂષ બાળક છે પણુ તે રાજાનું બાળક છે. તેના સામ્રાજયમાં તારા, ચંદ્ર, સૂર્ય અને પૃથ્વીઓ તેનાં રમકડાં છે, અને તેનો સ્વભાવ તેની દિવ્ય શક્તિ, તેની પ્રકૃતિ, તેને રમવાનો બાગ છે. તે પ્રભુના શાંત સ્વરૂપની શાંતિ પણુ ભોગવે છે. પ્રકૃતિથી તાબે થયેલ તામસિક મનુષ્યના જેવો પથ્થર જેવો શાંત થતો નથી પણુ પ્રભુના આનંદમાં મસ્ત થઈ, પ્રકૃતિનો અવિભક્ત આનંદ લે છે. સૂર્ય જેમ પોતે પોતાનું તેજ પોતાની શક્તિથી પોતાના આનંદ માટે ફેલાવે છે તેવી વિજ્ઞાનમય પુરૂષની સ્થિતિ થાય છે. તેનુ ગાંડપણુ પ્રભુની શક્તિથી મળતી સ્વતંત્રતા અને જ્ઞાનનો ઉભરો છે. તે બુદ્ધિથી પણુ

પર છે તેથી જેને તે સ્થિતિની ખબર નથી તેને તે મહા મૂર્ખ લાગે છે. છતાં આવી ગાંડાઈ જગતના સ્વામીમાં છે કે જે સમજવાની મનુષ્યબુદ્ધિમાં શક્તિ નથી. તે તેની શક્તિઓની રાસલીલા છે પણ ત્યાં તે શક્તિઓના સ્વામી ઉત્તમ પુરૂષ અથવા-શ્રીકૃષ્ણ તેઓને પોતાના હાથમાં રાખી પોતે એક છતાં એકરૂપ છોડયા વગર અનેક રૂપે અનેક પ્રકારે તેઓની સાથે રાસ રમે છે. વિજ્ઞાનમય પુરૂષ સામાન્ય મનુષ્યસ્વભાવ પ્રમાણે વર્તવા બંધાયેલ નથી. મનુષ્ય તો જેવા સંજોગો તે પ્રમાણે દ્વંદ્વમાં રહે છે અને પરિણામ પામે છે, પોતે રખેને ખાડામાં પડી જાય, કાંઈ ભૂલ કરે, તેવી બીકથી ધ્રુજતો ધ્રુજતો જીવે છે. વિજ્ઞાનમય દ્વંદ્વાતીય છે. બધા સંજોગોથી સ્વતંત્ર છે, નિર્ભય છે. પ્રકૃતિ ઉપર સત્તા રાખી તેને નચાવે છે અને કોઈ વખત પ્રકૃતિથી વિરૂદ્ધ થઇ તેને માર પણ મારે છે પણ તે સર્વ સત્યને આધારે કરે છે. જ્ઞાન, પ્રેમ, ઐકય અને આનંદ એ પોતાનાં કરી સર્વ પ્રકારે સ્વતંત્ર થાય છે. તે સ્થિતિ ગુણાતીત છે, સંશયાત્મક મનને સમજાય તેવી નથી. તેથી તે બધા ભાવથી પર-ભાવાતીત કહેવાય છે. આવી સ્થિતિ જો પૂર્ણ કહીએ તો પછી વિજ્ઞાન અને આનંદ એ બે વચ્ચે શું ફેર છે ? તે બન્નેના સ્વરૂપમાં ફેર નથી પણ તેની સ્થિતિમાં ફેર છે. આનંદ સર્વ ક્ષેત્રમાં છે કારણ કે તે સર્વત્ર છે અને એવો ને એવો જ છે પણ નીચેના વિભક્ત ક્ષેત્રમાં વિભકતવત્ થઇ જવાથી તે જેવો છે તેવો મળતો નથી. તેની મન, પ્રાણ અને શરીર સાથે ભેળસેળ થવાથી તે પાણીવાળું દુધ હોય તેવો મિશ્રિત જણાય છે. વિજ્ઞાન ચિદ્‌ઘન છે. તેથી આનંદપૂર્ણ જેવો છે તેવો ત્યાં મળે છે તેથી જ્યારે વિજ્ઞાનમય પુરૂષ આનંદમાં

મળી જાય છે ત્યારે જીવ છેલ્લી સ્થિતિ પ્રાપ્ત કરી પૂર્ણ મુક્ત થાય છે. વિજ્ઞાનમાં આનંદ છે. આનંદથી જ વિજ્ઞાન મળે છે, ક્રિયામાં વિજ્ઞાનને આનંદની જ ક્રિયા લાગે છે. વિજ્ઞાન સચ્ચિદાનંદની જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિ છે. આનંદદાયક પ્રકૃતિ-પુરૂષ છે. પણ આનંદમય ક્ષેત્રમાં જ્ઞાન પૂર્ણ શુદ્ધ થાય છે, શક્તિ બધા ભાવથી અતીત થાય છે. જ્ઞાન અને શક્તિ બન્ને આનંદમયતામાં પૂર્ણ રસમય થાય છે. વિજ્ઞાનનો જે આશ્રય છે તે આનંદનું સ્વતંત્ર ક્ષેત્ર છે. વિજ્ઞાનમય ક્ષેત્રમાં વિજ્ઞાન પ્રધાન અને આનંદમય ક્ષેત્રમાં આનંદ પ્રધાન છે એટલો જ ફેર છે. તે સીવાય બન્નેમાં બન્ને છે.

વિજ્ઞાનમાંથી આનંદમય ક્ષેત્રમાં જવાથી અદ્વૈતાનુભવ પૂર્ણ થાય છે. સર્વાનંદભાવ પ્રાપ્ત થાય છે. સર્વાનંદની એકતા થાય છે. તે આનંદઘન સ્થિતિ પ્રાપ્ત કરવાનું સાધન ચિદ્‌ઘન અથવા વિજ્ઞાન છે. ચિદ્‌ઘન એ છેવટની દશા નથી. વિજ્ઞાનમય પુરૂષ પોતાના અનંત સ્વરૂપને જાણે છે તેમાં રહે છે પણ તે સમષ્ટિ સ્વરૂપના વ્યક્તિરૂપ તરીકે રહે છે. તેને બધા પોતાના લાગે છે તો પણ બધાનો આનંદ લેવા જેટલો બધાથી જુદો રહે છે. તે જુદાપણુ મનોમય ક્ષેત્રમાં વધી જાય છે અને પ્રાણમય કોશમાં અતિશય વધી અહંકાર બની જાય છે. ઉત્તમમાં ઉત્તમ વિજ્ઞાન પણ પોતાની ઇચ્છાની, પોતાના તેજની હદ બાંધે છે. તેજઃપુંજ થાય છે. પણ આનદમયમાં બધું ઉલટું ફરી જાય છે. ત્યાં વિજ્ઞાનનું કેન્દ્ર, વ્યક્તિભાવ, જતો રહે છે. આનંદ આત્મા પરમાત્મા-પોતે જ છે. તેને પોતાના આનંદ માટે કોઈ જગ્યાની, કોઇ રૂપની, કોઈ ભાવની. જરૂર નથી. તેનાં સુદર્શન ચક્રને કેન્દ્ર નથો, ધરી નથી, પરિધ નથી, વ્યાસ નથી. આનંદમય આત્મા પોતાને સર્વત્ર

જુએ છે. સર્વત્ર અનુભવે છે. તેને કોઈ લોકની કોઈ ક્ષેત્રની કે કોઇ મહેલની જરૂર નથી તે અનિકેત થઇ રહે છે. અથવા સર્વ લોક તેના છે. તે પોતાના મહિમામાં રહે છે અથવા સર્વ મહિમા તેનો છે. તેની ઈચ્છા થાય ત્યારે સર્વ વસ્તુ તેને રમવાના મહેલ બની જાય છે. બધા આત્માનો આનન્દ પોતાનો જ લાગે છે. બધા કર્મનો આનન્દ પોતાનો જ લાગે છે. ત્યાં એક રૂપે મળતો આનન્દ પરમ આનન્દ છે. ત્યાંનું જીવન કેવું આનન્દઘન છે તે જ્ઞાનથી જણાતું નથી કારણ કે ત્યાં આનન્દઘન હોવાથી જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય જતા રહી એક આનન્દ સ્વરૂપ થાય છે. જેને આપણે જ્ઞાન કહીએ છીએ તેની ત્યાં જરૂર નથી, બધું જ્ઞાન આનન્દરૂપ થાય છે. બધી શકિત આનન્દમય થાય છે, બધા નામ રૂપ અને ક્રિયા આનન્દથી ચાલે છે. આવા પરમ સત્યથી ઉત્તમ આનન્દમય પુરૂષ આનન્દઘન પુરૂષોત્તમ થઇ જાય છે. જીવ રૂપે મનોમય ક્ષેત્રમાં તેથી વિરૂદ્ધ ભાવ દેખાય છે. આનન્દમાં તે પોતાના મૂળ સ્વભાવને પ્રાપ્ત થાય છે.

ત્યાં પુરૂષપણું રહે છે, તેનો લય થતો નથી. દરેક ક્ષેત્રનો ધર્મ સમાન છે. ત્યાં પોતાની ઈચ્છા હોય તો સમાધિસ્થ થઇ-શાંત થઇ આનન્દ લે છે અથવા ક્રિયા કરતો આનન્દ ભોગવે છે કારણ કે આનન્દમય ક્ષેત્રને હિંદુ ધર્મશાસ્ત્રમાં આનન્દલોક, બ્રહ્મલોક, વૈકુંઠલોક, ગોલોક વિગેરે કહે છે અથવા આનન્દમય પુરૂષ નીચેના ક્ષેત્રમાં તે આનન્દના તેજ અને શકિત સાથે અવતરે છે. આનન્દમય પુરૂષ અથવા પરમાનન્દ-પુરૂષે તમં જગતમાં ન આવી શકે તેવો પરતંત્ર રહેતો નથી. ઉલટું ઉપનિષદમાં કહે છે કે આનન્દથી જ સર્વની ઉત્પત્તિ છે; તેથી તેને વેદમાં જનલોક પણ કહે છે. તેમાં જે પરમ સત્ય રહેલ છે તે વિજ્ઞાન વ્યકત કરે છે અને પોતાની

ઇચ્છાથી તે પરિમિત્ત કરે છે પણ આનંદ લોકમાં બધા પરતંત્ર ધર્મ જતા રહે છે. ત્યાં પૂર્ણ સ્વતંત્રતા છે. તે બધા ધર્મથી અતીત છે. બધા ધર્મનો—બધી શક્તિનો એક સ્વરૂપે આનદ લે છે. ગુણાતીત થઇ અનંત ગુણોનો આનન્દ લે છે. નામ અને રૂપથી અતીત થઇ અનેક નામ અને રૂપનો આનન્દ લે છે. તે પરમ આનન્દઘન છે કે જેને સર્વાત્મ ભાવ પ્રાપ્ત છતાં સર્વાતીત ભાવ પણ રહે છે. તેથી પુરૂષ આનન્દમાં પુરૂષોત્તમ થઇ આનંદઘન થાય છે. જે આનંદ પરમાનંદ છે તે આપણા મનની કલ્પનાથી વધતો નથી, ઘટતો નથી. તે વસ્તુતંત્ર છે, પરતંત્ર નથી. ગમે તેવા દૃષ્ટાંતથી સમજાવીએ તો પણ તે દૃષ્ટાંત તે આનંદને બરાબર મળતું આવશે નહિં કારણ કે જે વસ્તુ દૃષ્ટાંતથી સમજાવીએ તે વસ્તુ પ્રાપ્ત થયે તેનાથી કાંઇક જુદી હોય તેવી લાગે છે તેથી આ પરમ વસ્તુનું રહસ્ય પણ સર્વ વસ્તુની, સર્વ દૃષ્ટાંતની અપેક્ષા મુકી નિરપેક્ષ થઈ અનુભવ કરીએ ત્યારે જ ખબર પડે છે.

આપણા સામાન્ય ભાવથી ઉત્કૃષ્ટ પામી એવા ઉત્તમ ભાવની પ્રાપ્તિ વખતે તેના આનન્દથી આપણે એટલા બધા ખેંચાઈ જઇએ છીએ કે આપણને આપણું વર્તમાન જીવન છોડી દેવું ગમે છે તેથી નીચેના ક્ષેત્રોને માયામય મિથ્યા માની તેનો તિરસ્કાર કરીએ છીએ. આપણે જ ઉત્તમ આનન્દમાં લય થઇ નિર્વાણ પ્રાપ્ત કરીએ તો ઠીક એવી ઉત્કંઠા રહે છે. પણ ખરો લય, ખરૂં નિર્વાણ ત્યારે જ મળે છે કે જ્યારે સર્વ પ્રકારનાં બંધનથી છૂટાય છે. નિર્વાણ મેળવવાની તેમ જ મનુષ્યજીવનથી છુટવાની બન્ને પ્રકારની ઇચ્છા પણ જતી રહેવી જોઇએ. વળી અંતે ખબર પડે છે કે આનન્દ નીચેના બધા ક્ષેત્રની ઉત્પત્તિનું

કારણ છે, એટલું જ નહિં પણ તે બધાને પોતામાં રાખે છે અને પોતે બધામાં રહે છે. તેવા પ્રકારની મુક્તિથી જ સર્વ ક્ષેત્ર સર્વ લોક પોતાના કરવાથી જ સર્વ આનંદમય બને છે. અને આ પરમ સત્ય પ્રાપ્ત કરી તેનો પરમ ધર્મ પણ પ્રાપ્ત કરવાથી મોક્ષની ઇચ્છા પણ જતી રહે છે કારણ કે તે નિત્ય મુક્ત છે. મુક્તિ તેને નિત્ય પ્રાપ્ત છે. જે પ્રાપ્ત થયું તેની પણ વિશેષ આસક્તિ રહેતી નથી તેમ જ જેનું બંધન હતું તેના બંધનની બીક પણ રહેતી નથી આવી રીતે સર્વ પ્રકારથી નિરિચ્છ થયા સીવાય મોક્ષ પૂર્ણ થતો નથી. પ્રભુ જીવને અનેક પ્રકારથી આનંદ દેખાડી આકર્ષણ કરે છે પણ તે બધા સકામ માર્ગ છે. બધા આનંદ પ્રતિ જવાના માર્ગ છે. પહેલાં કાંઇક ધનની આશાથી, નીતિમાન કહેવાવાની આશાથી, ને જ્ઞાની કહેવાવાની ઇચ્છાથી શરીર અને મનોધર્મવાળો સકામ પુરૂષાર્થ શરૂ થાય છે. ત્યાર પછી સ્વર્ગના સુખની આશાથી પુરૂષાર્થ થાય છે પણ તેની અનિત્યતા સમજ્યા પછી પ્રભુ સાથે એક થવા માટે, સાયુજ્ય મુક્તિ માટે, પુરૂષાર્થ થાય છે. ત્યાર પછી તેના આનંદથી આકર્ષાઇને સર્વથી છૂટી સર્વ સુખની ઇચ્છા મુકી તે આનંદમાં લય થઈ એકદમ નિર્વાણ પામી શાંત થવાની ઇચ્છા થાય છે. પણ ઉત્તમ પદ તો એ જ છે કે જ્યાં મનના આ સર્વ ભાવથી અતીત થઈ શકીએ. પૂનર્જન્મ થશે તો શું કરીશ તેની બીક, જન્મ આવશે તો તેથી થતા દુઃખની બીક વિગેરે બધી બીકથી છુટવું જોઇએ; કારણ કે ઉપનિષદ્ કહે છે કે જે આત્મા પરમાત્મા થાય છે તેને કોઈ જાતનો શોક મોહ થતો નથી, દુઃખ થતું નથી, અને બ્રહ્માનંદ પ્રાપ્ત થયા પછી તેને કોઈ જાતની બીક રહેતી નથી. બીક, ઇચ્છા, શોક વિગેરે વિભક્ત મનની

અનિષ્ટ કલ્પનાનાં પરિણામ છે. આનંદમાં પોતે વિભક્ત ન હોવાથી આનંદઘન-પુરૂષોત્તમ બને છે કે જ્યાં આ સર્વ અનિષ્ટ વિકારો આવતા નથી અથવા અસર કરતા નથી.

આનંદમય પુરૂષને જન્મ લેવાનું અથવા જન્મ ન લેવાનું બંધન નથી. તે જ્ઞાનની પ્રાપ્તિ કે અજ્ઞાનની નિવૃત્તિ ઇચ્છતો નથી કારણ કે તેને વિજ્ઞાનમાં પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત હતુ અને ત્યાંથી ચડી-અતીત થઈ આનંદમાં આવેલ છે. તે અજ્ઞાનથી દબાયા વગર જ્ઞાન સાથે રમે છે. મનુષ્યમાં સામાન્ય રીતે નડતા દુઃખની અસર નીચે આવ્યા વગર મનુષ્ય તરીકે જન્મ લઈ શકે છે. પ્રભુના દિવ્ય જન્મ અને કર્મનો ધર્મ જાણી શકે છે. તે ધર્મ એ છે કે જે પ્રાપ્ત થયે જીવ ઉત્તમ ક્ષેત્રમાં ચડતા નીચેનાં ક્ષેત્રોને નવા રૂપ આપી તેને છોડ્યા વગર તેનાથી સ્વતંત્ર થઈ ચડતો જાય છે. આનંદમય પુરૂષ સૌને મુક્ત કરવાના પ્રયત્નમાં પણ અટકતો નથી તેમ જ પોતાનો આનંદ શરીર સુધીના નીચેના ક્ષેત્રમાં લાવી ત્યાં અધમમાં અધમ સ્થિતિમાં રહેલ દેહાભિમાની જીવોનો ઉદ્ધાર કરવા પણ અવતરે છે. મનુષ્ય મનોમય હોવાથી આનંદમાં એકદમ જઈ શકતો નથી તેથી પહેલાં મન શુદ્ધ કરી વિજ્ઞાન પ્રાપ્ત કરી વિજ્ઞાનની મદદથી આનંદ પ્રાપ્ત કરી શકે છે. અને છતાંયે પરમાનંદ સ્વરૂપ પુરૂષોત્તમ તેનો ઉદ્ધાર કરવા તેનામાં પ્રગટ થાય છે ત્યારે તેને પણ તે આનંદનો કાંઈક અનુભવ મળી શકે છે. પુરૂષોત્તમને આધારે પુરૂષની શક્તિ વધી શકે છે.

ત્યારે મનુષ્યમાં આનંદ કેવી રીતે મળે. પહેલાં આનંદમય ક્ષેત્ર સુધીનો અનુભવ લઇ સર્વ પ્રાણી સાથે એક થઇ તેનો

આનંદ પોતામાં અને પોતાનો તેમાં એમ કરવું જોઇએ. મનુષ્યમાં પ્રેમ છે તે આનદનું ચિહ્ન છે તેથી પહેલાં પ્રેમથી શરૂઆત કરી સર્વ પ્રાણી પ્રત્યે પ્રેમ રાખવો. મનુષ્ય પ્રત્યે પણ પ્રેમ રાખવો અને પછી તે પ્રેમને પ્રભુ-પ્રેમમાં ફેરવી નાંખવો. ત્યાર પછી જગતની બધી ક્રિયામાં પણ આનદ લઈ, દુ:ખ ભય, શોક, ભૂખ, તરસ વિગેરેથી મુક્ત થવું જોઇએ. ત્યાર પછી આનંદમયની સ્વતંત્રતા પ્રાપ્ત કરી સર્વ ભાવથી અતીત થવું કે જેથી બધું અનિષ્ઠ પણ નિરૂપાયે ઇષ્ટ થઇ જશે. સર્વ સ્વરૂપ પોતાનાં થશે. દરેક અજ્ઞાન પણ જ્ઞાનસ્વરૂપ થશે. અંધકાર તેજરૂપ થશે. મનથી જે સત્ય અસત્ય, સુખ દુ:ખ, ભય અભય, વિગેરે દ્વંદ્વ લાગતા હતા તે પરમ આનંદ સ્વરૂપના સર્વાત્મ ભાવ અને સર્વાતીત ભાવમાં જતા રહેશે.

મન, પ્રાણ અને શરીરમાં રહેતો મનુષ્ય બીજાથી વિભક્ત રહે છે તે દ્વંદ્વમાં ફસે છે. વિજ્ઞાનમાં સર્વનો અવિભક્ત અનુભવ થાય છે. સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. આનદમાં સર્વાતીત ભાવ પ્રાપ્ત થાય છે. આનંદમાં પુરૂષ પ્રકૃતિ સાથે એક થવાથી પુરૂષ પ્રકૃતિને ભોગવતો નથી (કારણ કે પ્રકૃતિ પુરૂષનો જ સ્વભાવ લાગે છે) પણ પુરૂષ પોતાના પુરૂષ સ્વભાવનો આનંદ લે છે. આ ઉત્તમમાં ઉત્તમ રહસ્ય છે. ગુપ્તમાં ગુપ્ત વસ્તુ છે. ઉત્તમ પુરૂષને અથવા પુરૂષોત્તમને તે સહેલીમાં સહેલી છે; સ્પષ્ટમાં સ્પષ્ટ છે. સામાન્ય મનોમય મનુષ્યને જ તે અઘરામાં અઘરી લાગે છે. તે સચ્ચિદાનંદનું સ્વતત્ર પરમ આનંદઘન સ્વરૂપ છે. તે શ્રીકૃષ્ણની બાળલીલા છે. શ્રીકૃષ્ણની રાસલીલા એ પ્રભુ-પ્રેમની પ્રેમલીલા, અથવા આત્માનદની આનંદલીલા છે. રાસલીલા તે આનંદલીલાનું રૂપક છે.

## પ્રકરણ ૧૦ મું.

### પ્રભુમય જીવન.

That which we are to evolve is already contained within that which we have evolved.

God is all but man is not, therefore nothing, rather this soul in the form of humanity is of the divine essence and conceals in itself the divine nature. If the One alone exists, it follows not that all is non-existent but that all in the Many are the One, and each in the Many can come to the knowledge and possession of that truth which is secret and eternal in his own being.

To grow into the Godhead which in his progressive becoming is growing within him, is his destiny. * * *

But the real immortality like the real freedom is a change of consciousness and has nothing to do with assuming or not assuming a body,—even as the Infinite is always free and immortal even though it assumes innumerable bodies and finite appearances.

The becoming, the worlds, the assumption of birth are not a bondage to him because he is eternally aware of his own timeless infinite being; only by our living in the surface separative consciousness of the finite alone do these things become in seeming bondage. But the spirit within all is eternal and immortal and regards its becomings only as its temporary manifestations; to attain to this consciousness is in itself immortality; the assumption of birth becomes then only a tamporal manifestation of the spirit, a play of the infinite with finite values, ignorance itself only an indulgence of its self-knowledge in temporal Self-limitation. It has no binding power upon the Soul in its freedom.

Therefore, the condition of immortality and freedom is neither a disappearance of the individual into the universality of being or an annihilation in some indeterminate existence; it is the possession of Satchid-anand in oneself and the expression of him in the universe.

When he tears away the veils of the spirit, when sees God, and delivers his outward Nature into the hands of the divinity within, what is now impossible will be revealed as his one possibility and his eternal certainty, his obscure and difficult journey will become a rapid and luminous ascension. Then will he climb to that fulfilment of the apparent and discovery and possession of the real Man which is the meaning of supermanhood.*

મનુષ્ય જીવનનો હેતુ શું છે? પુરૂષ મુક્ત થાય, સર્વજ્ઞ થાય, અમર થાય, પુરૂષોત્તમ થાય, બંધ, અજ્ઞાન, મરણભાવ વિગેરે જગતના વિરૂદ્ધ સ્વભાવની સાથે રહેતા છતાં ઉત્તમ પુરૂષ થઇ આત્મનિષ્ઠ થવુ તે જ મનુષ્ય જીવનનો હેતુ છે એમ તેના હૃદયની અંદર રહેલ આત્મા સાક્ષી પુરે છે. મનુષ્ય પ્રભુ થઈ પ્રભુતા ભોગવે, શરીરમાં રહેવા છતાં અમર થાય, અનંત સર્વજ્ઞ પ્રભુસ્વરૂપનો આનદ લેતા છતા અ તવ.ળા નામ રૂપનો પણ આનંદ લઇ શકે, પ્રભુનો સ્વભાવ, તેનું જ્ઞાન, તેની શક્તિ, તેનું ઐશ્વર્ય, તેનો આનદ, મનુષ્ય શરીરમાં રહેવા છતાં દેહભાવથી અતીત થઇ પ્રાપ્ત કરવા, મનોમય જીવન ફેરવી વિજ્ઞાનમય કરવું, તે મનુષ્ય જીવનનો હેતુ છે.

જો પ્રભુ જેવી કાંઇ વસ્તુ હોય નહિ, ઉત્તમ સ્વભાવ હોય નહિં, મનુષ્ય જીવનથી ઉત્તમ જીવન હોય નહિ અથવા પ્રભુ

* The Life Divine Conclusion Arya. 15. 1. 1919.

હોય પણ તેને મનુષ્ય સાથે કાંઇ સંબંધ ન હોય. પ્રભુની પ્રભુતા મનુષ્યને અલભ્ય હોય, મનુષ્ય જીવનનો નાશ કરવાથી જ મુક્તિ મળી શકતી હોય, એટલે મોક્ષપ્રાપ્તિમાં મનુષ્યત્વ જતું રહેવું હોય, તો પુરૂષ પુરૂષોત્તમ થઇ શકે નહિં. તેની આશા પણ રાખી ન શકાય અને પુરૂષનું જીવન ઉત્કૃષ્ટ થઇ શકે નહિં. તેવા સંજોગોમાં માત્ર બે ઉપાય રહે. એક, પ્રભુ છે જ નહિં એમ માની જડવાદીના મત પ્રમાણે--જગત સત્ય બ્રહ્મ મિથ્યા એમ માની કાંઈ પુરૂષાર્થ કરવાની જરૂર નથી. બીજો, એક-દેશી વેદાન્તી મત પ્રમાણે—બ્રહ્મ સત્ય જગત મિથ્યા—એમ માની સંન્યાસી થઇ સંસાર ત્યાગી, મનુષ્યજીવન કલ્પિત માની તદ્દન છોડી દેવું જોઇએ. પણ આપણને જણાય છે કે જે ઉત્તમ પ્રભુમય જીવનની આપણે આશા રાખીએ છીએ તે જ પ્રભુ આપણા હૃદયમાં નિત્ય રહેલ છે. તે આપણા અભિમાનથી આપણામાં અંતર્ધ્યાન થયા છે છતાં વખત આવ્યે આપણા સ્વભાવના નિયમ પ્રમાણે આપણામાં પ્રગટ થયા વગર રહેશે નહિં. માટે પુરૂષ પુરૂષોત્તમ થાય તે અસ્વભાવિક નથી. તે જે છે તેમાં જ તેને વધવું છે. આત્મશોધનથી આત્મનિષ્ઠ થવાનું છે. આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવામાં આપણે આપણો સ્વભાવ ફેરવવો જોઇએ. તે માટે આપણામાં જે કાંઈ છે તે છોડી દેવાની જરૂર નથી કારણ કે આપણામાં જે કાંઇ છે તે સર્વ તે મૂળ સ્વરૂપના જ બાહ્ય રૂપ છે. તે રૂપ વિકારી, પરિણામી નાશ પામી નવા રૂપમાં ઉત્પન્ન થાય તેવા હોય છે, છતાં તે વિકારનું કારણ પણ તેના મૂળ અવિકારી આત્મસ્વરૂપમાં રહેલ હોય છે. આપણે જે પ્રાપ્ત કરવાનું છે તે આપણને જે પ્રાપ્ત છે તેમાં જ સમાયું હોય છે. સર્વ યોનિઓમાં, સર્વ જન્મમાં, આત્મસ્વરૂપ શરૂઆતથી એવું

ને એવું છે છતાં જેમ જેમ આપણા સ્વભાવનો વિકાસ થતો જાય છે તેમ તેમ તે સ્પષ્ટ થતું જાય છે તેથી આત્મ-વિકાસ એ કાંઇ ન સમજાય તેવી જાદુઈ વસ્તુ નથી. તે વસ્તુસ્થિતિ આપણા સ્વભાવમાં નિત્ય રહેલ છે. મરતાં મરતાં જ અમર થવાય છે. અજ્ઞાનમાંથી નીકળી અલ્પ જ્ઞાની થતાં, આપણામાં અજ્ઞાન છે તેનું જો જ્ઞાન થાય છે, તે જ્ઞાન આપણને સર્વજ્ઞ બનાવ્યા વગર રહેશે નહિ. અજ્ઞાન એટલે માત્ર આત્માનું અજ્ઞાન, આત્મા વિશે કાંઇ ખબર ન હોય તેને જ અજ્ઞાન કહે છે તે આપણને સત્ય બરાબર સમજવા દેતું નથી.

પ્રભુ સર્વ છે. તેના સીવાય કાંઈ નથી પણ તેથી મનુષ્ય જીવન તદ્દન નિરૂપયોગી નથી. ઉલટું, મનુષ્યના અલ્પ સ્વરૂ-પમાં પ્રભુનું સ્વરૂપ અને પ્રભુનો સ્વભાવ રહેલો છે. એકત્વ સત્ય છે તેમ અનેકત્વ પણ મિથ્યા નથી પણ અનેક એક સ્વરૂપ છે અને અનેકમાં દરેક તે સત્ય અને તે જ્ઞાન પોતાના સ્વરૂપમાં પ્રાપ્ત કરી શકે છે. જડ પદાર્થ ( matter ) એક પ્રકારનું ઢાંકણુ છે પણ તેની અંદર પણ ચિત્ ( Consciousness ) રહેલુ છે કે જે સ્થૂળ પદાર્થને ધારણુ કરી તેને નિયમમાં રાખે છે. સ્થૂળ વસ્તુમાં અજ્ઞાન હોવા છતાં તે પણ આત્માનું જ શરીર છે. પ્રાણ અસ્થિર જીવન યુદ્ધ કરાવે છે. છતાં તે યુદ્ધમાં સ્થિર ઉત્તમ જીવ પ્રાપ્ત કરવાનું બળ છે. મનમાં અજ્ઞાન છે પણ તેને પણ તે અજ્ઞાનનું જ્ઞાન હોવાથી તે જ્ઞાનપ્રાપ્તિ માટે મથે છે. પણ તેને સત્ય જ્ઞાન તરત પ્રાપ્ત થતું નથી અજ્ઞાની જ્ઞાનપ્રાપ્તિ માટે મહેનત કરે છે. મનમાં થતી ઇચ્છા પ્રમાણે પ્રાણ ચાલે છે પણ સત્ય જ્ઞાન માટે પ્રાણ અને મનથી પણ

અતીત થવું પડે છે. તે માટે મન, પ્રાણ અને શરીરને છોડી દેવાં પડતાં નથી પણ તેના સ્વભાવ ફેરવવા પડે છે. મનુષ્ય–જીવનમાં તે ફેરફાર થઇ શકે છે. મનથી અતીત થઈ વિજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. કારણ કે મન વિજ્ઞાનનુ કિરણુ છે. જેમ મનથી અતીત થવાથી જ્ઞાન મળે છે તેમ પ્રાણુથી અતીત થવાથી શક્તિ મળે છે. કારણુ કે પ્રાણુ મૂળ શક્તિનો બાહ્ય ભાગ છે. શરીરના સ્વભાવથી અતીત થવાથી આત્મતેજ અનુભવમાં આવે છે. કારણુ કે શરીર આત્માનુ પરિણુામી બાહ્યરૂપ છે. જે પ્રભુ મનુષ્યશરીરમાં વ્યક્ત થઈ શકે છે તેનું સ્વરૂપ પ્રાપ્ત કરવું તે પરમ પુરૂષાર્થ છે.

જ્ઞાન, વિજ્ઞાન, તેજ વિગેરેથી મનુષ્ય સ્વભાવમાં આવો ઉત્તમ ફેરફાર થઇ શકે છે. આત્મજ્યોતિથી તત્ત્વદર્શન સુલભ થાય છે. આ જ્યોતિ કોઇ પરલોકમાં અથવા પરદેશમાં નથી પણુ સર્વત્ર એટલે જડ પદાર્થમાં અને મનના અજ્ઞાનમાં પણુ ગુપ્ત રહેલ છે, તેનાથી જ સમષ્ટિ જગત્ નભે છે. અણુમાં અણુથી મોટામાં મોટાં કાર્ય તેનાથી જ થાય છે. તે દરેક જીવનું જીવન છે. તેને આધારે સર્વ પોતાના સ્વરૂપમાં વિકાસ પામતા જાય છે, અને પોતાના સ્વભાવ પ્રમાણે પોતાનું જીવન ઘડે છે. સ્થૂળ પદાર્થમાં તે અવ્યક્ત રહી કામ કરે છે પણુ છતાં તે સત્તા સર્વજ્ઞ છે. સ્થૂળ પદાર્થમાં તે વખતે તે પોતાને પરિમિત કરે છે. મનની અંદર જાણે અંધારામાંથી નીકળી જરા અજવાળામાં આવેલ હોય તેમ અલ્પજ્ઞ દેખાય છે. મનમાં તેની શકિત અને દેશ વિશાળ થાય છે. પણુ મન તે મૂળ શકિતના કિરણરૂપ હોવાથી એક આત્મજ્યોતિ સ્વરૂપ ધારણુ કરી શકતું નથી. મનનાં કિરણુ એટલે મનોવૃત્તિને નિયમમાં લાવવાથી તેનો

પ્રકાશ ઘણો વધે છે. અલ્પજ્ઞ પુરૂષ સર્વજ્ઞ પુરૂષોત્તમ થાય છે. કારણ કે મનના બધા સંકલ્પ વિકલ્પ ગમે તેવા અપૂર્ણ, દોષિત પરિમિત, અજ્ઞાની, અનિષ્ટ હોય તો પણ તેનું મૂળ વિજ્ઞાનમાં હોવાથી અને મનને શાંત કરી મનથી અતીત થવાથી વિજ્ઞાન છૂટું થવાથી બધાં તત્ત્વનું રહસ્ય સ્પષ્ટ થાય છે. વિજ્ઞાન પ્રાપ્ત થયે જ્ઞાન અને ઇચ્છા વચ્ચે મનમાં ચાલતું યુદ્ધ બંધ થાય છે. ઇચ્છા અને ક્રિયા વચ્ચેનું યુદ્ધ પણ શાંત થાય છે. પ્રભુમય જીવનમાં જ્ઞાન પ્રમાણે ઇચ્છા થાય છે અને ઇચ્છા પ્રમાણે ક્રિયા થાય છે. કારણ કે જ્ઞાન અને ક્રિયા તે એક જ ચિતની બે શકિત છે. પણ પ્રભુમય જીવન મનથી અતીત થવાથી અને વિજ્ઞાનના અનુભવથી આવે છે. કારણ કે તે જીવન આપણા સામાન્ય મનની અસર નીચે રહેવાથી ભોગવી શકાતું નથી. તેથી આપણે મનોમય મટી વિજ્ઞાનમય થવું જોઇએ, કારણ કે વિજ્ઞાન પ્રભુનો સ્વભાવ છે. પ્રભુની પ્રભુતા છે. પણ તે વિજ્ઞાન આપણામાં જ છે. આપણી બહાર નથી. જેમ ચિત્ શરીરમાંથી છૂટું થઇ, પ્રાણમય બને છે, પછી મનોમય થાય છે તેમ મનથી છુટું થઇ, પુરૂષાર્થથી તેને વિજ્ઞાનમય કરી શકાય છે. ત્યાં તે પોતાના તેજથી પોતાની ક્રિયામાં સ્વતંત્ર રહે છે.

સ્વતંત્ર આત્મા જ છે. તે વસ્તુતંત્ર છે, સર્વજ્ઞ છે, સર્વ શક્તિવાન છે. તેનો આનંદ પણ સ્વતંત્ર છે. મનુષ્યને આ સર્વ સુલભ નથી. મનુષ્યનું જ્ઞાન, તેની શક્તિ, તેનો આનંદ અપૂર્ણ છે. તેના મન પ્રમાણે તેના પ્રાણ અને શરીરના ધર્મ બંધાય છે અને તેથી ઉત્પન્ન થતાં દ્વન્દ્વને તે આધીન થાય છે. અહંકાર, અશક્તિ, દુઃખ, દ્વંદ્વ અપૂર્ણ જ્ઞાન, અપૂર્ણ શક્તિ, અપૂર્ણ સુખ ભોગવે છે. તેનું કારણ એમ નથી કે એક સ્વતંત્ર પરમાત્મા છે અને બીજો જુદો

પરતંત્ર જીવાત્મા છે. મનુષ્યમાં પણ તે સ્વતંત્ર પ્રભુ રહેલ છે. જીવાત્મા પોતે જ સ્વરૂપે પરમાત્મા છે. તે તેના ધર્મ પ્રમાણે પોતાનું સ્વરૂપ તેનામાં વ્યક્ત કરતા જાય છે, કારણ કે પરમાત્મા બધા જીવનો આધાર છે. જીવના ધર્મ પણ પ્રભુની જ્ઞાન અને ઈચ્છા શક્તિથી ઉત્પન્ન થાય છે. પણ તેની સ્વતંત્રતા અંતર્ધ્યાન થઈ જવાથી અને તે ઉપર અજ્ઞાનતું આચ્છાદન આવી જવાથી તે દેખાતી બંધ થાય છે. જ્ઞાન, મન પ્રાણ અને શરીરના અભિમાનથી બાહ્ય સ્પર્શથી આવે છે. પ્રભુ સચ્ચિદાનંદ છે. તે અનંત સત્ સ્વરૂપ, અનંત ચિત્ એટલે જ્ઞાન અને શક્તિ સ્વરૂપ અને અનંત આનંદ સ્વરૂપ છે. તેનો સ્વભાવ અનંત એટલે સ્વતંત્ર છે. તેથી મન, પ્રાણ અને શરીરવાળા પરિણામી જીવનના અભિમાનથી જ્ઞાન અને શક્તિ પરિમિત થાય છે અને આનંદ પરિચ્છિન્ન થાય છે, અને તેમાં મનુષ્ય બંધાય છે. જ્ઞાન પરિમિત થવાથી અહંકાર આવે છે, મન પરિમિત થવાથી અજ્ઞાન આવે છે, ઇચ્છાશક્તિ પરિમિત થવાથી અશક્તિ આવે છે. પ્રાણશક્તિ પરિમિત થવાથી દુઃખ આવે છે, શરીર પરિમિત થવાથી મોત અને વિનાશ થાય છે. પણ આ વસ્તુસ્થિતિ જીવ પોતાના બાહ્ય રૂપમાં લુબ્ધ થવાથી આવે છે. તેથી તેનું અંતર સ્વરૂપ અંતર્ધ્યાન થઈ અદૃશ્ય થાય છે. તેથી પોતે પોતાને ભૂલી જાય છે. અને સ્વતંત્ર પ્રભુમય જીવન અને પરતંત્ર મનુષ્યજીવન વચ્ચે અંતર પડી જાય છે. આપણે આપણા બાહ્ય રૂપનો મોહ છોડી અનાસક્ત થઈ અંતરાત્મામાં સ્થિર થઇએ તો આપણું સ્વતંત્ર સત્, ચિત્ અને આનંદયુક્ત પ્રભુમય જીવન આપણને પ્રાપ્ત થાય છે એટલું જ નહિં પણ મન, પ્રાણ અને શરીરના ધર્મની આપણા ઉપર અસર થતી નથી. વળી મનને વિજ્ઞાનમાં

ફેરવી નાંખવાથી પ્રભુની શક્તિ પ્રાપ્ત થાય છે અને તે શક્તિથી આપણે મન, પ્રાણ અને શરીરમાં તેનું અખૂટ તેજ ઉતારી શકીએ છીએ. તે વખતે, પરિણામી બાહ્યરૂપ પણ અવિકારી અંતરાત્માનું જ બાહ્ય રૂપ લાગે છે. આ પ્રમાણે આપણે પરતંત્ર મનુષ્યજીવનમાંથી સ્વતંત્ર પ્રભુમય જીવનમાં ચડી શકીએ છીએ ત્યાં સ્વતંત્રતા વસ્તુતંત્ર હોવાથી નિત્ય પ્રાપ્ત રહે છે એટલુ જ નહિં પણ સમગ્રભાવે સર્વ પોતાનું થાય છે. સર્વ પોતાને આધિન થાય છે. જગતના ઇશ્વર થવાય છે, સ્વરાજ્ય મળે છે, સામ્રાજ્ય પણ મળે છે.

સચ્ચિદાનંદમયનું સ્વરૂપ પ્રાપ્ત કરી તેમય થવું તે જ મોક્ષ અથવા અમરપદ છે. આપણે નિત્ય અમર છીએ તે તે વખતે ખબર પડે છે. સ્થૂલ શરીર પડયા પછી જે સૂક્ષ્મ શરીર રહે છે તે પરિણામી સ્થાન છે. બન્ને સ્થાન આપણા સ્વભાવમાં છે, એક કાલાતીત છે, બીજું કાલાધીન છે. આપણે જેને જન્મમરણ કહીએ છીએ તે માત્ર પરિણામી જીવનમાં આવવા જવાનાં દ્વાર છે. તે તે દ્વારથી આપણે એક લોકમાંથી બીજા લોકમાં જઇ શકીએ છીએ. કેટલાક કહે છે કે આવા જન્મમરણ જ આપણા બંધનનું કારણ છે અને તેમાંથી છુટવું તે મોક્ષ અથવા અમરપદ કહેવાય પણ તે ભૂલ છે. સાચો મોક્ષ સાચું સ્વતંત્ર જીવન આપે છે અને તેનો આધાર આપણા સ્વભાવના ફેરફાર થવા ઉપર છે. શરીર હોય કે ન હોય તે ઉપર મોક્ષનો આધાર નથી. જેમ પ્રભુ પોતાના અનંત સ્વરૂપથી સ્વતંત્ર, અમર છતાં, અનેક અંતવાળા શરીર અને દૃષ્ય જીવન ધારણ કરવા છતાં મુક્ત રહે છે તેમ મુક્ત પુરૂષ, પુરૂષોત્તમ

પ્રભુ થવાથી શરીર હોવા છતાં જીવનમુક્ત રહી શકે છે. જગતમાં અનેક રૂપે અનેક જન્મ લેવા તે બંધનનું કારણ નથી કારણ કે મુક્ત પુરૂષ પોતાનું કાલાતીત અનંત સ્વરૂપ જાણે છે. માત્ર આપણા પરિણામી બાહ્ય રૂપમાં લુબ્ધ રહેવાથી આપણે બંધનમાં છીએ તેવો દેખાવ થાય છે. પણ સર્વમાં રહેલ આત્મા નિત્ય છે, અમર છે, અને પોતાનું બાહ્યરૂપ પરિણામી માને છે. આવી સત્ય વસ્તુસ્થિતિનું જ્ઞાન થવું તે જ મોક્ષ છે. તે પ્રાપ્ત થયા પછી જન્મ લેવો તે માત્ર અમુક વખતની પ્રભુની લીલા છે. અનંત સ્વરૂપનું પરિણામી રૂપ છે. અજ્ઞાન પણ તે સર્વજ્ઞતાની અમુક ક્રિયાની પરિમિતતા છે. જન્મ લેવાથી આત્માની સ્વતંત્રતાને જરા પણ બંધન થતું નથી.

આવું પ્રભુમય જીવન પ્રાપ્ત કરવું, તેની જ્યોતિમાં રમવું, તેની સ્વતંત્રતા, અમરતા, પ્રભુતા ભોગવવી હોય તો પહેલાં અહંકારના કેદખાનામાંથી મુક્ત થવું જોઇએ. અહંકાર એ પ્રભુનો મનુષ્યજીવનમાં પડછાયો છે. જ્યાંસુધી આપણે આપણાં મન, પ્રાણ અને શરીરરૂપી બાહ્યજીવનમાં આસક્ત રહીએ છીએ ત્યાં સુધી જ અહંકાર રહે છે. આપણું ખરૂં સ્વરૂપ સચ્ચિદાનંદ છે કે જેને અનેક રૂપમાં પણ પોતાનું સ્વરૂપ સ્પષ્ટ છે. ઉત્તમ પુરૂષ તેવી સાદૃશ્ય મુક્તિ પામી પુરૂષોત્તમ થાય ત્યારે તેનામા સત્ ચિત્ આનંદનો સ્વભાવ આવે છે. તેના આત્મ સ્વરૂપમાં તે સ્વભાવ નિત્ય પ્રાપ્ત છે પણ વર્તમાન મનુષ્યસ્વભાવમાં તે સ્વભાવ અંતર્ધ્યાન થઇ ગયેલ છે. આપણે આપણા મનના મનોરથમાં આસક્ત રહેવાથી તેનાથી વિભક્ત થયા છીએ.

આવા અજ્ઞાનની આસપાસ જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે અહંકાર છે. તેથી જ્યાં સુધી આપણે અજ્ઞાનમાં—અહંકારમાં

રહીએ છીએ ત્યાં સુધી આપણને પ્રભુમય જીવન પ્રાપ્ત થઇ શકતું નથી. તેથી આપણે અહંકારથી મુક્ત થઇ-ઉત્તમ પુરૂષ અથવા પુરૂષોત્તમ થઇ-મનુષ્ય રૂપે-પ્રભુ સ્વરૂપે જીવન ફેરવી સર્વાત્મ ભાવે અને સર્વાતીત ભાવે પ્રભુમય જીવન કરવું જોઇએ. ત્યાં સર્વ વિરોધ શમી જાય છે, સર્વની એકતા અનુભવાય છે. કારણ કે જેમ મનની સર્વ ભૂલમાં સત્ય રહેલું છે તેમ અહંકારમાં પણ સત્ય રહેલ છે. તે એમ બતાવે છે કે મનુષ્ય મનુષ્યનું રૂપ છોડ્યા વગર પ્રભુ થઈ શકે છે. અનેક રૂપ પણ પોતાનાં છે એમ જોઈ શકે છે. ભૂલ માત્ર પોતાને બીજાથી વિભક્ત જોવાથી આવે છે. તેથી મોક્ષ અથવા અમરપદ માટે પહેલું અને ઉત્તમ પગલું એ છે કે જેમાં મનુષ્યને સર્વાત્મભાવે અથવા સર્વાતીત ભાવે પોતાનું મનુષ્યજીવન છોડવાની જરૂર નથી. પુરૂષે પુરૂષોત્તમ થઈ સચ્ચિદાનંદને પોતામાં પ્રગટ કરી પોતાના કરી તેનો જગતમાં પણ પ્રકાશ કરવો જોઇએ. તે સ્થિતિ મનોમય કોશવાળા મનુષ્યજીવનમાં બની શકે તેમ નથી કારણ કે મનનો સ્વભાવ છે કે તે ભેદ કર્યા વગર કોઇ વસ્તુને જોઇ શકતું નથી. અને જો અભેદદ્રષ્ટિ રાખવાનું મનને કહીએ તો તે પોતે જ નિર્ગુણ આત્મસ્વરૂપમાં લય થઇ જાય છે અને મન જેવી વસ્તુ રહેતી નથી. પણ વિજ્ઞાન પ્રભુનું એક સ્વરૂપ અને તેના અનેક રૂપ વચ્ચેની સાંકળ છે તેથી મનુષ્ય રૂપે પ્રભુ થઇ પ્રભુમય જીવન પ્રાપ્ત કરવું હોય તો વિજ્ઞાનનું તેજ પહેલાં પ્રાપ્ત કરવું જોઇએ. તેનાથી જ આત્મવિકાસ પરિપૂર્ણ થઈ શકે છે, તેને જ વેદના ઋષિઓએ **ऋतस्य बृहत्** કહેલ છે.

પણ આવા વિશાળ સર્વજ્ઞ સ્વરૂપથી રહેવું અને મનની અલ્પજ્ઞતા મુકી, ઉત્તમ જીવન પ્રાપ્ત કરવું એટલે આપણે આપણા

બધા ભાવને નિયમમાં લાવવા જોઇએ. તે વખતે નીચેનાં ત્રણ તત્ત્વ મન, પ્રાણ અને શરીર ઉપરનાં સત્ ચિત્ આનંદના પડછાયા લાગે છે. ઉપરના જીવનમાં રહેવા માટે વિજ્ઞાન દ્વારા સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. તે જ્ઞાનનું દરેક કિરણ અખૂટ તેજ આપે છે, અનંત શકિત આપે છે. તેથી દરેક ક્રિયા પરિપૂર્ણ
તેજ આપે છે, અનંત શકિત આપે છે. તેથી દરેક ક્રિયા પરિપૂર્ણ
થાય છે અને સત્ય આનંદ મળે છે. મનથી થતા વિભાગથી થતી ભૂલથી અજ્ઞાન, પાપ, દુઃખ, કુસંપ પેદા થાય છે. તે જીવન એટલે અહંકારથી રહેવુ નહિ પણ આપણામાં રહેલ પ્રભુને માટે, દરેક મનુષ્યમાં રહેલ પ્રભુને માટે અને પ્રભુના સમગ્ર સ્વરૂપને આનંદ માટે જીવવાનું છે. હમણાં આપણું જીવન બહારના ખોટા દેખાવમાં મુગ્ધ રહેવાથી આપણને જગતનો ખોટો ખ્યાલ આવે છે. શરીર પ્રાણ અને મનરૂપી બાહ્ય દૃશ્યમાં આસક્ત રહેવાથી વિભક્ત કુસંપી જીવન આવી પડે છે પણ તેને જ જો તેના પોતપોતાના સ્થાનમાં બરાબર ગોઠવીએ, તેને અંતરાત્માને વશ રાખીએ તો તે આત્મા જીવનમાં સાધનભૂત થાય છે. તેના ઉપયોગની ત્યારે જ ખબર પડે છે અને તેથી તેનો સત્ય ઉપયોગ થાય છે.

મનના અનેક સંકલ્પવિકલ્પની અનુવૃત્તિ રહ્યા છતાં ઉત્તમ એકાકાર જીવન પ્રાપ્ત થઇ શકે છે તેનું સત્ય ઉત્તમ તત્ત્વ પ્રાપ્ત થયે ખબર પડે છે. પણ તે ઉત્તમમાં ઉત્તમ સત્ય છે અને આપણને નિત્ય પ્રાપ્ત છે. તેનાથી જ બધું ઉત્પન્ન થયેલ છે. બાહ્ય સ્પર્શમાં આસક્ત રહેવાથી જ તે આપણને અગમ્ય થઇ પડયું છે. તે સ્થિતિમાં સુધારો કરવાની જરૂર છે. જ્યાં ભૂલ થઈ તે જગ્યાએ જ તેને સુધારવી જોઇએ. જ્યાં અપૂર્ણતા જણાઇ ત્યાં જ પૂર્ણતા લાવવી જોઇએ. તે માટે આત્મજ્ઞાનથી આપણું

મૂળ સ્વરૂપ જાણી, તેને બરાબર શોધી, આપણો સ્વભાવ પ્રભુનઃ જેવો કરવો જોઇએ. પુરૂષ મટી પુરુષોત્તમ થવું જોઇએ.

આ પ્રકારનો આત્મશોધ અને આપણા સ્વભાવનો ફેરફાર તે દેહાભિમાની અથવા જડવાદી મનુષ્યને અસંભવિત લાગે છે. તેને તે એટલું મુશ્કેલ લાગે છે કે જાણે તેવા પ્રકારનું ઉત્તમ જીવન હોઇ જ ન શકે. પણ તેવી સ્થિતિ પ્રાપ્ત થવી અસંભવિત નથી. ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવી તે આપણા સ્વભાવનો સ્વભાવ જ છે તેમાં ખાસ કરીને મનુષ્યને માટે તે અસંભવિત નથી જ કારણ કે મનુષ્યજીવન પ્રભુમય જીવનની બહુ નજીક આવી પહોંચેલ છે. તે જો કે કાંઇ અંશે અપૂર્ણ છે, અલ્પજ્ઞ છે તો પણ કોઇક અંશે પૂર્ણ, સર્વજ્ઞ થવાના પુરૂષાર્થ ઉપર આવેલ છે. પોતાની પ્રકૃતિનું તેને જડનું બંધન પોતાનું જ કરેલ છે. તેના પોતામાં રહેલ ઉત્તમ તત્ત્વ ધીરે ધીરે પ્રગટ થ તું જાય છે તેથી પ્રભુમય જીવન પણ તેને પ્રાપ્ત થયા વગર રહેનાર નથી. તેની બુદ્ધિ પ્રભુના સત્ય સ્વરૂપનું દર્શન ઇચ્છે છે. તેનું હૃદય તેને જ મળવા તલપે છે. અને તે માર્ગેજ તેની ઇષ્ટ સિદ્ધિ થશે એમ જાણે છે. તેના બાહ્ય સ્થૂલજીવનમાં રહેનાર દેહાભિમાની મનુષ્ય પણ જાણે છે કે જેમ બને તેમ સૌએ એક બીજાને ઉપયોગી જીવન કરવું જોઇએ. તેનો માર્ગ શોધીને તે વડે જ પુરૂષાર્થ કરવો, તેની ઉપર શ્રદ્ધા અને પરિપૂર્ણ દ્રઢતા રાખવી. તે તેની મુશ્કેલી છે છતાં તેનામાં રહેલ સત્ત્વ-ગુણથી, અને તેથી મળતા આત્મપ્રભાવથી તે પરમ પુરૂષાર્થ સફળ થાય તેવી દ્રઢતા અને શક્તિ તેનામાં આવે છે.

મુશ્કેલી તો છે જ કારણ કે મનુષ્ય જીવનની ઘટના બાહ્ય-દૃષ્ટિએ સમજવી ઘણી મુશ્કેલ છે. વળી જેમ પ્રભુમય જીવન

પ્રાપ્ત કરવાની તેનામાં શક્તિ છે તેમ તે પુરૂષાર્થથી ચ્યુત થવાના પણ ઘણાં કારણ છે પણ અન્તે તેની મુશ્કેલી ફક્ત બે પ્રકારની રહે છે. એક તો મન, પ્રાણ અને શરીરવાળું જે જીવન તેને પ્રાપ્ત હતું તેની અતિ અશક્તિ રહે છે. તે માર્ગની સિદ્ધિઓ છે. તે સુખ આપે છે અને તે તે સ્થલને માટે ઉપયોગી પણ છે કે જેથી તેને આગળ વધવા માટે નવી શક્તિ આવે છે. પણ તે સિદ્ધિમાં આસક્ત થવાથી તે આત્મયોગથી ચ્યુત થાય છે. ઉત્તમોત્તમ જીવન પ્રાપ્ત કરવું તે જ તેનું નિશાન છે એમ તેણે હંમેશ સમજવું જોઇએ. જેટલું જેટલું ઉત્તમ જીવન પ્રાપ્ત થાય તે પોતાનું સામાન્ય જીવન કરી તેનાથી અતીત થતાં પ્રભુ બનવાનુ' છે. આવી જાતની દૃઢ ઇચ્છા રાખવામાં જ તેની બહાદુરી છે. તેની મોટાઈ છે; તેનું ડહાપણ અને ખરો સંન્યાસ છે ઉત્તમોત્તમ સ્થાન શોધી તેની પ્રાપ્તિ માટે પુરૂષાર્થ ચાલુ રાખવો દૃઢતાથી, નિષ્કામથી, ને શ્રદ્ધાથી તે તે જીવન પોતાનું કરી તેનાથી પણ અતીત થતા જઇએ તો જ પુરૂષાર્થ સફળ થાય છે. તેના પ્રયત્નમાં તેનો અંતરાત્મા તેને મદદ આપે છે, પોતાનું તેજ આપે છે, જ્ઞાન વધારે છે, શક્તિ આપે છે. વિભક્ત જીવનનો પડદો અનંત સ્વરૂપનો આનંદ આપે છે. વિભક્ત જીવનનો પડદો ચીરી પુરૂષે પુરૂષોત્તમ થવું જોઇએ. પ્રભુનો પોતાને અલ્પ બુદ્ધિવાળો સ્વભાવ અર્પણ કરવો જોઇએ. તેમ થાય તો જ જે અસંભવિત છે તે સુલભ થાય છે. ઇષ્ટ સિદ્ધિ મળે છે તેમ તેની મુસાફરી ત્વરિત થાય છે તેજસ્વી થાય છે, સફળ થાય છે. ત્યારે જ પુરૂષ ઉત્તમ પુરૂષ થઇ પોતાના દૃષ્ય મનુષ્યજીવનને પૂર્ણ કરી સત્ય પ્રભુમય જીવન પ્રાપ્ત કરી પુરૂષોત્તમ થાય છે.

# પ્રકરણ ૧૧ મું.

## પુરૂષ અને પુરૂષોત્તમ.

अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ।
असंभूत्यामृत्युं तीर्त्वा संभूत्यामृतमश्नुते ।

The perception of the spiritualised mind that the Universe is an unreal dream can have no more absolute a value to us than the perception of the materialised mind that God and the Beyond are an illusory idea. In the one case the mind, habituated only to the evidence of the senses and associating reality with corporeal fact, is either unaccustomed to use other means of knowledge or unable to extend the nature of reality to a superphysical experience. In the other case, the same mind passing beyond to the overwhelming experience of an incorporeal reality, simply transfers the same inability and the same consequent sense of dream or hallucination to the experience of the senses. But we perceive also the truth that these two conceptions disfigure.

To fulfil God in life is man's manhood. He starts from the animal vitality and its activities but a divine existence is his objective.

Since the conscious manifestation of the Transcendent in the individual is the means by which the collective, the universal is also to become conscious of itself, the continuation of the illumined individual in the action of the world is an imperative need of the world play. If his inexorable removal through the very act of illumination is the law, then the world is condemned to remain eternally the scene of the unredeemed darkness, death and suffering. And such a world can only be a ruthless ordeal or a mechanical illusion.

We are led to regard other souls as if they were figments of our mind and their salvation unimportant, our soul alone as if it were entirely real and its salvation the one thing that matters. I come to regard my personal escape from bondage as real while other souls who are equally myself remain behind in the bondage.

God is so free that it is not even bound by its liberty. It can play at being bound without incurring a real bondage. Its chain is self-imposed convention, its limitation in the ego a transitional device that it uses in order to repeat its transcendence and universality in the scheme of the individual Brahman.

To be perfect as He is perfect is the condition of his intergal attainment.

By attaining to the Unborn beyond all Becoming, we are liberated from the lower birth and death; by accepting the Becoming freely as the Divine, we invade mortality with the immortal beatitude and become luminous centres of its conscious self—expession in humanity.*

એક સર્વ વ્યાપક બ્રહ્મ જ સર્વનું જીવન છે. સગુણ અથવા નિર્ગુણ, દેહી કે વિદેહી, જડ અગર ચેતન, જ્ઞાની કે અજ્ઞાની સર્વ સત્ય સ્વરૂપ બ્રહ્મ છે. વળી તેના પોતાના અનેક રૂપમાં એટલું જ નહિં પણ તેમાં પણ એક બીજાથી વિરૂદ્ધ ધર્મ બતાવતા જીવનમાં પણ, આપણા અનુભવમાં નજીકમાં નજીક જણાતા વિપરીત ધર્મથી લઈ અનંત અવ્યક્ત અદ્વિતીય ધર્મ

* The Destiny of the Individual Arya. 15-1-21914.

સુધી સર્વત્ર તે એક જ સત્ય છે ને અખંડ છે. તેનાથી સર્વ વિકાર ઉત્પન્ન થાય છે, તેનાથી રહે છે, તેનામાં સર્વ લય થાય છે. તેનાં જે રૂપ દેખાઇને પાછા અદ્દશ્ય થાય છે તે એટલા માટે થાય છે કે તેમાંથી બીજા નવાં રૂપ તૈયાર થઇ દ્દશ્ય થાય. અને તેમાં પણ એક બીજાથી વિરૂદ્ધ ધર્મ એટલા માટે બનાવે છે કે તે સત્યનો અનેક રીતે અનુભવ થઇ શકે, એક બીજાથી વિરૂદ્ધ થઇ એક બીજામાં એક બીજાને ભેળવી એક થઇ શકે. બ્રહ્મ જ સર્વનો આદિ છે, સર્વનો અંત છે. જેના વિના બીજું કોઈ સ્વતંત્ર વસ્તુ નથી એવી તે એક જ છે.

પણ આવું અદ્વૈત સ્વરૂપ અનિર્વચનીય છે. જ્યારે આપણે તેને આપણા મનથી સમજવા પ્રયત્ન કરીએ છીએ ત્યારે આપણે આપણા અનેક વિચાર અને અનુભવ દ્વારા તેને શોધીએ છીએ અને છતાં અંતે આપણા ઉચામાં ઉચા વિચાર અને મ્હોટામાં મ્હોટા અનુભવ તેને પ્હોંચી શકતા નથી. તે પણ જ્યારે છોડીએ ત્યારે જ તે સત્યના દર્શન થાય છે, કારણ કે તે સર્વ પ્રકારના વર્ણનથી અતીત છે. આપણા ઋષિમુનિઓ જ્યાં નેતિ નેતિ કરી અટકી ગયા છે ત્યાં આપણે પણ અટકવું પડે છે. એવો એક અનુભવ નથી કે જેનાથી જ તે સમજાય. એવો એક વિચાર નથી કે જેનાથી જ તેનું મનન થઇ શકે.

આવું જે અચિંત્ય પુરૂષોત્તમ અથવા બ્રહ્મ સ્વરૂપ છે તે અનેક ભાવથી, અનેક વિચારથી, અનેક કર્મદ્વારા આપણા અનુભવમાં આવે છે. તે જ આપણું અને આપણને જે દેખાય છે તે સર્વનું જીવન એમ આપણને અંતે અનુભવ થાય છે. અનેક ભાવથી જ એટલે અનેક રૂપ અને અનેક શક્તિદ્વારા

આપણે તેને ઓળખવાના છે અને જે અગ્રાહ્ય છે તેને ગ્રાહ્ય કરવાના છે. પણ આપણા મનથી જ જે સમજી શકાય તેવું જ તે સત્ય છે એમ માનવાની ઉતાવળ કરીને આપણને જાણે તે સત્ય મળ્યું છે એમ માનીએ એટલે તેની અમુક સ્થિતિ જ સત્ય માનીએ, તેનો સ્વભાવ અમુક પ્રકારનો જ છે, --પછી તે ગમે તેવો સારો હોય--એમ માનીએ, તેને અમુક પ્રકારનું જ જ્ઞાન--પછી તે ગમે તેવું વિશાળ હોય--એમ માનીએ, તેને અમુક જ શક્તિ છે-પછી તે ગમે તેવી મ્હોટી હોય-અને બાકીનું સર્વ ન સમજીએ તો આપણા તેવા પરિમિત વિચારથી આપણે તે અચિંત્ય સ્વરૂપ સમજવામાં પાપ કરીએ છીએ કારણ કે તેવી રીતે તે સત્યનું સમગ્ર સ્વરૂપ સમજાશે નહિં. ઉલટું તેને બદલે જે અવિભક્ત છે તેને વિભક્ત કરી સમજવાનો દોષ આપણે માથે આવશે.

પ્રાચીનકાળમાં આપણા વૈદિક રૂષિઓ આ સત્ય એટલું સ્પષ્ટ રીતે સમજ્યા હતા કે અધ્યાત્મ માર્ગમાં જ્યારે ઉત્તમમાં ઉત્તમ સચ્ચિદાનંદનો અનુભવ થયો હતો ત્યારે પણ તેનાથી પણ અતીત કોઇ અવ્યક્ત સ્વરુપ છે કે નહિં તેની શોધ કરી હતી. અને એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે જે સત્‌નું સત, ચિત્‌નું ચિત, આનંદનો આનન્દ, આપણા અનુભવમાં આવી શકે છે તેનાથી પણ તે અતીત છે. જો તે સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ છે તો તે આપણને જે ગ્રાહ્ય થાય છે તેનાથી પણ તે અતીત છે. આપણને જે જે સમજાય તેનાથી પણ તે અતીત છે. બુદ્ધ ધર્મ કે જેને કેટલાક તત્ત્વવેત્તા અવૈદિક માને છે--કારણ કે તે ધર્મ વેદને પ્રમાણ માનતો નથી-તે પણ આવા અતીતાતીત અખંડ સત્ય સુધી પહોંચેલ છે. સત્ અને

અસત્ બન્ને વિરૂદ્ધ સ્વભાવ જણાવે છે છતાં બન્ને દ્વારા જ એક સત્ય સમજાવવા ઉપનિષદ્ પ્રયત્ન કરે છે. અને તે એક અને અનેક બન્નેની એકતા કરે છે, કારણ કે અનેકપણુ બ્રહ્મસ્વરૂપ છે. એકાત્મજ્ઞાનથી એટલે વિદ્યાથી આપણને એક પુરૂષોતમનું જ્ઞાન થાય છે. તે સમજ્યા વગર અનેકાત્મજ્ઞાન એટલે અવિદ્યા એક જાતનો અંધકાર છે. વળી અંધકારમય અજ્ઞાનમય સૃષ્ટિ જુઠી છે, કલ્પિત છે એમ માની અવિદ્યા છોડી વિદ્યામાં જ મન રાખીએ તો તે જ્ઞાન પણ પરિમિત થવાથી એક જાતનો અંધકાર છે, અપૂર્ણતા છે. જેમ અંધારામાં કાંઇ દેખાતું નથી તેમ અતિ તેજમાં પણ અંજાઇ જવાથી તે તેજથી જે પ્રકાશ થાય છે તે દેખાતો નથી.

આવો ગંભીર, શાંત મનનીય ઉપદેશ આપણા ઋષિઓએ આપ્યો છે. આત્મશોધ કરવાની, આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની તેમનામાં ધીરજ હતી. તે જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આપણી શકિત અલ્પ છે એમ પણ તે ખુલ્લા દીલથી કબુલ કરતા. જ્યાં સર્વ ભાવથી અતીત થવું પડે છે તે સ્થળ તેમને માલુમ હતું.

પણ વર્તમાન કાળના મનુષ્યના મનને અને હૃદયને અધીરાઇ ઘણી છે. આત્માનો આનંદથી અતિશય આકર્ષાઇને અને તેના તેજથી અંજાઇને પોતાને જે એક સ્વરૂપ સમજાયું તે જ સત્ય અને તે જ સત્યના અનેક રૂપ મિથ્યા માની બેસે છે. પણ આગળના તત્ત્વવેત્તાઓનું ધૈર્ય એટલું અચળ હતું કે પુરૂષોતમને જોવા માટે તેઓ તેનો સમગ્ર ભાવ જોવાની ઇચ્છા રાખતા. અનેક રૂપના વિરૂદ્ધ ભાવથી ગભરાયા વગર તેવા સ્વભાવ પણ કેમ ઉત્પન્ન થયા તે તેઓ સમજ્યા હતા.

તેથી આપણે, જે મત એક સ્વરૂપને જ સત્ય માને છે, અનેક રૂપોને મિથ્યા માને છે એટલે નિર્ગુણને સત્ય માને છે, સગુણને મિથ્યા માને છે તેને એક બાજુ મુકીશું. જો એકને શોધવાની શરૂઆત આપણે અનેક રૂપમાં કરીએ છીએ તો આપણે અનેક રૂપે રહેલ એક આત્મસ્વરૂપનો પણ અનુભવ કરવો જોઇએ.

વળી વિકાસ પામતુ આપણું મન જ્યાં જ્યાં પોતાના વિચાર પરિમિત કરે છે ત્યાં ત્યાં પણ આપણે ધ્યાન રાખવાનું છે. જેમ જડવાદ કહે છે કે જગત્ જ સત્ય છે ને ઇશ્વર અસત્ય છે એ આપણે જુઠું માનીએ છીએ તેમ જે મત એમ કહે છે કે ઇશ્વર જ સત્ય છે અને જગત અસત્ય છે તે પણ આપણે તેટલું જ જુઠું માનવું જોઇએ. પહેલા મતમાં (જડવાદમાં) મન અને ઇંદ્રિઓને બહારના દ્રવ્ય પદાર્થનો જ અનુભવ સત્ય લાગવાથી અને અંતરાત્માનો અનુભવ નહિં લીધેલ હોવાથી તેને આત્માનુભવ સ્વમવત્ લાગે છે. તેવી જ રીતે બીજા મતમાં (કેવલ અદ્વૈત) તે જ મત પોતાથી અતીત આનંદ સ્વરૂપમાં જ આકર્ષાઇ તેને જ સત્ય માની બહાર દેખાતા જગતને સ્વમવત્ માને છે પણ જે સત્ય આ બન્ને મતથી અસ્પષ્ટ રહે છે તે અમને સ્પષ્ટ દેખાય છે. એટલું ખરૂં છે કે આ જગતમાં આપણા આત્મવિકાસમાં ઉત્તમમાં ઉત્તમ વસ્તુ જે આપણા અનુભવમાં આવે છે તે જ સાચી મનાય છે, તેમ એ પણ ખરૂં છે કે નામ અને રૂપવાળા બાહ્ય જગતને સ્વતંત્ર માનીએ તો તે અજ્ઞાન છે. વિકારી નામ અને રૂપ અવિકારી અનંત સ્વરૂપના જ રૂપ છે એ જણાય ત્યારે જ સત્યની ખબર પડે છે. પ્રભુની અનેક

પ્રકારની શક્તિથી જ તે તેવા પરિણામી દેખાય છે. તેમનો સ્વધર્મ પણ આત્મધર્મમાં સમાયો છે.

બીજા શબ્દોમાં કહીએ તો બ્રહ્મ નામ અને રૂપ ધારણ કરી જગત રૂપે વ્યક્ત થાય છે, તો તે તેવા પ્રકારનો આનંદ લેવા માટે જ થતું હોવુ જોઇએ. અને એવા જ પ્રકારનું જીવન આ જગતમાં તે ધારણ કરે છે એમ માનવું જોઇએ. બ્રહ્મમાં સર્વ પ્રકારનું જીવન અંતર્ભૂત છે. એટલે કે દરેક પ્રકારનું જીવન બ્રહ્મ પોતામાંથી ઉત્પન્ન કરી શકે છે.

તેથી આ જગતમાં પુરૂષનો પુરૂષાર્થ એ જ છે કે જેથી તે પોતાનો સ્વભાવ ફેરવી પરતંત્ર મટી સ્વતંત્ર થઈ શકે. પોતાનું જીવન ઉત્તમ કરી પુરૂષ પુરૂષોત્તમ થાય તો જ તેનો પુરૂષાર્થ સફળ થયો કહેવાય. શરૂઆતમાં તેનું જીવન પશુ વૃતિઓવાળું રહે છે પણ અંતે તેનો હેતુ પ્રભુભાવ પ્રાપ્ત કરવાનો છે.

પણ જેમ મનમાં તેમ પ્રાણમાં પણ આત્મવિકાસનો ધર્મ એ જ છે કે જેથી ક્રમસર જીવન વિશાળ થતું રહે. બ્રહ્મ પોતાના અનેક ધર્મથી અનેક પ્રકાર દેખાય છે તેમ તે અનેક ધર્મની અનેક શક્તિથી પણ તે અનેક શક્તિરૂપ (પ્રાણ રૂપ) દેખાય છે. પણ જો એક પ્રકારના જીવનથી બીજા ઉત્તમ જીવનમાં જતાં તે ઉત્તમ જીવનના આનંદમાં આગલું જીવન તદ્દન મૂકી દઈએ, એટલે મનોમય સૃષ્ટિનો આનંદ લેવા જતાં અન્નમય શરીર કે જે આપણો આધાર હતો તેને તદ્દન છોડી દઇએ અને તે જ પ્રમાણે આનદમય ક્ષેત્રના આનંદથી આકર્ષાઇ મનોમય અને અન્નમય જીવન પણ છોડી દઇએ તો આપણને પુરૂષોત્તમના સમગ્ર ભાવનો અનુભવ થશે નહિં, તેનો ધર્મ પણ પ્રાપ્ત થશે નહિં, તે પૂર્ણ થવાનો માર્ગ નથી.

તે માર્ગે માત્ર એક પ્રકારના અપૂર્ણ જીવનમાંથી બીજા અપૂર્ણ જીવનમાં જઈ શકીશું, અથવા પરિમિત સ્વભાવવાળું જીવન પ્રાપ્ત કરીશું. ગમે તેવા ઉત્તમ જીવનમાં જઇએ પણ જો આપણો આધાર જ છોડી દઇએ તો આપણી ગતિ અપૂર્ણ જ રહેશે. નીચેનું જીવન તજવાથી નહિં પણ તેને ઉત્તમ જીવનના રૂપમાં ફેરવવાથી જ આપણને ખરો આત્મધર્મ પ્રાપ્ત થાય છે. પુરૂષોત્તમ સર્વ શક્તિમાન છે અને એક વખતે અનેક ધર્મ ધારણ કરી શકે છે. તે જ પ્રમાણે પુરૂષ પણ ઉત્તમ થતાં થતાં તેવો જ સ્વભાવ ધારણ કરી શકે તો જ તેનો આત્માનુભવ પૂર્ણ થાય અને આત્માનંદ પણ પૂર્ણ થાય.

આત્માનુભવના આવા સમગ્ર ભાવથી એક બીજી ભૂલ પણ સુધારી શકાય છે. દરેક જીવના ચિત્તમાં ત્રણ પ્રકારનો સ્વભાવ રહેલ છે. પહેલો વ્યક્તિભાવ. બીજો સમષ્ટિભાવ (અથવા સર્વાત્મભાવ,) અને ત્રીજો સર્વાતીત ભાવ (ઇશ્વર). સામાન્ય જીવનની દૃષ્ટિએ જીવ જગતમાં સમાયો છે એટલે વ્યક્તિ-સમષ્ટિમાં સમાયો છે અને બન્નેથી જે અતીત છે તેને આધીન તે બન્ને છે. આવા સર્વ ભાવાતીત સ્વરૂપને આપણે સામાન્ય રીતે ઇશ્વર કહીએ છીએ કે જે આપણા મનને તે વખતે તેવા લાગે છે. પણ આ અનુમાનમાં જીવ અને જગતને ઇશ્વરથી વિભક્ત જોવાથી જ જીવ અને જગત્ મિથ્યા માનવામાં આવે છે. તે દૃષ્ટિએ સર્વાતીત સ્વરૂપમાં લય થવાય–જીવ અને જગતના સંબંધથી છૂટાય તેને જ મોક્ષ મનાય છે.

બ્રહ્મનો સમગ્ર ભાવે અનુભવ કરવાથી આવો એકદેશી મોક્ષ મળતો નથી. જેમ મનોમય જીવન પ્રાપ્ત કરવા જતાં આપણે

અન્નમય શરીર છોડવાની જરૂર નથી તે જ પ્રમાણે સર્વાતીત સ્વરૂપના અનુભવ વખતે પણ જીવભાવ અથવા જીવનક્રિયા છોડવાની જરૂર નથી. જીવન તરીકે જીવન રાખવા છતાં સર્વાતીત થઈ રહી શકાય છે. કારણ કે સર્વાતીત ઇશ્વર પણ સર્વ પ્રકારનું જીવન ધારણ કરી રહેલ છે, તે સર્વ જીવન તેનાથી વિભકત નથી. જેમ સમષ્ટિમાં વ્યષ્ટિ છે, જેમ સમષ્ટિ વ્યષ્ટિને ધારણ કરી રહે છે, તેમ સર્વાતીત સ્વરૂપમાં સમષ્ટિ વ્યષ્ટિ બને છે અને તે બન્નેને ધારણ કરી રહે છે. જેમ જીવ જગતનો ભાવ બતાવે છે, તેમ જગત્ પણ ઇશ્વરના અનેક ભાવ બતાવે છે.

આ જ વસ્તુસ્થિતિ સત્ય છે કે જે આપણા અજ્ઞાનથી અથવા અલ્પજ્ઞાનથી આપણને પહેલાં સમજાતી નથી. જ્યારે આપણને સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે જે વસ્તુસ્થિતિ છે તેમાં કાંઇ પણ ફેરફાર થતો નથી પણ માત્ર જીવની બાહ્યદૃષ્ટિ અને અંતર્દૃષ્ટિ વિશાળ થાય છે અને તેને પરિણામે આત્માનો અને આત્મશકિતનો પ્રભાવ વધે છે. છતાં સર્વાતીત સ્વરૂપને (ઈશ્વરને) પણ જગતમાં જીવની જરૂર છે. મુકત જીવની દૃષ્ટિ વિશાળ થવાથી તેને જીવનું બંધન નડતું નથી. ઉલટું આત્માના અનુભવથી જ જીવનને સર્વાતીત સ્વરુપ સમજાય છે અને તેથી જગતનું સ્વરૂપ પણ સમજાય છે તેથી મુકત જીવ એટલે ઉત્તમ પુરૂષ પુરૂષોત્તમ થઇ જગતમાં રહે તે ખાસ જરૂરનું છે. જો મોક્ષ પામ્યા પછી પુરૂષનું પુરૂષત્વ જતું રહેવું જોઇએ એ ધર્મ સત્ય હોય તો જગત્ એક અંધકારમય—અજ્ઞાનમય દુ:ખમય સમુદ્ર જેવું જ નિત્ય રહે અને એવું જગત્ કોઈ સારથી વગરના ચાલતા રથની માફક અનિયંત્રિત સ્વપ્નવત્ માનવું પડે.

આતુર સંન્યાસીઓ આવા પ્રકારનું જગત્ માનવામાં અતિ આગ્રહ રાખે છે પણ જો જગતમાં જીવ પોતે જ સ્વપ્નવત્ મિથ્યા હોય તો જીવનો જગતમાં મોક્ષ પણ મિથ્યા માનવો પડશે. કેવળ અદ્વૈત મતમાં પુરૂષ અને પુરૂષોત્તમ અથવા જીવ અને બ્રહ્મ એક માનવામાં આવ્યો છે. તે વચ્ચે ભેદ અજ્ઞાનથી આવેલ છે અને જ્ઞાનથી તે ભેદ મટી જતાં જીવ મૂળ સ્વ-ભાવ પ્રાપ્ત કરી બ્રહ્મી-ભૂત થાય છે પણ એવા મોક્ષથી કોને ફાયદો થયો! બ્રહ્મ પોતે નિત્ય મુક્ત છે, શાંત છે, શુદ્ધ છે. જગત્ પણ તેવું ને તેવું જ રહે છે અને એક જીવનું સ્વપ્નું મટવાથી તેને કાંઈ અસર થતી નથી, માત્ર જીવને જ લાભ થાય છે. તે દુઃખ માંથી મુક્ત થઈ સુખ અને આનંદ મેળવે છે તેથી જીવની મુક્ત દશામાં પણ જીવ તત્ત્વ સત્ય હોવું જોઇએ. પણ માયાવાદમાં જીવ મિથ્યા છે, માયામય છે, તેથી મિથ્યા જીવનો મિથ્યા જગ-તમાં મિથ્યા બંધથી છુટવું તે જ મિથ્યા જીવનો પુરૂષાર્થ થયો. કારણ કે જ્ઞાનની પરાકાષ્ઠાએ એમ કહેવાય છે કે "કોઇને બંધન નથી, કોઈ મુક્ત નથી કોઈ મુક્ત થવા ઇચ્છતો નથી" વિદ્યા અને અવિદ્યા બન્ને કલ્પિત મનાય છે. તેવા મોક્ષમાં પણ માયા આવી આપણા તે કલ્પિત જ્ઞાનને હસે છે કારણ કે તેનુ જ્ઞાન માયાને જાણે બરાબર સમજાયું હોય તેવો દેખાવ કરે છે.

એમ પણ કહેવાય કે આ વિષય બરોબર સમજાવી શકાતો નથી. કારણ કે માયા અનાદિ છે અને તેથી અનિર્વચનીય છે, આપણે માટે તો તે માયા સત્ય છે અને સ્વીકારવી પડે છે. તેને અનિર્વચનીય કહી આપણે એક ભૂલમાંથી બીજી ભૂલ કરી છુટીએ છીએ. જીવ મોટું અભિમાન ધારણ કરી પોતાના

નાના અહંકારની ગાંઠ છોડે છે કે જ્યાં તે પોતાની જ મુક્તિ ઇચ્છે છે. માયામાં પોતાના જ વિભક્ત જીવનનો મોક્ષ માગે છે. બીજો જીવ જાણે આપણા મનની માયા હોય, તેઓના મોક્ષની જાણે આપણને કાંઇ જરૂર ન હોય, આપણો આત્મા જ સત્ય છે અને એને માટે આપણા જ મોક્ષની જરૂર છે તેવું અભિમાન વધી પડે છે. પણ તે મ્હોટો અહંકાર છે. હું મારો પોતાનો મોક્ષ સત્ય માનું અને બીજાના જીવ કે જે પણ મારૂં જ સ્વરૂપ છે તે બંધનમાં રહે એ કઈ જાતનો મોક્ષ કહેવાય?

આપણે જ્યારે જીવ જગત્ અને ઇશ્વરના ધર્મ સમજીએ છીએ ત્યારે જ સત્ય સમજાય છે. આપણે એક ઇશ્વરની વિવિધ પ્રકારની સૃષ્ટિ માનવી જોઇએ. સૃષ્ટિ એકની એક છતાં તેનો વિવિધ પ્રકારનો સ્વભાવ સમજવો જોઇએ. એક સ્વભાવમાંથી જ અનેક ભાવ થયેલ શું આપણે જોઈ શકતા નથી? પ્રભુ પોતાના એક સ્વરૂપથી અથવા અનેક રૂપથી પણ બંધાતા નથી એ શું સ્વાભાવિક પરમ સત્ય નથી? તે નિર્ગુણ એટલા માટે જ છે કે સર્વ ગુણથી અતીત રહી સર્વ પોતામાં અંતર્ભૂત રાખે છે. તેનાથી બીજી કોઈ વસ્તુ અતીત નથી. તેના જેવો બીજો કોઇ મુક્ત નથી, મુમુક્ષુ નથી, તે જ ઉત્તમ પુરૂષની દશા છે, પુરૂષોત્તમ પદ છે, પુરૂષનો પુરૂષોત્તમ ભાવ છે. **તે પુરૂષોત્તમ એટલા બધા મુક્ત છે કે તે પોતાની મુક્ત દશાથી પણ બંધાતા નથી.** છતાં બંધનમાં પડ્યા વગર બંધન હોય તેવો દેખાવ કરી શકે છે. પોતે પરિમિત થાય છે. પણ તેનું પરિણામ આત્મનિષ્ઠ છે. અહંકારથી થતું તેનું પરિણામ એક પ્રકારની મુક્તિ છે કે જેથી તે પોતાનો સર્વાતીત

ભાવ અને સર્વાત્મભાવ દરેક વ્યક્તિમાં (જીવનમાં) તિરોભાવ આવિર્ભાવ કરે છે.

સર્વાતીત સ્વરૂપ સર્વથી અતીત છે. દેશ અને કાળથી પણ અતીત છે. સગુણ અને નિર્ગુણથી પણ અતીત છે. પણ જગતમાં પોતાને ગમે તેવા પ્રપંચ રચે છે. તે પોતાની માયાથી એકત્ત્વ અને અનેકત્વ ધારણ કરે છે અને તેથી અજ્ઞાન, અલ્પ-જ્ઞતા, અને સર્વજ્ઞતા એમ ત્રણ પ્રકારના ભાવ થઈ જાય છે. કારણ કે આપણે જોઇએ છીએ કે અનેક જીવ દૃષ્ય શરીરોના અભિમાનથી અજ્ઞાનમય જીવન ગાળે છે. તેમને સત્ય જ્ઞાન હોતું નથી. ત્યાર પછી અલ્પજ્ઞ થતાં અહંકારથી તે અમુક પ્રકારની એકતા સિદ્ધ કરવા મથે છે પણ તે એકતા માત્ર નામ અને રૂપવાળા બાહ્ય જીવનમાં શોધે છે અને અંતર્જીવનને અંત-ર્ભૂત રાખે છે તેથી તે પોતે એક છે એટલું જ નહિ પણ તે બીજા સાથે પણ એક છે તેની તેને ખબર પડતી નથી.

સમષ્ટિજીવના અહંકારમાં થતા આવા પરિણામથી અલ્પજ્ઞ, અપૂર્ણ શક્તિવાળા જીવ ઉત્પન્ન થાય છે પણ જ્યારે તે અહંકાર પોતાનો પરિમિત ભાવ છોડે છે ત્યારે તે સર્વજ્ઞ થાય છે. પુરૂષ અહંકારના અધ્યાસથી મુક્ત થતાં સર્વજ્ઞ થઇ પુરૂષોત્તમ થાય છે. તેને જગતનું જ્ઞાન થાય છે. તે સર્વાત્મભાવ પોતાનો કરી સર્વાતીત ભાવમાં પ્રવેશ કરે છે. જગતમાં તે ભાવ અનેક રૂપે એકત્વ પ્રગટ કરી આનંદ લે છે.

તેથી જીવનો મોક્ષ ઇશ્વરની ઇચ્છાથી જ થાય છે. પુરૂષોત્તમ પુરૂષને પુરૂષોત્તમ કરે તે સ્વાભાવિક છે. તે સત્ય ઉપર જ સર્વ જીવનનો આધાર છે. તે વખતે સૌમાં સર્વાત્મભાવ પ્રાપ્ત

કરવાની શરૂઆત થાય છે. પણ મુક્ત પુરૂષનો મોક્ષ ઉપર અને બહાર બન્ને તરફ વધવો જોઈએ. તેને સર્વાત્મભાવ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેનો સર્વાતીત ભાવ અપૂર્ણ રહે છે પણ પૂર્ણ થયા પછી તે અતીત ભાવ અનેક રીતે અનેકમાં વ્યાપી અનેકને મુક્ત કરે છે. જેમ એક પશુ સમાન ધર્મવાળા બીજા શરીરોમાં પોતાના ધર્મની અસર કરે છે તેમ મુક્ત પુરૂષ બીજા મુમુક્ષુ પુરૂષમાં પોતાની અસર કરે છે તેથી જ્યારે જ્યારે એક પણ પુરૂષ મુક્ત થાય છે ત્યારે ત્યારે તેના મોક્ષની અસરથી પૃથ્વીમાં બીજા ઘણા પુરૂષ તેજ વખતે મુક્ત થાય છે. એટલું જ નહિં પણ તેની અસર બીજી પૃથ્વીઓમાં પણ પહોંચે છે. કારણ કે તેના આત્મવિકાસને હદ નથી. મહાત્મા બુદ્ધ જ્યારે નિર્વાણ પામવાની તૈયારીમાં હતા ત્યારે પાછા વળી તેમણે સોગંદ લીધા હતા કે જ્યાં સુધી આ પૃથ્વીમાં એક પણ જીવ બંધનમાં રહેશે ને દુઃખમાંથી મુક્ત નહિ થાય, અહંકારથી મુક્ત નહિં થાય ત્યાં સુધી હું નિર્વાણમાં નહિં જાઉ. એવી તેમની ગંભીર પ્રતિજ્ઞા શું માત્ર લોકકથા જ છે? શું તે સત્ય નથી?

પણ પુરૂષ પુરૂષત્વ છોડયા વગર પુરૂષોત્તમ થઈ શકે છે. પુરૂષોત્તમ નિત્ય મુક્ત છે. તે બે પ્રકારે મુક્ત છે. એક સ્વરૂપે મુક્ત છે, અનેક રૂપે પણ મુક્ત છે. અનેક રૂપ લેવા માટે મુક્ત છે. અનેક રૂપ લઇને પણ મુક્ત રહે છે તેથી પુરૂષ પુરૂષોત્તમ થાય ત્યારે તેનો પણ તેવો જ સ્વભાવ થવો જોઇએ. તેવો સ્વભાવ થાય તો જ પુરુષ સમગ્ર ભાવે પુરૂષોત્તમ થઈ શકે. જે સાધનથી મુક્તિ મળે છે તેનો ત્યાગ કરવાથી મુક્તિ અપૂર્ણ રહે છે, કારણ કે ઇશ્વરે સાધનને પણ પોતાનું રૂપ માનેલ

છે. ક્રિયામાં જ મગ્ન રહેવાથી નીચેના સગુણ તત્ત્વનો જ અનુભવ થાય છે અને ઉપરનું નિર્ગુણ તત્ત્વ ભૂલી જવાય છે પણ જો પુરૂષોત્તમ સગુણનિર્ગુણ બન્નેમાં એક વખતે રમે છે તો મુક્ત પુરૂષે નિર્ગુણમાં જ શા માટે રહેવું જોઈએ ? પુરૂષોત્તમ જેવી રીતે મુક્ત રહે છે તેવા જ પ્રકારની સાદૃશ્ય મુક્તિ પુરૂષને મળે તો જ તે પૂર્ણ કહી શકાય.

અવિદ્યામય અનેકાકાર પ્રપંચવાળું આપણું અહંકાર જીવન કે જેમાં દુઃખ શોક ભરેલા છે તેમાંથી જ આપણો રસ્તો નીકળવાનો છે. વિદ્યા અને અવિદ્યા બન્નેનું ઐક્ય, બન્નેનું સત્ય સમજ્યાથી જ, બન્નેના અનુભવથી જ આપણે અમર થઇએ છીએ, પરમ આનંદ મેળવી છીએ. અજન્મા નિર્ગુણ સ્વરૂપની પ્રાપ્તિથી આપણે નીચેના જન્મ મૃત્યુવાળા ભાવથી છુટીએ છીએ અને પુરૂષોત્તમની માફક જન્મ અને પરિણામ પણ સ્વીકારવાથી આપણે મૃત્યુને તરીને અમર છતાં પુરૂષરૂપે સ્વતંત્ર રહી અવતાર લેવાથી જનસમાજનું પરમ કલ્યાણ કરી શકીએ છીએ.

## પ્રકરણ ૧૨ મું.

---

### યોગના ચાર સાધન.

---

He who chooses the Infinite has been chosen by the Infinite.

Great, indeed, but few are those to whom self-knowledge from within is thus self sufficient and who do not need pass under the influence of a written book or a living teacher.

For the Sadhaka of the Integral Yoga, it is necessary to remember that no written Shastra, however great its authority or however large its spirit can be more than a partial expression of the eternal knowledge. He will use but never bind himself even by the greatest scripture.

For he is not the Sadhaka of a book or of many books, he is a Sadhaka of the Infinite.

By this Yoga we not only seek the Infinite but we call upon the Infinite to unfold Him-

self in human life. Therefore, the Shastra of our Yoga must provide for an infinite liberty in the receptive human Soul. A free adaptability in the manner and the type of the individual acceptance of the Universal and the Transcendent into himself is the right condition of the full spiritual life in man.

For freedom is the final law and the last consummation.

The process of the Integral Yoga has three stages, not indeed sharply distinguished or separate but in a certain measure successive, the effort towards self transcendance and the attainment of the Divine, the reception of that which transcends into overselves for the transformation of our conscious being and utilization of our transformed humanity as a divine centre in the World.

Always it is the higher power that acts. Our sense of personal effort and aspiration comes from the attempt of egoistic mind to identify itself with the workings of the Divine Force in the ordinary terms of

mentality which it applies to its normal experiences in the world.

When the ego realises that its will is a tool; its wisdom, ignorance and childishness; its power, an infant's grooping; its virtue, a pretentious impunity and learns to trust itself, to that which transcends itself, that is its salvation.

As the Supreme Shastra of the Integral Yoga is the eternal Veda secret in the heart of every man, so its supreme Teacher is the World Teacher, the Jagat-Guru secret within us.

To see, know, become, fulfil this One in our inner selves and in all our outer existence is the secret goal of our terrestrial existence, to be conscious of Him in all parts of our being and in all that we now see as outside our being is the consummation of the individual consciousness; to be possessed by and possess Him in ourselves and in all things is the term of all empire and mastery; possessing to enjoy Him in all experience of passivity and activity, of peace and of power, of

unity and of difference, it is the happiness which the ego in the world is obscurely seeking. This is the entire definition of the aim of Integral Yoga. For it is rendering in personal experience of the truth which universal Nature has hidden in herself and she travels to discover. It is the conversion of the human soul into the Divine Soul and of Natural life into Divine living.

As in the world so in ourselves we cannot see God because of His workings and especially because He works in us through our nature and not by a succession of arbitrary miracles. Man demands miracles that he may have faith; he wishes to be dazzled in order that he may see.

It is not sufficient to worship Krishna, Christ or Budhha, without, if there is not the revealing and formation of the Budhha, the Christ or Krishna in ourselves.*

યોગસિદ્ધિ યોગક્રિયાની પરિપૂર્ણતા છે અને તે નીચેના ચાર સાધન સામટા ઉપયોગથી પ્રાપ્ત કરી શકાય છે.

* The Synthesis of Yoga, The four aids. Arya. 15-1-1915

(૧) શાસ્ત્ર.
(૨) ઉત્સાહ.
(૩) ગુરૂ.
(૪) કાળ.

પરમ યોગ એટલે જેને યોગની પરાકાષ્ટા કહે છે તે પ્રાપ્ત કરવા માટે ઉત્તમ શાસ્ત્ર સ્વયંજ્યોતિ વેદ છે કે જે સર્વ મનુષ્યના હૃદયમાં ગુપ્ત રહેલ છે. આપણા હૃદયમાં જ્ઞાન અને મોક્ષનું જે કમળ સંકોચાઇ ગયું છે, તે જ આપણામાં વિકાસ પામે છે. જેમ જેમ મનુષ્યનું મન પ્રભુ તરફ વળતું જાય છે તેમ તેમ તે બહારની અંતવત્ પરિણામી દૃશ્ય વસ્તુઓમાં અનાસક્ત થઈ–મુક્ત થઇ યથાશક્તિ પ્રભુના અનંત સ્વરૂપ તરફ ઢળતું જાય છે, તેમ તેમ તે કમળની પાંખડીઓ ઉત્તરોત્તર જ્ઞાન પ્રભાવથી એક પછી એક ઉત્સાહના પ્રમાણમાં ધીરે ધીરે અથવા ત્વરાથી ઉઘડે છે. પરમાર્થ માર્ગમાં વળ્યા પછી સર્વ જીવન, સર્વ વિચાર, સર્વ શકિત, સર્વ ક્રિયા, સર્વ અનુભવ જીવાત્માને જોર આપે છે અને તેનાં વિઘ્ન મટાડી તેને શુદ્ધ કરી શ્રેયના માર્ગે વાળે છે. **જેને પ્રભુ પ્રિય બને છે તે પ્રભુને પ્રિય બને છે.** તે પ્રભુના પ્રસાદથી જાગૃત થાય છે. પ્રભુના અનુગ્રહ સીવાય જીવની ઉત્તમ ગતિ થતી નથી. પણ એક વખત અનુગ્રહ થયો તો એક જ જન્મમાં અથવા જગતમાં ધીરે ધીરે અનેક જન્મ લેતાં પુરૂષ પુરૂષોત્તમ થઇ શકે છે તેમાં શંકા નથી.

પુરૂષના મૂળ સ્વરૂપનાં જે સત્ય વસ્તુ રૂપે ન જ હોય તેવું કાંઇ તેનું મન સમજી શકતુ નથી. પૂર્ણ પુરૂષોત્તમનું સ્વરૂપ પુરૂષમાં છે અને તે પ્રાપ્ત કરવા જ પુરૂષ પુરૂષાર્થ કરે છે. આપણે પુરૂ-

ષોત્તમને જાણીએ છીએ, આપણે પુરૂષોત્તમ થઇએ છીએ કારણ કે મૂળ સ્વરૂપે આપણે પુરૂષોત્તમ જ છીએ. સર્વ પ્રકારનું જ્ઞાન તેને જ વ્યક્ત કરે છે. સર્વ પ્રપંચ તેનો જ આવિર્ભાવ કરે છે. આત્મભાવમાં સ્થિર થવું તે ઉત્તમ પદ છે. આત્મજ્ઞાન તેનું સાધન છે.

આત્મવિકાસનું ખાસ સાધન 'શબ્દ' છે તેને શ્રુતિ કહે છે. તે અંતરાત્મામાં સંભળાય છે અથવા બહારથી સભળાય છે તેથી અંતરાત્મા જાગૃત થઇ વિકાસ થવા માંડે છે. તેનો શબ્દ સૌના હૃદયમાં રહેલ અંતર્યામિ તરફથી મળે છે. કોઇક જ એવો ભાગ્યશાળી પુરૂષ હોય છે કે જે તે શબ્દથી જ પોતાનું કલ્યાણ કરી શકે છે અને જેને બીજા કોઇ સાધનની જરૂર પડતી નથી. કારણ કે જે શબ્દથી તે યોગ શરૂ થાય છે તે પ્રભુનો જ શબ્દ હોવાથી તેની આજ્ઞા પ્રમાણે-તેના આદેશ પ્રમાણે તે પૂર્ણ થાય છે. તેના હૃદયમાં જ્ઞાનકમળની અંદર રહેલ અંતર્યામિ પોતાના અખૂટ તેજથી તે કમળની પાંખડીઓ ઉઘાડતા જાય છે. એવા પુરૂષો વિરલ છે પણ ખરેખર માનનીય છે કે જેને આવી જાતનુ અંતર્યામિથી મળતું આત્મજ્ઞાન જ પુરતુ છે અને જેને કોઇ છાપેલ પુસ્તકની અથવા કોઈ બીજા ગુરૂની જરૂર ન હોય.

સામાન્ય સંજોગોમાં આત્મવિકાસ માટે એટલે પ્રભુને આપણામાં પ્રગટ કરવા માટે બહારના શબ્દની-એટલે મંત્રની જરૂર છે. તે કોઈ ગુરૂનો મંત્ર હોય છે. એમ પણ કહેવાય છે કે ગુરૂ વગર જ્ઞાન મળે જ નહિ અને ઉપનિષદ્‌માં કહ્યું છે કે દેવકીપુત્ર શ્રી કૃષ્ણે પણ ગુરૂ પ્રણાલિકા ચલાવવા માટે ગોરારૂષિ પાસેથી ગુરૂમંત્ર લઇ જ્ઞાન મેળવ્યું હતું. તેવી જ રીતે

શ્રી રામકૃષ્ણ પરમહંસે આત્મબોધથી જ વિકાસ પામ્યા છતાં યોગના વિવિધ માર્ગમાં કેટલાક ગુરૂ કર્યા હતા પણ દરેક વખતે ઉપદેશ ગ્રહણ કરવાની પોતાની શક્તિથી બતાવી આપતા કે માત્ર ગુરૂ પ્રણાલિકાની જરૂર સમજાવવા માટે જ તે ગુરૂ સ્વીકારતા.

સામાન્ય રીતે ગુરૂ તરફથી મળતા જ્ઞાનથી સાધકને ઘણી અસર થાય છે. જો કોઇ આગળ થઈ ગયેલ રૂષિમુનિએ લખેલા શાસ્ત્રને આધારે કોઈ મુમુક્ષુ યોગ સાધતો હોય તો તે પોતાની મેળે અથવા ગુરૂદ્વારા દ્રવિભૂત થઈ શકે છે. બન્નેમાં તેને જે સત્ય લાગ્યું તેની ઉપર એકાગ્ર મન કરવાથી અને તે સત્યનો અનુભવ લેવાથી તેનો યોગ સફળ થાય છે. અથવા કોઇ નક્કી થયેલ માર્ગે સાધન કરે છે. આવું સાધન એકદેશી હોય છે પણ તેને રસ્તામાં તે જોઇએ તેટલી શકિત આપે છે કારણ કે જે માર્ગે અનેકનું કલ્યાણ થયું હોય છે તેવો નકકી થયેલ માર્ગ જ તે પકડે છે.

પરમ યોગનો અનુભવ અથવા યોગની પરાકાષ્ટાનો અનુભવ લેવા માટે સાધકે એટલું જાણવું જરૂરનું છે કે કોઇ પણ લખેલ શાસ્ત્ર પછી તે ગમે તેટલું પ્રમાણભૂત હોય અને ગમે તેટલું શક્તિવાળું હોય તો પણ અમુક પ્રકારનું જ આત્મતેજ આપી શકશે. તેણે તેવા શાસ્ત્ર જોવા પણ તેમાં જ બંધાઇ રહેવું નહિં. ગંભીર, વિશાળ જ્ઞાન ઉત્પન્ન કરે તેવું શાસ્ત્ર હોય તો તે ઉત્તમ પ્રકારની અસર કરે છે, અને આત્મવિકાસમાં અનેક રીતે સાધનભૂત થાય છે. ઘણા વખત સુધી ઉત્તમોત્તમ ગ્રંથ પણ જોવા પડે છે. હિંદુ હોય તો પ્રસ્થાનત્રય એટલે શ્રીમદ્-

ભગવદ્ગીતા, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રનો આધાર લઈ શકે છે અથવા ભૂતકાળમાં મહાત્માઓએ લખેલા સારા ગ્રંથોમાંથી સત્ય ગ્રહણ કરી કલ્યાણ કરી શકે છે પણ અંતે તેણે સર્વ શાસ્ત્રથી અતીત થઇ પોતાના આત્મામાં જ સ્થિર થવું જોઇએ. ગીતા પોતે પણ કહે છે કે शब्द ब्रह्मातिवर्तते એટલે લખેલ શાસ્ત્ર એટલે શબ્દબ્રહ્મથી અતીત થવું જોઇએ. જેટલું સાભળ્યું, જેટલું સાંભળવાનું છે તે સર્વથી અતીત થવું જોઇએ. श्रोतव्यस्य श्रुतस्य च, કારણ કે તે એક અથવા અનેક શાસ્ત્રનો સાધક નથી પણ અનંત પ્રભુપદનો સાધક છે.

યોગના અનેક માર્ગમાં અનેક શાસ્ત્રો છે. દરેક માર્ગવાળાને પોતાનું શાસ્ત્ર હોય છે. આપણા આર્યદેશમાં આગળના શાસ્ત્રો બહુ માન્ય છે. યોગના માર્ગ જાણે નક્કી થઇ ગયેલ જ હોય તેમ જે માર્ગે ગુરૂને યોગ પ્રાપ્ત થયો હોય તે જ માર્ગ તે શિષ્યને ગ્રહણ કરવાનું કહે છે અને નવો માર્ગ બતાવે તો બીજા તેને તરત કહેવા નીકળે છે કે તે શાસ્ત્રને આધારે નથી. પણ સત્ય જોતા એમ જણાય છે કે અમુક માર્ગે જઇએ તો જ યોગ પ્રાપ્ત થાય તેવું નથી. અગાઉના શાસ્ત્રો માત્ર જે માર્ગે ઘણા મનુષ્ય યોગ પ્રાપ્ત કરી શકયા હતા તે માર્ગ જ બતાવે છે. અને તે સામાન્ય જીજ્ઞાસુને સરળ લાગે છે તેથી તેવા માર્ગનો ઉપયોગ ઘણો થાય છે પણ છતાં અનેક રીતે યોગ સાધવો હોય તો પણ બની શકે છે રાજયોગ જેવા નક્કી થયેલ યોગ પણ પતંજલીના યોગશાસ્ત્રની મદદ વગર ઘણી રીતે પ્રાપ્ત કરી શકાય છે. કર્મ, ભક્તિ અને જ્ઞાન ત્રણ માર્ગની પણ ઘણી

નાની શાખાઓ છે અને સર્વ અંતે એક સ્થળે સાધકને લઈ જાય છે. જે જ્ઞાનની સાધકને જરૂર હોય તે નક્કી કર્યા પછી, કયે માર્ગે કઈ યુક્તિથી કયા રૂપમાં યોગ પ્રાપ્ત કરવો તે સૌના સ્વભાવાનુસાર જ નક્કી કરવું વધારે સારૂં છે. કારણ કે એક સત્ય પ્રાપ્ત કરવાના આગ્રહમાં સૌની વિવિધ પ્રકારની વૃત્તિઓને પણ સંતોષ મળવો જોઇએ. તેથી પરમ યોગમા સાધકને કોઈ શાસ્ત્રના પરિઘથી બંધાવાની જરૂર નથી પ્રાચીન ગ્રથોમાં આપેલ જ્ઞાન લીધા છતાં વર્તમાન અને ભવિષ્ય કાળ માટે તે નવા માર્ગ શોધી શકે છે. પોતાના અનુભવમાં દરેક પ્રકારની સ્વતંત્રતા અને એક જ સત્યને નવા રૂપમાં બનાવવાની શકિત પણ આવા યોગેશ્વરને હોય છે, સર્વ જીવન પોતાનું કરતાં કરતાં-જેમ એક જાત્રાળુ એક મોટે માર્ગે જાત્રાને સ્થળે પહોચે છે તેમ ન જતાં-નિર્જન અરણ્યમાં પોતાનો માર્ગ શોધતા મુસાફરની પેઠે સાધક પરમ યોગ સાધી શકે છે. કારણ કે આગળના રૂષિમુનિઓના યોગ સાધન તે તે વખતના જીવનને અનુકૂળ હતા. તેવા પ્રકારનું જીવન વર્તમાન કાળમાં નહિ રહેલ હોવાથી તે સાધન અત્યારે નિરૂપયોગી છે. તે આપણને કામ આવી શકે તેમ નથી. તે કાળ પછી અત્યારે મનુષ્ય ઘણો આગળ વધી ગયો છે. તેનુ જીવન બદલાઇ ગયું છે અને તે જ યોગ કોઇ જુદા જ સાધનથી પ્રાપ્ત કરવાની જરૂર લાગે છે.

તેથી આ યોગમાં આપણે માત્ર પ્રભુને જ શોધતા નથી પણ પ્રભુ આપણામાં તેનું સ્વરૂપ પ્રગટ કરે તેવી માગણી આગ્રહપૂર્વક કરીએ છીએ તેથી આપણું યોગશાસ્ત્ર દરેક મનુષ્યને પૂર્ણ સ્વતંત્રતા આપે તેવું હોવુ જોઇએ. દરેક મનુષ્ય પ્રભુનો સર્વાત્મ-

ભાવ અને સર્વાતીતભાવ પોતાના સ્વભાવ પ્રમાણે પોતાનો કરી શકે તેટલો સ્વતંત્ર હોવો જોઇએ વિવેકાનંદ કહેતા કે દરેક ધર્મ અનેક રીતે એક સત્યને બનાવી શકે તો જ તે અતિ માન્ય થઇ શકે અને તો જ તે અનેકને લાભકારક થાય, અને જેટલા મનુષ્ય તેટલા ધર્મ થાય તો જ તે સત્ય પરિપૂર્ણ જાણી શકાય. દરેક મનુષ્ય એક જ નક્કી થયેલ માર્ગ અંગીકાર કરવાને બદલે પોતાના સ્વભાવ પ્રમાણે-સ્વતંત્ર રીતે પોતાનો નવો માર્ગ શોધી પુરૂષોત્તમ થઈ શકે તો જ તેણે ખરો પુરૂષાર્થ કર્યો કહેવાય. તેવી જ રીતે પરમ યોગના સાધકે પણ સ્વ-ધર્મથી સ્વભાવ પ્રમાણે સ્વતંત્ર રીતે યોગ સાધવો તે વધારે કલ્યાણકર છે. તેણે પોતાના સ્વભાવથી અતીત જે પોતાનું સ્વરૂપ છે તે પ્રાપ્ત કરવું જોઇએ કારણ કે સર્વ પ્રકારે સ્વતંત્રતા મેળવવી તે મુકિતની પરાકાષ્ટા છે.

છતા તેવી સ્થિતિ પ્રાપ્ત કર્યા પહેલાં કાંઇક સામાન્ય સૂચના કરવાની જરૂર છે કે જે સાધકના વિચાર અને અનુભવને યોગ્ય માર્ગે દોરે. પણ તે માત્ર સામાન્ય છે અને પોતાના સ્વભાવ પ્રમાણે તેનો ઉપયોગ કરવો જોઇએ. દરેક શાસ્ત્ર ભૂતકાળના અનુભવ ઉપર લખાયલુ હોય છે કે જે ભવિષ્યને માટે ઉપયોગી થાય છે. તે એક પ્રકારનું સાધન છે. માર્ગસૂચક ખાંભા છે. જે માર્ગે ઘણા ગયા હોય તે માર્ગ બતાવે છે કે જેથી સાધક જાણી શકે કે તે કયાં અને કયે માર્ગે જાય છે.

બાકીનું બીજુ તેના પુરુષાર્થ અને અનુભવ ઉપર અને તેના ગુરૂની શકિત ઉપર આધાર રાખે છે.

## ૨. ઉત્સાહ.

યોગનો વેગ, તેની પરિપૂર્ણતા, તેનું તેજ, તેની શકિત, તેનું પરિણામ વિગેરેનો આધાર (શરૂઆતમાં) સાધકના પોતાના ઉત્સાહ ઉપર રહે છે. યોગ ત્યારે જ શરૂ થાય છે કે જ્યારે સાધક પોતાનું અહંકારી અને બહિઃર્મુખ જીવન ફેરવી, પોતાની દૃષ્ટિ વિશાળ કરી, ઉત્તમ થઇ, સર્વાત્મ અને સર્વાતીત સ્વરૂપને પોતામાં પ્રગટ થવા આપે છે તેથી યોગની પહેલી સિદ્ધિ પ્રાપ્ત થયે સાધકનો ઉત્સાહ વધે છે અને તે અંતર્મુખ થાય છે. પ્રભુ ઉપર પ્રેમ, તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા, તેના સ્વરૂપ ઉપર એકાગ્રતા, તે પોતાના કરવા માટે સર્વ શકિતનો ઉપયોગ વિગેરેથી તેનો ઉત્સાહ દેખાઈ આવે છે. **ખરો સાધક તે જ કહેવાય કે જે કહી શકે કે પ્રભુ માટે મારો ઉત્સાહ એટલો વધ્યો છે કે તેણે મને મારી નાંખ્યો છે.**

આવો ઉત્સાહ હોય, પ્રભુના દર્શન માટે આવી વ્યાકુળતા થાય, તો જ પ્રભુના તેજમાં તેનો અહંકાર ગળી જાય અને અહંકારથી થયેલ પરિમિત જીવન તુટી, અપરિમિત, અગાધ, ઉત્તમ જીવનમાં જઇ પુરૂષોત્તમ થઈ શકે.

પણ પુરૂષનો પુરુષાર્થ એ ફક્ત એક જ દિશાનો પ્રયત્ન છે. પરમયોગના પુરૂષાર્થમાં ત્રણ પ્રકાર છે તે પૃથક્ નથી પણ એક પછી એક એમ અનુસરે છે.

(૧) પોતાના સ્વભાવથી એટલે ત્રણ ગુણથી અતીત થઈ પ્રભુને પોતાના કરવા.

(૨) ગુણાતીત સ્વરૂપ જાણ્યું તે પોતાના હૃદયમાં પ્રગટ કરી પોતાનું અંતઃકરણ શુદ્ધ કરવું. અને

(૩) શુદ્ધ કરેલ હૃદયથી પ્રભુની પ્રભુતા પ્રાપ્ત કરી પુરૂષોત્તમ થઇ જગતમાં દૃષ્ટાંત રૂપે અનેકનું કલ્યાણ કરવા રહેવું.

જ્યાં સુધી પ્રભુના કાંઇક દર્શન થયાં નથી, તેની ઝાંખી થઈ નથી, તેની સાથે કાંઇ પણ સંબંધ થયો નથી, સાયુજ્યભાવ આવ્યો નથી, ત્યાં સુધી સાધકે પૂર્ણ ઉત્સાહ રાખવો જોઇએ પણ જેમ જેમ પ્રભુની સાથે સાયુજ્યતા આવતી જાય તેમ તેમ સાધકે જાણવું જોઇએ કે પોતાની ઇચ્છાથી કોઇ બીજી બળવાન ઇચ્છા છે, પોતાના અહંકારથી બીજી કોઇ અગાધ શક્તિ છે, કે જે પોતાનાં કામ કરી રહે છે અને તે શક્તિને, ને સત્તાને પોતે પોતાનુ સર્વસ્વ અર્પણ કરવુ જોઇએ એટલુ જ નહિ પણ પોતાના અપૂર્ણ યોગની પૂર્તિ કરવાનું પણ તેને સોંપી દેવું જોઇએ. તે પ્રમાણે તેની ઇચ્છા અને ક્રિયા પ્રભુની ઇચ્છા અને ક્રિયા સાથે એક થઇ જશે. અને પછી પ્રભુ સાધકનાં મન, પ્રાણ અને શરીરને પોતાની પ્રભુતાથી નવા રૂપ આપશે કે જે પરિણામ તેને અહંકારી સાધનાથી આવે તેમ નથી.

આ પ્રમાણે જ્યારે સાયુજ્યતા પરિપૂર્ણ થાય છે ત્યારે જ પ્રભુ તેનામાં પ્રગટ થાય છે અને જનસમાજનું પરમ કલ્યાણ કરવા તેનામાં અવતરે છે. સર્વ તે પદ પ્રાપ્ત કરી શકે તે માટે તે સાધક દૃષ્ટાંતરૂપ થાય છે.

સર્વ કર્મ પ્રભુની પ્રભુતાથી જ થાય છે. પુરૂષાર્થ કરવાની આપણી ઇચ્છા આપણા અહંકારથી આવે છે. આપણો અહંકાર, આપણા મનની અંદર થતી પ્રભુની ક્રિયાને આપણી ક્રિયા માની બેસે છે. અને તેથી જે જ્ઞાન, જે શક્તિ અને જે સદ્ગુણ

વિગેરે પ્રભુની ઇચ્છાથી, પ્રભુની ક્રિયાથી આપણાં મન, પ્રાણ અને શરીરમાં આવે છે તે આપણા પુરૂષાર્થથી જ આવ્યાં હોય તેમ માની બેસીએ છીએ. સત્ય જ્ઞાન પ્રાપ્ત થયા પછી ખબર પડે છે કે અહંકાર માત્ર સાધન છે. અને આ બધાં પરિણામ આપણાં એટલા માટે લાગે છે કે તે આપણા આત્માથી ઉત્પન્ન થયાં છે, આપણા અહંકારથી થયાં નથી. જ્યારે અહંકારને ખબર પડે છે કે તેની ઇચ્છા માત્ર એક સાધન છે, તેનું ડહાપણ અજ્ઞાન છે, બાળક બુદ્ધિ છે, તેની શક્તિ બાળકનાં તરફડીઆં છે, તેનો સદ્‌ગુણ અવગુણ છે અને જ્યારે તે પોતામાં રહેલ સર્વાતીત પ્રભુનું શરણ લે છે ત્યારે જ તેનો મોક્ષ થાય છે. આપણી અહંકારી સ્વતંત્રતા માયામય છે. એટલે અનેક વિચાર, લાગણીઓ, અનેક રૂપ કે જે આપણે આપણાં માન્યા નથી તેના ઉપર પરતંત્ર રહે છે. અહંકારથી છુટવાથી જ પૂર્ણ સ્વતત્ર થવાય છે. તેનાથી છુટી પ્રભુને શરણ જવાથી સર્વાંશે મુક્ત થઈ પુરૂષ પુરૂષોત્તમ બને છે.

પણ વ્યાવહારીક દૃષ્ટિએ ત્રણે સ્થિતિની જરૂર છે. અને તેનો ઉપયોગ છે. કારણ કે જો કે આપણે પહેલેથી જ આપણા મનથી અને બુદ્ધિથી એમ માનીએ કે પ્રભુ જ સર્વ કરે છે તો પણ આપણો સ્વભાવ જ એવો હોય છે કે આપણને તે વસ્તુ-સ્થિતિ તરત અનુભવમાં આવતી નથી. તેથી અમુક વખત સુધી અમુક કાળ સુધી પુરૂષાર્થ કરવો પડે છે અને ઉત્સાહ રાખવો પડે છે. પોતાની ઇચ્છા પ્રભુની ઇચ્છાને વશ રાખવી પડે છે. મનના મનોરથ, હૃદયની લાગણીઓ, પ્રાણની કામ-નાઓ, અને શરીરની ચેષ્ટા સર્વને શુદ્ધ કરી પોતપોતાને

સ્થાને લગાડવાં પડે છે. ત્યારે જ અલ્પજ્ઞ તત્ત્વો સર્વજ્ઞ તત્ત્વને શરણુ થઇ શકશે. કારણુ કે ત્યારે જ તે પ્રભુને અર્પણુ કરવાને યોગ્ય થાય છે અને આત્મયજ્ઞ થઈ શકે છે.

સાધકે પહેલાં પોતાની ઇચ્છાથી-પોતાના પુરૂષાર્થથી અહંકારને પકડવો જોઇએ. તેને મૂળમાંથી ઉખેડી આત્મતેજ તરફ વાળી આત્માનુ જ તેજ, અને તેનો અધિકાર સ્વીકારવાની ફરજ પાડવી જોઇએ. પછી વિકાસ પામતાં પામતાં તેણે પોતાની ઇચ્છા, પોતાનો પુરૂષાર્થ, પોતાની શક્તિ વાપરવી, પણુ આત્મજ્ઞાનથી આત્મશક્તિરૂપે આત્માને શરણુ રાખી વાપરવી જોઇએ. ત્યાર પછી આત્મવિકાસમાં વધારો થતા તે પોતાનાં નથી રહેતાં પણુ તટસ્થ રહેતાં જણાય છે. આત્મશક્તિ અને આત્મસ્વરૂપની અસર નીચે પોતાના શરીરમાં ક્રિયા કરતા જણાય છે. તે ઝરો કયા તળાવમાંથી નીકળે છે તે ખબર પડતી નથી. વિકાસ પૂર્ણ થયે આવી છેલ્લી વિભક્ત દશા પણુ જતી રહે છે અને તેની સર્વ ક્રિયા પ્રભુની જ ક્રિયા બને છે.

### ૩ ગુરૂ.

જેમ પરમ યોગનું ઉત્તમ શાસ્ત્ર સર્વના હૃદયમાં રહેલ વેદ સ્વરૂપ છે તેવી જ રીતે પરમ ગુરૂ પણુ આપણા સૌમાં ગુપ્ત રહેલ જગદ્‌ગુરૂ છે. તે જ આપણો અંધકાર પોતાના તેજથી મટાડે છે. અને તેમ કરતાં કરતાં પોતે જ પ્રગટ થાય છે. ધીરે ધીરે તેની સ્વતન્ત્રતા, સ્વભાવ આનન્દ, પ્રેમ, શક્તિ, અમરતા આપણામાં વ્યક્ત કરી નીચેના તત્ત્વને નવું રૂપ આપી આપણુ જીવન ઉત્કૃષ્ટ કરે છે. આપણામાં વહેતા તેની પ્રભુતાના ઝરાની અસરથી અને હાજરીથી આપણને સર્વાત્મભાવ અને સર્વાતીત ભાવ પ્રાપ્ત થાય છે.

ત્યારે તેને સ્વભાવ કેવો છે? તેનો સ્વધર્મ શું છે? તેનામાં કોઈ પણ પ્રકારનો ખાસ સ્વભાવ નથી. તેને કોઈ ખાસ ધર્મ નથી, તેનો ધર્મ, દરેક જીવન–હલકામાં હલકાથી ઉંચામાં ઉંચાને ઉત્તમમાં ઉત્તમ કરવાનું છે કારણ કે તેના યોગમાં કોઈ વસ્તુ એવી નાની નથી કે જે વાપરી ન શકાય અને કોઇ એવી મોટી નથી કે જે પ્રાપ્ત કરી તે શકાય. જેમ શેઠના નોકરને શેઠના વેપાર માટે અહંકાર ન જોઇએ કારણ કે તે સર્વ શેઠનું છે તેમ પોતાની અપૂર્ણતા માટે પણ સાધકે નિરાશ થવાનું નથી કારણ કે જે શક્તિ તેનામાં કામ કરે છે તે તેની નથી, પ્રભુની છે.

આપણા સૌના હૃદયમાં રહેલ અંતર્યામિ કે જે જ્ઞાતા છે, અને સર્વ કર્મના ભોકતા છે તેની આજ્ઞા પૂર્ણભાવથી સ્વીકારવી તે આ પરમ યોગમાં અતિ ઉપયોગી છે. તે આપણને જ્ઞાન રૂપે, પ્રેમ રૂપે, શકિત રૂપે, જીવ રૂપે, જગત રૂપે, આત્મ રૂપે, સર્વાતીત બ્રહ્મ સ્વરૂપે, પુરૂષોત્તમ સ્વરૂપે, સગુણ રૂપે, નિર્ગુણ રૂપે, અથવા આપણા મનને ગ્રાહ્ય થાય તેમ જણાવા જોઇએ તે (પહેલાં) ખાસ જરૂરનું નથી. અંતે આપણને ખાત્રી થશે કે તે સર્વ રૂપ તેનાં છે. પહેલાં તેના વિષે કેવી કલ્પના બાંધવી તેનો આધાર આપણાં કર્મ અને પ્રારબ્ધ ઉપર છે.

આ ઉપકારના અહંકારી વેગના કારણમાં પણ અંતર્યામિ પહેલાં અંતર્ધ્યાન થઈ રહે છે. જેમ જેમ આપણે શુદ્ધ થઇએ છીએ અને અહંકારથી છુટી આત્મજ્ઞાનમાં શાંતિ લઇએ છીએ તેમ તેમ આત્મતેજનો ભંડાર ખુલ્લો થતો જાય છે. વળી જ્યારે તેનાં દર્શન થાય છે ને તેનું જ્ઞાન થાય છે, ત્યારે તે ત્રણે કાળનું જ્ઞાન આપે છે એટલે તેનાં દર્શન થયાં પહેલાં આપણો ભાવ

શા માટે અપૂર્ણ હતો, આપણામાં અજ્ઞાન શા માટે હતું, આપણે જ્ઞાન માટે કેવી રીતે પ્રયત્ન કરતાં હતાં, અને યોગમાર્ગે ચડયાં પહેલાં સંસાર સુખ માટે આપણે કેવા તરફડતા હતા, વિગેરે સ્પષ્ટ થાય છે. આપણી આશા-નિરાશા, સફળ અને નિષ્ફળ પ્રયત્નોનાં કારણ જણાઈ આવે છે, તે એકદમ આપણો જ આત્મા હોય, તેમ લાગે છે. આપણા વિચાર તે (સાક્ષી) કરતા હોય તેમ જણાય છે. આપણી ઇચ્છા, ક્રિયા, આપણી શક્તિ તેની શક્તિથી જ ચાલતાં જણાય છે. આપણાં હૃદયની લાગણી તેના આનંદ માટે આકર્ષાતી હોય તેમ જણાય છે. તે આપણા જ પ્રભુ હોય, નાથ હોય, તેમ પુરૂષભાવે, મિત્રભાવે, સ્વામિભાવે, ગુરૂભાવે, અનેક ભાવે, અનેક રૂપે, આપણને મળે છે, આપણી પાસે પ્રગટ થાય છે.

વળી તે આપણા આત્મામાં એક વિશાળ જ્યોતિ સ્વરૂપ લાગે છે, જે આપણા પુરૂષાર્થથી પ્રાપ્ત થયું હોય એમ જણાતુ નથી પણ ને નિત્ય પ્રાપ્ત દેખાય છે. તે પૂર્ણ સ્વરૂપ આપણા અપૂર્ણ રૂપને નવું રૂપ આપે છે. ને આપણને ઇશ્વરરૂપે જણાય છે. તે ચૈતન્ય ગુરૂ અથવા અંતર્યામિ લાગે છે. તત્ત્વ વેત્તા જેને સર્વાતીત કહે છે તે તે છે. વિચારશીલ માણસો જે તત્ત્વને અવિચાર્ય કરે છે તે તે છે. જડવાદ જેને કુદરત કહે છે તે તે છે. તે એક જ છે કે જેને જુદા જુદા મતવાળા જુદાં જુદાં નામ આપે છે.

આવા એક ઇશ્વરને જોવા, જાણવા, તેને પોતાના કરવા અને તેને આપણા અંતર્જીવનમાં અને બહિર્જીવનમાં પ્રગટ કરવા તે આ જગતમા મનુષ્યજીવનનો ખાસ હેતુ છે. આપણુ જે કાંઈ છે તેમાં અને જે કાઇ આપણે આપણું નથી માનતા તેમાં

પણ તેને જોવા, જાણવા તે આપની અલ્પજ્ઞતાને તેની સર્વજ્ઞતામાં વિકાસ છે. તે આપણને તેના કરે, આપણે તેને આપણા કરીએ અને તેને સર્વમાં અનુભવીએ, તે જ આપણે પુરૂષાર્થ છે, આપણું સ્વરાજ્ય છે. તેને આપણા કર્યા પછી તેને ભોગવી આપણી સર્વ ક્રિયામાં, શાંતિમાં, સુખમાં, દુ;ખમાં શક્તિમાં, એક રૂપે, અનેક રૂપે, સર્વ રૂપે આપણે તેને આનંદ લેવો તે જ આપણું કર્તવ્ય છે. તે આનંદ જ આપણો અહંકાર છૂપી રીતે શોધે છે. પરમ યોગીની ઉત્તમ દશા આવી હોય છે કારણ કે જે સત્ય જગતમાં છે તેનો સર્વાંશે અનુભવ થવાની આ દશા છે. ત્યાં મનુષ્યજીવન ફરી જાય છે, અને પ્રભુમય બને છે. મનુષ્યની પ્રકૃતિ તે પ્રભુની શક્તિ બને છે.

તેનો ખરો ઉપાય એ જ છે કે આપણા હૃદયમાં રહેલ પ્રભુને પહેલા શોધવા. તેની શક્તિ કે જેમાં તેનું જ્ઞાન અને તેનો પ્રેમ પણ રહેલ છે તેને શરણ જવું અને તે આપણો પુરૂષાર્થ સફળ કરશે એવી શ્રદ્ધા રાખવી. પણ અહંકારી જીવમાં પહેલાં તેટલી હિમ્મત આવતી નથી અને આવે છે તો પણ તે જોઇએ તેટલા પ્રમાણમાં આવતી નથી. તેને મુશ્કેલી નડે છે તેનુ કારણ અહંકારથી જે વિચાર, લાગણી, ઈચ્છા વિગેરેની ટેવ પડી હોય તે તે રસ્તો બંધ કરે છે. તે તેમાં જે શ્રદ્ધા જોઇએ, જે શરણભાવ જોઇએ, જે હિમ્મત અને દૃઢતા જોઇએ તે અહંકારી જીવમાં આવતાં નથી. પ્રભુની પ્રભુતા પ્રાપ્ત કરવાની મંજુરી અહંકાર આપતો નથી કારણ કે તેનો સ્વભાવ નિત્ય અસત્યમાં રહે છે, દુઃખમાં ભમે છે, અપૂર્ણ રહે છે. પોતે ક્યાં તણાઈ જાય છે તેની અહંકારને ખબર પડતી નથી. જો કોઇ સદ્ગુરૂ મળ્યા

તો તેની સામે થાય છે, શ્રદ્ધા છોડે છે, હિમ્મત છોડે છે. આવા પરાજયથી ગભરાવાનું નથી કારણ કે આપણા તેવા સ્વભાવથી આપણા હૃદયમાં રહેલ અંતર્યામિને જરા પણ અસર થતી નથી. આપણી શ્રદ્ધા જવાથી તેની હિમ્મત જતી નથી. આપણે નબળા થવાથી તે નબળા થતા નથી. તેનામાં પરમ કારૂણિક માતૃપ્રેમ છે અને પરમ ધૈર્યશીલ ગુરૂભાવ છે. પણ તેની આજ્ઞા માથે ન ચડાવવાથી આપણું જ્ઞાન પરિચ્છિન્ન થાય છે, જો કે એક વખત શરણ થયા પછી તેનો લાભ તો મળતો જ રહે છે. આપણે તેમાં દૃઢ વ્રત રાખી શકતા નથી તેનું કારણ આપણે તેની શક્તિ જાણતા નથી કે જે શક્તિદ્વારા તે આપણને ઉત્તમ કરે છે. જેમ જગતમાં આપણે તેને જોઈ શકતા નથી તેમ આપણામાં પણ આપણે તેને જોઈ શકતા નથી. કારણ કે તેની ક્રિયાશક્તિ આપણા સ્વભાવ પ્રમાણે આપણો વિકાસ કરે છે. આપણને એકદમ ચમત્કાર બતાવી એ ગભરાવતી નથી. માણસને ચમત્કાર ગમે છે કે જેથી તેને શ્રદ્ધા ઉત્પન્ન થાય. તે પ્રભુને જોવા માટે પ્રભુના તેજથી અંજાઈ જવા માગે છે.

આપણે જે ન જોયેલ હોય તેમા આપણી શ્રદ્ધા થતી નથી. તેથી કાંઇ દેખાય એટલે મૂર્તિ, ગુરૂ વિગેરે તેવી વસ્તુની જરૂર મનાય છે. અથવા બન્નેની જરૂર છે કારણ કે જીજ્ઞાસુની જીજ્ઞાસા પ્રમાણે પ્રભુ, દેવરૂપે, ગુરૂરૂપે, મનુષ્યરૂપે તેને દર્શન આપે છે.

હિંદુધર્મમાં ઇષ્ટ દેવ, અવતાર, અથવા ગુરૂની જરૂર માની છે ઈષ્ટદેવ એટલે પુરૂષોત્તમ કે જે સર્વવ્યાપક છે તેનું પોતાની ઉપાસના પ્રમાણે પસંદ કરેલ નામ અને રૂપ. સર્વ ધર્મને ઇષ્ટદેવ

માન્ય હોય છે. તે જીવને ખાસ ઉપયોગી છે તે સમજવું સહેલું છે. ઇશ્વર સર્વ છે. સર્વથી અતીત પણ છે.

પણ જે સર્વથી અતીત છે તે મનુષ્યને કેમ ગ્રાહ્ય થઈ શકે? જગતરૂપે તેનો સર્વાત્મભાવ પણ સમજવો ઘણો મુશ્કેલ છે. કારણ કે સમજનાર પોતે જ ઘણો પરિમિત છે. અને જેટલું સમજી શકાય તેટલું જ ગ્રહણ થઈ શકે છે તેથી પોતાનાથી અધિક જ્ઞાન અને શક્તિવાળું સ્વરૂપ કલ્પીને જ ઉત્તરોત્તર જ્ઞાનથી તે પ્રભુના સમગ્ર સ્વરૂપને જાણી શકે છે.

તે વખતે પણ તેને ગુરૂની જરૂર લાગે છે કે જેથી તે પ્રભુને મનુષ્યરૂપે જોઈ શકે અને પ્રત્યક્ષ દૃષ્ટાંત જોઇ તેનું અનુકરણ કરી શકે. તેથી મનુષ્યને સંતોષ થાય તેટલા માટે પ્રભુ મનુષ્યનો અવતાર લઇ આવે છે. જેમ કે કૃષ્ણ, ક્રાઇસ્ટ, બુદ્ધ વિગેરે અથવા અવતારનું રહસ્ય જ્યારે મનુષ્યને સમજવું મુશ્કેલ પડે ત્યારે પ્રભુ પોતે જ તેના ગુરૂદ્વારા તેને જ્ઞાન આપે છે તેથી જેઓ અવતારમાં માનતા નથી તેઓનું ગુરૂથી કામ થાય છે. તેથી ગુરૂને ઇશ્વરતુલ્ય માનવાની જરૂર છે.

વળી ભૂતકાળમા થઇ ગયેલા આચાર્યો કરતાં વર્તમાન કાળમા એવા કોઇ ગુરૂ હોય તો તેના દૃષ્ટાંતથી તેના ઉપર ઘણી અસર થાય છે. કારણ કે અગાઉ થઇ ગયેલ મહાત્માઓના વચનથી ઘણા થોડા મનુષ્યો પોતાનો પુરૂષાર્થ પૂર્ણ કરી શકે છે. તેથી જ હિંદુ-ધર્મમાં ગુરૂ પ્રણાલિકા ચાલી આવી છે ગુરૂ પ્રભુનો અવતાર હોય કે ન હોય પણ પ્રભુની પ્રભુતા શિષ્યને સમજાવી શકે તેવો હોય તો પુરતું છે. પુરૂષ અને પુરૂષોત્તમ વચ્ચે શું સંબંધ છે તે ગુરૂ શિષ્યને સમજાવી પુરૂષને ઉત્તમ કરી શકે છે.

પરમ યોગનો સાધક આ સર્વ સાધન પોતાના સ્વભાવ પ્રમાણે અંગીકાર કરે છે પણ જ્યાં તે સાધન પણ કામ કરતાં અટકી જાય છે ત્યાં સંભાળ રાખી તે દશાથી પણ અતીત થવું જોઇએ. "મારો ઇશ્વર, મારો ઇષ્ટ દેવ, મારો ગુરૂ" એવો અહંકાર પણ છોડવો જોઇએ. ઇશ્વરપ્રાપ્તિમાં કોઇ પણ જાતનો અહંકાર રાખવો જોઇએ નહિ.

માટે પરમ સાધકે પ્રભુનો સર્વ પ્રકારે અનુભવ લેવાના હેતુથી તેનાં સર્વ નામ અને રૂપમાં શ્રદ્ધા રાખવી. પોતાના જ ઇષ્ટ દેવે સર્વ રૂપ ધારણ કર્યાં છે એમ માનવું, સર્વ અવતાર પોતાના જ ઇષ્ટ દેવતા છે અને સર્વ ધર્મમાં એક પ્રભુની આજ્ઞા છે એમ સમજવું.

સર્વ સાધનનો હેતુ પુરૂષને જાગૃત કરી પુરૂષોત્તમ કરવાનો છે, તે ભુલવું જોઇએ નહિં. જ્યાં સુધી પુરૂષ પુરૂષોત્તમ ન થાય ત્યાં સુધી તેણે કાંઇ કર્યું નથી. કૃષ્ણ, ક્રાઇસ્ટ અથવા બુદ્ધને ભજવા માત્રથી જ કલ્યાણ થતું નથી. તેની આજ્ઞાનો પ્રવાહ અંતરાત્મામાં વહેવો જોઇએ એટલું જ નહિ પણ તે દ્વારા આપણે કૃષ્ણ ક્રાઇસ્ટ, અથવા બુદ્ધ જેવા થવું જોઇએ.

જે જે સાધનનો ઉપયોગ કરીએ તે સર્વ તે હેતુથી જ વાપરવાં જોઇએ કે જેથી અપૂર્ણ પુરૂષ પૂર્ણ પુરૂષોત્તમ થઇ શકે.

આવા પરમ યોગ માર્ગમાં ગુરૂ કેવો જોઇએ તે પણ જાણવું જોઇએ. તે ગુરૂ એવો જોઇએ કે જે સર્વના હૃદયમાં રહેલ ગુરૂની આજ્ઞાને જ અનુસરે અને શિષ્યને શિષ્યના સ્વભાવ પ્રમાણે જ ઉપદેશ આપે. ઉપદેશથી, દૃષ્ટાન્તથી સત્સંગથી, ગુરૂ

શિષ્યને કૃતાર્થ કરી શકે છે. વળી ડાહ્યો ગુરૂ પોતાનો જ મત સ્વીકારવાનું શિષ્ય ઉપર દબાણ કરશે નહિં. જેટલો ઉપદેશ શિષ્યના સ્વભાવ પ્રમાણે શિષ્યને જાગૃત કરી પરમાર્થમાં લગાડશે તેટલો જ તે આપશે, તે ઉપદેશ બીરૂપે મૂળ ઘાલે છે અને શિષ્યના હૃદયમાં રહે છે. પ્રભુ માળી રૂપે તેને પાણી પાઇ ઉછેરી શકે છે. તેથી શિષ્યના સ્વભાવ પ્રમાણે, તેના સંસ્કાર અને મન પ્રમાણે ગુરૂએ ઉપદેશ આપવો જોઇએ. જો કોઇ ખાસ માર્ગ બતાવવાની જરૂર પડે તોપણ તે એક સાધન તરીકે, યુક્તિ તરીકે જ આપવો જોઇએ. અને તેનો અતિ આગ્રહ ન કરવો જોઇએ અને જે માર્ગ બતાવ્યો તેમાં પણ શિષ્ય એક સંચાની માફક ચાલે નહિં તેની એ સંભાળ રાખે. ગુરૂનું કર્તવ્ય શિષ્યમાં રહેલ આત્મતેજને જાગૃત કરવાનું છે અને તે પ્રભુની ઇચ્છાનુસાર વિકાસ પામતું રહે તે જોવાની છે. ગુરૂ પોતે પણ એક નિમિત્તમાત્ર છે એમ સમજવાનું છે. ઉપદેશ કરતાં દૃષ્ટાંતથી એટલે આચારથી ગુરૂ શિષ્યને ઘણો બોધ આપી શકે છે. આચાર એટલે બાહ્યાચાર અથવા લોકાચાર સમજવાનો નથી, જો કે તેનો પણ ઉપયોગ છે. જે પ્રભુ સર્વના હૃદયમાં રહી સર્વના જીવનનુ નિયમન કરે છે, તે પ્રભુના સ્વરૂપને પ્રગટ કરવાનું છે. આ વસ્તુ જ ખાસ જરૂરી છે. તે હોય તો બાકીનું બધું પોતાના સ્વભાવ અને સંજોગો પ્રમાણે થઇ જ રહે છે. તેથી શિષ્યે પણ ગુરૂ કરે તેમ કરવા કરતાં એટલે તેની નકલ કરવા કરતાં પોતે પોતામાં રહેલ પ્રભુને પ્રગટ કરવા જોઇએ. નકલ કરવાથી આત્મવિકાસને બદલે આત્મસંકોચ થવાનો સંભવ છે.

ગુરૂના સત્સંગથી પણ શિષ્યને ઘણો લાભ થાય છે. સત્સંગમાં પણ ગુરૂએ શિષ્ય ઉપર અમુક જ છાપ પાડવી નહિં પણ

પોતાના સંગથી, પોતાની હાજરીથી, પોતાના આત્મબળથી, જે પોતાને પ્રાપ્ત છે તે શિષ્યને કેમ પ્રાપ્ત થાય તે ધ્યાન રાખવાનું છે. આ પરમ ગુરૂનાં લક્ષણ છે કે જે ઈશ્વર સ્વરૂપ છે.

વળી ગુરૂએ શિષ્ય પાસે પોતાના ગુરૂપણાનું અભિમાન કરવું નહિ. તે પોતે પણ મનુષ્ય છે. પોતાના ભાઇઓને મદદ કરવા તે જન્મ્યો છે. જેમ એક બાળક બીજા બાળકને દોરે છે તેમ મનુષ્યના મિત્ર તરીકે તેણે કામ કરવું જોઇએ.

જે સાધકને ઉપરનાં ત્રણ સાધન હોય છે તેણે પોતાનો યોગ સફળ થવાની ખાત્રી રાખવી. તે યોગચ્યુત થાય, પણ યોગભ્રષ્ટ થશે નહિં. તેની ચ્યુતિ પણ તેને આગળ વધારે છે. મરણથી પણ તેનો રસ્તો મ્હોટો થાય છે. કારણ કે એક વખત આ માર્ગે ચડ્યા પછી જન્મ મરણ આત્મવિકાસની જ ક્રિયા બને છે. જન્મ મરણ તે આ મુસાફરીના વિસામા છે.

કાળની પણ જરૂર છે. કાળ મિત્રરૂપે અથવા શત્રુરૂપે જણાય છે; વિઘ્ન રૂપે અથવા સાધન રૂપે દેખાય છે પણ ઘણે ભાગે તે સાધન રૂપ થાય છે.

જેટલો આત્મવિકાસ કરવો મનથી નક્કી કરેલ હોય તેટલો થવા માટે કાળની જરૂર છે. અહંકારી જીવને કાળ ગમતો નથી પણ નિરહંકારી પ્રભુને તે સાધન રૂપ છે. તેથી જ્યાં સુધી આપણો પુરૂષાર્થ અહંકારી રહે છે ત્યાં સુધી કાળ વિઘ્નરૂપ લાગે છે કારણકે તેથી જેટલુ જીવન આપણું નથી માનતા તેટલું વિઘ્નરૂપ કરે છે. જ્યારે આપણો અહંકાર ગળી જાય છે અને

આપણો પુરૂપાર્થ અંતર્યામિના હાથમાં સોંપી દઇએ છીએ ત્યારે કાળ સાધનભૂત થાય છે, જ્યારે આપણે પુરૂષોત્તમ થઇએ છીએ ત્યારે કાળ આપણો દાસ બને છે ત્યારે તે આપણું કામ કરે છે.

તેથી કાળનો સ્વભાવ સમજી સાધકે ધૈર્ય રાખવું જોઇએ. પોતાનો યોગ પૂર્ણ કરવા માટે અનંત કાળ પોતાની પાસે હોય તેમ માનવું જોઇએ. છતાં ઉત્સાહ વધારતાં જવું કે જેથી હમણા અને પછી તેને ઉત્તમોત્તમ પદ પ્રાપ્ત થાય અને અંતે પુરૂષોત્તમ થઇ શકે.

## પ્રકરણ ૧૩ મું.

## ઇચ્છા, કર્મ અને પરિણામ.

Man is one in God and one in Nature with all beings in the cosmos, touches and includes all other souls, is linked to all powers of the Being that are manifest in this cosmic working. His soul, thought, will, action are intimate with the universal soul, thought, will and action. All acts on and through him and mixes with him and he acts too on all and his thought and will and life mix in, and become a power of the one common life. His mind is a form and action of the universal mind. His call is not to be busy and concerned only with his own growth and perfection and natural destiny or spiritual freedom. A larger action too claims him. He is a worker in a universal work; the life of others is his life; world-consequence and the world-evolution are also his business. For he is one self with the selves of all other beings.

We fix too much on the particular will and act of the moment and a particular consequence in a given time. But the particular only receives its value by all of which it is a part, all from which it comes, all to which it moves. We fix too much also on the externalities of Karma and consequence, this good or that bad action and result of action. But the real consequence, which the soul is after is a growth in the manifestation of its being, an enlarging of its range and action of power, its comprehension of delight of being, its delight of creation and self—creation, and not only its own but the same things in others with which its greater becoming and joy are one. Karma and consequence draw their meaning from their value to the soul; they are steps by which it moves towards the perfection of its manifested nature. And even when this object is won, our action need not cease, for it will keep its value and be a greater force of help for all these others with whom in self we are one. Nor can it be said that it will

have no self-value to the soul grown aware of freedom and infinity; for who shall persuade me that my infinity can only be an eternal fullstop, an endless repose, an infinite cessation? Much rather should infinity be eternally capable of an infinte self-expression.*

ઇચ્છા, કર્મ અને પરિણામ એ આ જગતની શક્તિનાં ત્રણ પગલાં છે પણ ખરી રીતે જોતાં કર્મ અને પરિણામ ઇચ્છાથી જ ઉત્પન્ન થાય છે, તે ઇચ્છાનાં જ રૂપ છે. ઇચ્છાથી જ તેની કિમ્મત અંકાય છે. ઇચ્છા ન હોય તો કર્મ અને પરિણામની માણસને કાંઈ કિંમ્મત રહે નહિ કારણ કે માણસ એક વિચારવાન પ્રાણી છે એટલું જ નહિ પણ તેનામાં પ્રભુની પ્રભુતાનો અંશ છે. બાહ્યદૃષ્ટિએ આપણને પહેલાં ક્રિયાશક્તિ એટલે કર્મ અને પરિણામ નજરે પડે છે પણ તેમાં ઇચ્છા ન હોય તો તે મીલના સંચાની માફક તદ્દન જડ લાગે. ક્રિયાશક્તિની પાછળ ઇચ્છા અને ઇચ્છાની પાછળ જ્ઞાન રહેલું જ હોય છે અને તેથી જ્ઞાન પ્રમાણે ઇચ્છા થાય છે અને ઇચ્છા પ્રમાણે ક્રિયા છે. જો આ જગત્ એટલે સૂર્ય, ચંદ્ર, તારા પૃથ્વી વિગેરે કોઇની જ્ઞાનશક્તિથી, કોઇની ઇચ્છાશક્તિથી ચાલતા ન હોત તો તેનો આવતી કાલે અંત આવી જાય અને તેની કોઇ ઉપર અસર થાય નહિ પણ પરમાત્મા પોતાનાં જ્ઞાન અને પોતાની ઇચ્છાથી સર્વ જીવનક્રિયા ચલાવી આનંદ લે છે. દરેક ક્રિયામાંથી જ્ઞાન

* Karma, Will and Consequence "Arya." 15-10-1919.

અને ઇચ્છા બાદ કરીએ તો તે ક્રિયા જડ અંધ યંત્રવત્ થઈ જશે.

મનુષ્યજીવન ક્રિયામય છે એટલુંજ નહિ પણ મનુષ્યમાં જે જે શકિત કામ કરે છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. પ્રભુની ઇચ્છાશકિત મનુષ્યજીવનમાં આવી મનુષ્યને પોતાનું હથીયાર બનાવી પોતે ધારેલું કર્મ અને પરિણામ લાવે છે. તેથી મનુષ્યની ઇચ્છા પ્રભુની ઇચ્છા પ્રમાણે કર્મ કરે છે અને પ્રભુની ઇચ્છા પ્રમાણે જ ક્રિયા થવી જોઇએ તે તે કરી આપે છે. મનુષ્ય પોતાના મનથી બધો વ્યવહાર કરે છે પણ તેનું પરિણામ પોતાની અંદર રહેલ પ્રભુની ઇચ્છા પ્રમાણે જ આવે છે. તેમાં જ મનુષ્યની મોટાઈ છે. તેને પ્રભુ સિવાય બીજા કોઇના આશ્રયની જરૂર નથી. પોતે પોતાના જન્મથી અને કર્મથી પ્રભુની ઇચ્છા વ્યકત કરે છે તેથી જ્યાં સુધી આ જગતમાં પ્રભુનું કામ પુરૂં ન થાય ત્યાં સુધી ફરી જન્મ આવવો જ જોઇએ અને ફરીથી જન્મ આવે તો ગભરાવાનું પણ શું છે?

આ દૃષ્ટિએ જગત જોઈએ તો જ બરાબર સમજાશે. મનુષ્ય પ્રભુનુંજ રૂપ છે. સ્વરૂપે તે તેની સાથે એક છે. પ્રભુ તેના સર્વ કર્મના માલેક છે, તેના પ્રારબ્ધના પરમેશ્વર છે કારણ કે પ્રારબ્ધ એટલે (પ્રાક—આરબ્ધ) પ્રભુની ઇચ્છા પ્રમાણે પહેલેથી નક્કી થયેલું કર્મ છે. પ્રભુનું બાહ્ય રૂપ જેવું થવું જોઇએ તેવું થવા માટે મનુષ્યમાં પ્રભુની ઇચ્છા જે પ્રમાણે કામ કરે છે તે ન સમજવાથી મનુષ્ય તેને પ્રારબ્ધ કહે છે. પ્રારબ્ધ અદૃષ્ટ વસ્તુ છે કે જેની પ્રભુને ખબર છે. પ્રારબ્ધ કર્મનાં જે પરિ-

ણામ આવવાનાં હોય તે ક્રિયામાં એકાગ્ર થયેલ મનુષ્યના મનથી પ્રભુ છુપા રાખે છે. પ્રારબ્ધ નિયત છે. પ્રભુની ઇચ્છા પ્રમાણે જે કર્મ થવા નિયત થયા હોય છે તે પ્રમાણે ક્રિયા થવી તે પ્રાક્–આરબ્ધ અર્થાત્ પ્રારબ્ધ કર્મ છે. પણ પરમાત્મા જેમ આપણા પ્રભુ છે તેમ જગતના સર્વ પ્રાણી માત્રના પણ પ્રભુ હોવાથી મનુષ્ય જગતથી વિભક્ત જીવન ગાળી શકતો નથી એટલે પોતાનો જ મોક્ષ પરિપૂર્ણ રીતે સ્વતંત્રતાથી પ્રાપ્ત કરી શકતો નથી. બીજા જીવને પોતાની કંઇ અસર થાય નહિં તેવું જીવન તે ગાળી શકતો નથી. મનુષ્યને પોતાને માટે જુદો જ મોક્ષ જરૂરનો છે એમ કેટલાક ધર્મમાં કહેવામાં આવ્યું છે તેથી ખોટી છાપ પડે છે. મનુષ્ય માત્ર જગતનો ભાગ છે એટલુજ નહિ પણ તે પરમાત્મા સાથે એક હોવાથી તેણે પોતાના બાહ્ય પરિણામી રૂપથી અતીત થવું જોઇએ અને પોતાના આંતર સ્વરૂપનો સાક્ષાત્કાર કરી તેના અનુભવથી પોતાના અને જગતનાં કર્મ સાથે એક થવું જોઇએ. આ સત્ય જ બધા ધર્મ વિવિધ પ્રકારે બનાવે છે.

વળી મનુષ્ય પ્રભુના સ્વરૂપ સાથે એક છે એટલું જ નહિં પણ પ્રભુનો જે સ્વભાવ જગતના સર્વ પ્રાણીમાં દેખાય છે તે સાથે પણ એક છે. એક મનુષ્ય સર્વને અસર કરે છે. સર્વના આત્માનો પોતામાં સમાવેશ કરે છે. તે જગતમાં જણાતી પ્રભુની બધી શકિતઓ સાથે જોડાયો હોય છે. બધા જીવ એક મનુષ્યની અસરથી જીવે છે. તેનામાં ભળી ચાલે છે અને તે એક મનુષ્ય પણ બધાના વિચાર, બધાની ઇચ્છા અને બધાની ક્રિયાને અસર કરી જીવે છે. આ પ્રમાણે સઘળું એક અવિભક્ત

સમસ્ત જીવન ચાલે છે. એક મનુષ્યનું મન બીજા બધા મનુષ્યના મનનુ રૂપ છે. તેમના મનની ક્રિયા છે તેથી તેણે પોતાના જ વિકાસમાં, પોતાની જ પૂર્ણતા કરવામાં, પોતાનો જ મોક્ષ કરવામાં મચ્યા રહેવું જોઇએ નહિં. સમસ્ત જીવનની ક્રિયાનો તેના જીવન ઉપર અધિકાર છે દરેક મનુષ્ય જગતમાં થતા અને થવાના સર્વ કર્મનો ભોગી છે. બીજાનુ જીવન તેનું જીવન છે. જગતના જે કર્મથી, જગતનો વિકાસ થાય તે કરવા તેનું કામ છે. કારણ કે તે સ્વરૂપથી અને રૂપથી સ્વભાવથી અને ભાવથી સર્વ સાથે એક છે.

મનુષ્યમાં જેમ વ્યક્તિભાવ છે તેમ સમષ્ટિભાવ પણ છે. એ બન્ને ભાસનો વિચાર કરી આપણી ઇચ્છા, કર્મ અને પરિણામનો આપણે નિશ્ચય કરવો જોઇએ. આ દૃષ્ટિએ આપણા મોક્ષનો પણ ઘણો વિશાળ અર્થ થાય છે. એટલું તો સ્પષ્ટ લાગશે કે અહંકાર, આપણું બાહ્યરૂપ એક પરિણામી સાધન છે. અહંકારથી થતી ઇચ્છા, મનુષ્યની માનસિક કામનાઓ કોઈ પણ રીતે પૂર્ણ સ્વતંત્ર થઈ શકે જ નહિં કારણ કે તે પ્રભુની મહત ઇચ્છા અને ક્રિયાનો ભાગ છે. તેનાથી જ ચાલે છે. વળી મનુષ્ય વ્યક્તિભાવે પૂર્ણ ન થઇ શકે. તેનું બીજું કારણ એ છે કે મનુષ્યની અંદર જે આત્મા છે તે પરમાત્મા છે અને તે પરમાત્મા સૌમાં એક છે. તેની ઇચ્છા પ્રમાણે જ સર્વ કર્મ થાય છે. સર્વ પરિણામ આવે છે. તે કાલાતીત હોવાથી મનુષ્યની કાલાધીન દશાથી દબાતા નથી. મનુષ્ય જન્મ્યા પહેલાં જ તેણે કયાં કર્મ કરવાનાં છે, તેના શું પરિણામ આવવાનાં છે. તે તેને માટે નકકી કરી રાખવામાં આવ્યાં હોય છે. અને તે

પ્રમાણે દરેક મનુષ્યનું જીવન ચાલે છે. મનુષ્યના અંતરાત્મામાં જે ઇચ્છા છે જ તે સાચી ઇચ્છા છે. તેની બાહ્ય કામનાઓ તે ઇચ્છાની પહેલાં નક્કી થયેલાં કર્મ કરવાની યુક્તિઓ છે. અંતરાત્માની ઇચ્છા જ્યારે આપણે અનુભવીએ છીએ ત્યારે તે સ્વતંત્ર જણાય છે. તેને જુદો મોક્ષ મેળવવાની ઇચ્છા નથી પણ તે પરમાત્મા સાથે એક હોવાથી સ્વતંત્ર રહે છે અને બધા જીવમાં, બધા કર્મમાં ભાગ લઇ બરાબર વ્યવસ્થાપૂર્વક કર્મ કરી પરિણામ લાવે છે. આ વસ્તુસ્થિતિ બાહ્ય રુપમાં એકાગ્ર થયેલ આપણા મનને તરત સમજાતી નથી. કારણ કે મનને જે અનુભવ થાય છે તે એક જ શક્તિના બાહ્ય સ્પર્શ અને અંતરસ્પર્શથી અસર પામે છે ને અન્તે આપણા મનદ્વારા ભવિષ્યનાં કર્મ અને પરિણામ ઉપર પણ અસર કરે છે, છતાં આપણને જ્ઞાન થાય છે ત્યારે ખબર પડે છે કે આપણો આત્મા તે જ પરમાત્મા છે અને તે પરમાત્મા આપણામાં જ હોવાથી તે જ આપણામાં ઇચ્છા કરે છે અને તેણે નક્કી કર્યા પ્રમાણેના પરિણામ લાવે છે.

આપણામાં જે પ્રભુની ઇચ્છા રહી છે તે સમજવી હોય તો પહેલાં આપણી ઇચ્છા પ્રમાણે કામ કરવું છોડી દેવું જોઇએ. આપણી ઇચ્છા બધા જીવની ઇચ્છા ઉપર પરતંત્ર છે. આપણા ગયા જન્મ ઉપર પરતંત્ર છે. આપણા સંજોગો ઉપર, આપણા અજ્ઞાન ઉપર પરતંત્ર છે પણ આપણો આત્મા આપણા વર્તમાન જીવનથી ઘણો જુનો અને ત્રિકાળ જ્ઞાની છે. તે પરતંત્ર નથી પણ પોતાની સ્વતંત્રતાથી તેણે આ વર્તમાન જીવન નક્કી કરેલું છે. તેણે જ બીજાનાં કર્મ અને

પરિણામ પણ નક્કી કર્યાં છે કે જેનો તે હાલ ઉપયોગ કરે છે. તેજ પરમાત્મા છે, પુરાણ પુરુષ છે, સનાતન પુરૂષ છે કે જેણે પોતાની ઈચ્છાથી સર્વની બાહ્યદૃષ્ટિ પરિમિત કરી દીધી છે, સર્વને બાહ્યરુપમાં લુબ્ધ કરી અજ્ઞાન રાખ્યું છે કે જેથી જે જે ક્રિયા જેવી થવી જોઇએ તે તે તેવી બરાબર થાય અને પોતામાં રહેલ અવ્યકત વસ્તુઓ વ્યકત થઈ શકે. આવા આત્મજ્ઞાનથી જીવન ગાળવાથી કોઇ મનુષ્યની ઇચ્છા અને ક્રિયા જતી રહેતી નથી પણ તેનો અર્થ ઘણો વિશાળ થાય છે. તેનો ઉપયોગ ઘણો સારો થાય છે. તેનાં પરિણામ બહુ કલ્યાણકારક નીવડે છે. તેના જીવનની દરેક ક્ષણમાં પ્રભુનુ અનંત સ્વરૂપ વ્યકત થાય છે, તે ભૂતકાળનાં સર્વ કર્મ જોઇ સર્વનુ ભવિષ્ય સમજી તે નિયત કરે છે. આપણો દરેક દરેક વિચાર, આપણી ઇચ્છા, આપણી ક્રિયા સર્વના ભાવિ આત્મનિર્ણયમાં ઘણી ઉપયોગી થાય છે અને સર્વના આત્મવિકાસમાં એક મહાન શકિતરૂપ થાય છે કારણ કે આપણો આત્મા બીજાના આત્માની પોતાના ઉપર થતી અસર સમજી તે પ્રમાણે પોતાના ભવિષ્યનો નિર્ણય કરે છે અને બીજાના આત્મવિકાસમાં જે અનુભવની જરુર છે તે અનુભવ તેને થાય તેવી તેના ઉપર અસર કરે છે. આપણું જીવન સૌની વિશાળ ઇચ્છામાં ભળી જઇ વિશાળ થાય છે. અને તેથી જગતનું ઘણું કલ્યાણ કરી શકે છે.

વળી કર્મ અને પરિણામનાં ક્ષેત્ર વિશાળ છે. હમણાં આપણે આપણાં વર્તમાન કર્મ અને પરિણામનો આગ્રહ રાખીએ છીએ પણ આપણાં વર્તમાન કર્મ અને પરિણામ સર્વ જીવનાં વર્તમાન કર્મના પરિણામથી, સર્વના ભૂતકાળનાં કર્મ અને પરિણામથી

જ નિર્ણીત થાય છે. વળી આપણે કર્મ અને પરિણામના બાહ્ય રૂપમાંજ લુબ્ધ રહીએ છીએ. આ સારૂં, આ નરસું, આવું પરિણામ કેમ આવ્યું તેની જ ચિંતા કરીએ છીએ. પણ ખરે-ખરૂં પરિણામ તો તે જ છે કે જેથી દરેકનો આત્મવિકાસ થાય, આત્માનું ક્ષેત્ર વધે, તેની શક્તિ વધે, તેનો આનંદ વધે, તેને પોતાની અને જગતની ક્રિયાનો આનંદ મળે એટલું જ નહિ પણ જીવ જે સર્વ પ્રકારે આનદ લે છે તે પણ તેને મળે. કારણ કે તેઓનાં જીવન, તેઓનો આનંદ આપણો જ છે. આપણાં કર્મ અને પરિણામ આપણી આત્મદૃષ્ટિ કેટલી વિશાળ છે તે ઉપર આધાર રાખે છે. કર્મ અને પરિણામથી આપણી દૃષ્ટિ વિશાળ થતી જાય છે અને જ્યારે એવા વિશાળ જીવનથી આપણે જ પરમાત્મા બનીએ છીએ ત્યારે પણ આપણાં કર્મ છુટી જવાં જોઇએ એમ સમજવું નહિં કારણ કે મહાન શક્તિ-વાનોમાં મહાન બળ હોય છે અને બીજા જીવ કે જેની સાથે આપણે સ્વરૂપે એક છીએ તેને તે બહુ ઉપયોગી થશે. એમ પણ ન સમજવું કે એવા જીવનમુક્ત પુરૂષને તેનો કાંઈ વિશેષ લાભ મળશે નહિં. કારણ કે એમ કોણ કહી શકશે કે મારો મોક્ષ અમુક પ્રકારનો જ થવો જોઇએ, મારે મારૂં જીવન અમુક ક્રિયામાં જ સમાપ્ત કરવું જોઇએ. ઉલટું, જો હું સ્વરૂપે અનંત થયો તો અનંત કાળ સુધી અનંત રૂપે અનંત આનદ લઇ શકવાનું સામર્થ્ય પણ મારામાં રહેવું જોઇએ.

## પ્રકરણ ૧૪ મું.

### આત્મવિકાસ.

Because soul or spirit works in the animal on a lower scale, we are not warranted in thinking that there is no soul in him any more than a divine or superhuman being would be justified in regarding us as soulless bodies or soulless minds because of the grovelling downward drawn inferiority of our half-animal nature.

* * *

This animal nature is present in every mother's son of us, it is our legacy, our inheritance from the common earthmother and how spiritually do we get this element of our being or incur the burden of this inheritance if it is not the earning of our past, the power we have kept from a by-gone formative experience.

* * *

If man were only a superior animal with a greater range of physical mind, we might

conceivably say that there was no soul or spirit but only three successive powers of Energy in a series of the forms of matter. But in this human intelligence there does appear at its summit a greater power of spirit; we come to a consciousness which is not limited by its physical means and formulas, Spirit in the end proves itself the first and not the last, Alpha as well as Omega and the whole secret of our existence from its beginning.

* * *

There is no separation, only a universal unity, one spirit. But may not this again be a swinging to the opposite extreme? As the ego was an excessive scission in the unity of the being, this idea of an ocean of unity in which our life would be only an inconstant momentary wave, may be a violent excission of something indispensable to the universal order. Individuality is as important a thing to the ways of the spirit of existence as universality.

* * *

It may even be that this ascending rebirth is not the long upward rocket shooting of a conscious being out of matter and its whirling motion in mind destined to break up and dissolve in some high air of calm nothingness or silent timeless infinity but a progress to some great display of the Divinity which shall give a wise and glorious significance to his persistent intention in an eternal creation. Or that at least may be one power of the Eternal's infinite potentialities.*

મનુષ્યનું મન એવું છે કે તેને સહેલી અને સાદી વાત બહુ ગમે છે. જગત્ કેવું છે, જીવ કોણ છે, ભગવાન કેવા છે, તે તરત સમજાઈ જાય, તેમાં કાંઇ પુરૂષાર્થ કે મહેનત ન કરવી પડે, તેવો રાજમાર્ગ તેને બહુ ગમે છે. બુદ્ધિમાં ભેદ કરવાનો સ્વભાવ છે પણ જો બુદ્ધિ પણ તરત કહી દે કે આ સારૂં, આ ખોટું તો તે તેને બહુ પસંદ પડે છે. નાનાથી મોટા સૌને વગર મહેનતે મેવા ખાવા ગમે છે. મોટા તત્ત્વજ્ઞાનીઓ પણ જાણે પોતાની બુદ્ધિને સર્વ સમજાઇ ગયું હોય તેમ “ આ બ્રહ્મ, આ અબ્રહ્મ ” વિગેરે એકદમ નક્કી કરી નાંખે છે. “ બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા ” એ ચાર શબ્દોમાં જીવ, જગત્ અને ઇશ્વરનું જ્ઞાન સમાપ્ત થઇ જાય છે એમ માની તે વિષે વધારે વિચાર

* The Ascending Unity. Arya. 15–6–1919.

કરતા નથી. પણ તત્ત્વદૃષ્ટિથી જોતાં જણાય છે કે જગતમાં અનંત પ્રકારનું જીવન છે. તે જીવનનો આપણી માન્યતા ઉપર આધાર નથી. તે સમજવામાં ઘણી ધીરજની જરૂર છે. ધીરજ અને પુરૂષાર્થથી મળેલ જ્ઞાન જ સર્વદેશી થઇ શકે છે. ધીરજ અને પુરૂષાર્થથી જ ઉપનિષદમાંની માફક ઘણા પ્રકારથી સમાધાન કરી શકાય છે. ઉપનિષદમાંથી પણ એટલા બધા સંપ્રદાય નીકળી આવે છે કે તે બધા એકઠા કરીએ તોપણ તે જ્ઞાનસમુદ્ર આપણે માપી લીધો છે એમ કહી શકાય નહિં.

તત્ત્વજ્ઞાન માટે માણસે પહેલાં સહેલો માર્ગ શોધ્યો અને તે માર્ગે પોતાને જ જગતમાં ઉત્તમ જીવ માની લીધો. પોતાનાથી વધારે ઉત્તમ જીવન જગતમાં છે જ નહિં, પોતાના માટે જ જગત્ થયું છે અને પશુ, પક્ષિ, વૃક્ષ, પથ્થર વિગેરે પોતાનાથી પૃથક્ વસ્તુઓ પણ પોતાના ઉપયોગ માટે ઉત્પન્ન થઇ છે એમ માન્યુ. આપણી જ પૃથ્વી જગતમાં મુખ્ય છે, અનેક તારા, સૂર્ય, ચંદ્ર પણ આપણી પૃથ્વીની સેવા કરવા માટે ઉત્પન્ન થયાં છે એમ માન્યું. આત્મજ્ઞાન પ્રાપ્ત કરતી વખતે પણ જાણે કે આત્મા પોતાનો જ હોય, બીજા કોઇનો ન હોય, તેમ બીજા કોઇમાં ન હોય, એમ માની આત્મા અને અનાત્મા એવા બે ભાગ કર્યા. એક પક્ષે દ્રષ્ટાને આત્મા માન્યો અને બીજે પક્ષે દૃષ્ય કે જે મન, પ્રાણ, અને શરીરવાળું જીવન છે તેને અનાત્મા માન્યું. મોક્ષ માટે પણ પોતાનો અહંકાર મુક્યો નહિ. પોતાનો જ મોક્ષ આ જગતમાં જરૂરનો છે એમ માની તેટલા પુરતો જ પુરૂષાર્થ કર્યો, પોતાના આત્માને સત્ય માની પોતાનાં મન, પ્રાણ અને શરીરને અસત્ય માન્યાં. ઇશ્વરને સત્ય માની જીવને

(તેનો જ અંશ છતાં) અસત્ય માન્યો. ઇશ્વરનું સ્વરૂપ સાચું માન્યું. અને ઇશ્વિરનું રૂપ-જગત ખોટું માન્યું. પણ આ બધી મનુષ્યની માનસિક, અહંકારી, કલ્પનાઓ હતી. પણ ડ્હાપણથી અને ધીરજથી વિચાર કરતાં જણાય છે કે પ્રભુ સર્વત્ર છે, એટલું જ નહિં પણ સર્વમાં પણ પરિપૂર્ણ છે. તે અનેક રીતે સર્વમાં પરિપૂર્ણ રહી શકે છે. જગતમાં મનુષ્ય ઉત્તમ જીવ છે એ વિચાર તત્ત્વદષ્ટિએ અપૂર્ણ લાગે છે. મનુષ્યના પિંડમાં આખું બ્રહ્માંડ સમાએલું છે અને તેમાં શું શું રચના છે તે ધીરજથી વિચાર કરતાં ખબર પડે છે. મનુષ્ય પશુમાંથી તૈયાર થઇ નીકળે છે, પશુ વૃક્ષમાંથી તૈયાર થઇ નીકળે છે, અને વૃક્ષ પૃથ્વીમાથી તૈયાર થઇ નીકળે છે. મનુષ્યમાં પૃથ્વી જેવા સ્વભાવવાળું શરીર છે, ઝાડની ડાળીઓ જેવી પ્રાણનળીઓ છે, પશુના જેવી ઇંદ્રિઓ છે પણ તે સર્વ મનને ઉપયોગમાં આવે તેમ ફેરવી નાંખે છે. એટલે કે પૃથ્વીમાંથી મનુષ્ય ઝાડ થયો, પછી વધારે વિકાસ માટે પશુ થયો અને પછી સીધી વિશાળ દૃષ્ટિ થાય તે માટે મનુષ્ય રૂપે સીધો થયો અને મનુષ્યની ઉપર આત્મામાં વધવા પ્રયત્ન કરવા લાગ્યો. મનુષ્યમાં ભૂતકાળનાં અનેક પશુયોનિઓમાં તેને થયેલ અનુભવની અનુવૃત્તિઓ જોવામાં આવે છે. એ રીતે ધીરેધીરે મન ખુલ્લું થતાં અજ્ઞાન અવસ્થામાંથી વિકાસ પામી અલ્પજ્ઞ મનુષ્યરૂપ થયું.

મનુષ્યમાં જે આત્મા છે તે બીજા સર્વ જીવોના આત્માથી પૃથક્ નથી. બ્રહ્માંડની બધી વસ્તુઓ તેના પિંડમાં આવેલી છે. તેથી જેવો જગતનો સામાન્ય વિકાસ થાય છે તેવો જ તે વખતના મનુષ્યનો સામાન્ય વિકાસ થાય છે. હું જગતમાં

સર્વથી મોટો છું એવો અહંકાર રાખવો તે કેવળ મૂર્ખાઇ છે. મનુષ્યના શરીરની અને સ્વભાવની પરિક્ષા કરતાં જણાય છે કે તે પશુ પક્ષિવાળી નીચી યોનિઓમાંથી આવેલ છે. આપણા આગલા ઋષિમુનિઓએ અનુભવથી માન્યું હતું કે મનુષ્યનું જીવન જગતથી પૃથક્ નથી. મનુષ્યનો આત્મા સર્વના આત્માથી પૃથક્ નથી. તત્રશાસ્ત્રવાળા કહે છે કે સાઠ કરોડ વૃક્ષ અને પશુ પક્ષિઓની યોનિઓમાં ભટકયા પછી મનુષ્યયોનિ મળે છે. જો કે આ સંખ્યા સાચી છે કે નહિં તે વિષે અમે કાંઇ કહેતા નથી પણ એટલું તો ખરૂ છે કે અન્નમય અને પ્રાણમયવાળી અનેક યોનિઓમાં ભટકયા પછી મનોમય મનુષ્યયોનિ મળે છે. આ વસ્તુસ્થિતિ સાચી ન હોય તો એમ માનવુ પડશે કે પશુ, પક્ષિમાં, અને વૃક્ષમાં, આત્મા નથી.

પણ પશુમાં, પક્ષિમાં, વૃક્ષમાં, આત્મા નથી એમ જેઓ માને છે તે પોતાના અહંકારથી જગતની સામ્યતા જોઇ શકતા નથી. પશુમાં–વૃક્ષમાં, આત્મા છે પણ ત્યાં તે તેવા પ્રકારના શરીરમાં તેવા પ્રકારના પ્રાણની અસર નીચે તેવો દેખાવ કરે છે. વળી પશુ, પક્ષિ, વૃક્ષ, અને પત્થર વિગેરેમાં આત્મા નથી એમ માનીએ તો આપણાથી ઉત્તમ મહાત્માઓ, ઋષિઓ કે જેને આત્મા સાક્ષાત્કાર થયો હોય તેને એમ પણ માનવાને અધિકાર આપવો જોઇએ કે મનુષ્યમાં પણ આત્મા નથી કારણ કે મનુષ્યમાં પણ પશુવૃત્તિઓનું જોર રહે છે. બીજા શબ્દોમાં કહીએ તો આપણાથી ઉત્તમ જીવનવાળા કહે કે આપણામાં આત્મા નથી તે જેમ ખોટું કહેવાય તેવી જ રીતે આપણાથી નીચા જીવનવાળામાં આત્મા નથી એમ માનવુ તે પણ તેટલુ જ ભૂલભરેલુ થાય છે.

પશુ, પક્ષિ, વૃક્ષ પૃથ્વી વિગેરેમાં આત્મા નથી તેનો એટલો જ અર્થ થાય છે કે તેમાં રહેલ આત્મા આપણા જેટલો વિકાસ પામ્યો નથી પણ તે તે પ્રકારના જીવન પ્રમાણે તેમાં અવ્યક્ત રહ્યો હોય છે. વળી પશુભાવ આપણા સર્વમાં હોય છે. તે આપણને વારસામાં મળે છે. આપણે આપણા આગલા જન્મોમાં પશુયોનિઓમાં ન રહ્યા હોઇએ તો આપણામાં પશુવૃત્તિઓ કેમ આવે છે તે સમજવું મુશ્કેલ થઈ પડશે. જેવાં આપણાં કર્મ તેવા જ જન્મ મળે છે. જે કર્મ આપણે કર્યાં ના હોય તેનું ફળ આપણે ભોગવવું પડે છે એમ કોઈ કહી શકશે નહિ. અને જો પશુસ્વભાવ આપણામાં છે એમ માનીએ તો તે કયાંથી આવ્યો, કેવી રીતે આવ્યો, કયા કારણથી આવ્યો વિગેરેનો આપણે વિચાર કરવો પડશે. જે આત્મા શુદ્ધ છે તેણે આવુ અર્ધ પશુભાવવાળુ મનુષ્યશરીર શા માટે ધારણ કર્યું તે નક્કી કરવું પડશે. જો આપણો સ્વભાવ પાછળની હલકી યોનિઓમાંથી આવેલ ન હોય તો આપણા હલકા વિચારનું બીજું કારણ મળવું મુશ્કેલ છે. તેથી એમ માની શકાય છે કે મનુષ્યમાં પશુનો સ્વભાવ છે. એટલુ જ નહિ પણ વધારે તપાસથી ખાત્રી થાય છે કે તેનામાં ઘણા પશુઓનો સ્વભાવ રહેલો છે કારણ કે આપણા આત્માને પાછળની તે સર્વ યોનિઓનો અનુભવ હોવાથી તેની અનુવૃત્તિઓથી પશુ માફક વિષયોથી ખેંચાય છે. આ પ્રમાણે નિષ્પક્ષપાતી થઈ વિચાર કરીએ તો જ જગતનો અને જીવનો આત્મવિકાસ સ્પષ્ટ સમજી શકાશે. વળી અનુભવથી પણ તે વસ્તુસ્થિતિ સાચી લાગે છે. કેટલાક કહે છે કે મન, પ્રાણ અને શરીરના ચલનથી ઉત્પન્ન થાય છે. પણ હવે એટલું તો ખાત્રીથી માની શકાય છે કે મન પ્રમાણે પ્રાણ ચાલે

છે અને પ્રાણ પ્રમાણે શરીર બંધાય છે. વળી આત્મા પણ મનથી ઉત્પન્ન થતો નથી. આત્મજ્ઞાન વખતે તે અચાનક કયાંઇથી આવી જતો નથી. તે હમેશ સર્વમાં હતો. સર્વનું જીવન સર્વ કાળે સર્વની અંદર અતર્યામિ તરીકે રહી ચલાવતો હતો. તેની તત્ત્વજ્ઞાનથી ખબર પડે છે અને તત્ત્વાનુભવથી ખાત્રી થાય છે.

જે આત્મા પશુપક્ષિ આદિ યોનિઓમાં વિકાસ પામતાં પામતાં મનુષ્યયોનિમાં આવેલ છે તેનો વિકાસ મનુષ્યયોનિ સુધી જ અટકી શકે નહિં. માણસમાં જેમ પશુનો સ્વભાવ રહેલો છે તેમ પશુથી નીચી યોનિઓનો સ્વભાવ પણ રહેલો છે. વળી જો આપણને પશુમાં આત્મા છે એમ માનવાને મુશ્કેલી પડે તો ઝાડ અને પથ્થરમાં આત્મા છે એમ માનવું ઘણું મુશ્કેલ થઈ પડે પણ આગળના આપણા મહાત્માઓ ઘણી જ સહેલાઇથી આત્માનો સર્વત્ર અનુભવ કરી શકતા. જડ અને ચેતન સર્વમાં એક આત્માને જોઇ શકતા. આત્માથી રહિત કોઇ જીવન તેઓને જણાતું ન હોતું. બુદ્ધિનો સ્વભાવ ભેદ કરવાનો હોવાથી હાલના મનુષ્ય એમ માને છે કે એ બધી કલ્પના હતી, અને મનુષ્ય અને પશુ વચ્ચે, પશુ ઝાડ વચ્ચે, અને ઝાડ અને પથ્થર વચ્ચે કોઈ જાતની સામ્યતા નથી. પણ એ વિચાર હાલ 'સાયન્સ'ની મદદથી થતી શોધખોળના અનુભવના જોર સામે ટકી શકતો નથી. જંગલી મનુષ્યનું મન સુધરેલ પશુના મન કરતાં કાંઇ વધારે સારૂં જણાતું નથી. એવા જંગલી મનુષ્યના મનના અનુભવ, યાદશક્તિ, જ્ઞાનેન્દ્રિય વિગેરે ઉત્તમ પશુને ઘણા મળતા આવે છે. વળી જે પ્રાણનાડીઓ* મનુષ્ય

* Nervous life.

અને પશુમાં જણાય છે તેવી જ ઝાડમાં પણ છે એમ હવે ડૉ. જગદીશચંદ્ર બોઝની શોધખોળ ઉપરથી માલુમ પડે છે એટલું જ નહિ પણ તે પ્રાણનાડીઓ એવી રીતે ચાલે છે કે ઝાડમાં પણ તેનો માનસિક પ્રત્યાઘાત થતો જણાય છે. જે મન ઝાડમાં અવ્યક્ત રહેલ હોય છે તે પશુયોનિમાં અર્ધ વ્યક્ત થઇ મનુષ્યયોનિમાં વ્યક્ત થાય છે. એ પ્રમાણે જ્યારે આપણે ઝાડથી નીચેનું પથ્થરજીવન બરાબર તપાસીએ છીએ ત્યારે આપણને કેટલાક એવા પુરાવા મળે છે કે જેથી એમ લાગે છે કે પથ્થર પણ વધે છે અને તેમાં પણ પ્રાણ છે અને જ્યાં પ્રાણ ત્યાં મન પણ રહેલ હોય છે અને જ્યાં મન ત્યાં આત્મા પણ હોય છે.

તેથી એવા નિર્ણય ઉપર અવાય છે કે કુદરતમાં એક જ વસ્તુઓથી અનેક પ્રકારનું જીવન થાય છે પથ્થરમાં પ્રાણ છે અને તે ધીમે ધીમે વિકાસ પામી બહાર નીકળી ઝાડની યોનિમાં આવે છે. પ્રાણમાં મન છે. તેથી ઝાડ પહેલાં પશુયોનિમાં આવી પછી મનુષ્યયોનિમાં આવે છે. તેવી જ રીતે મનની અંદર વિજ્ઞાન (અથવા સચ્ચિદાનંદનું જ્ઞાન) રહેલ હોય છે અને તે ઘણા જન્મને અંતે વિકાસ પામી મનમાંથી નીકળી સ્પષ્ટ અનુભવમાં આવે છે, એટલું જ નહિં પણ બુદ્ધિનો વિકાસ થતાં જ્યારે મનુષ્ય વિજ્ઞાનમય થાય છે ત્યારે તે ચૈતન્યમય પુરૂષ થાય છે અને તે દશામાં આત્માનુભવ પકવ થયે પુરૂષ પુરૂષોત્તમ થાય છે. આ ઉપરથી ખાત્રી થશે કે સર્વ જીવનો ખાસ હેતુ આત્મ-વિકાસ કરવામાં છે. તેથી દરેક યોનિવાળા જીવ વારંવાર જન્મ લઇ પોતામાં ગુપ્ત રહેલ તત્ત્વોનો વિકાસ કરી તે પોતાના

કરી, પોતામાં રહેલ આત્મા કે જે પરમાત્મા છે તે મય થાય છે અને અંતે પરમેશ્વર બને છે. વેદમાં સ્પષ્ટ કહ્યું છે કે अप्रकेतम् सलिलम् सर्व इदम् એટલે આ સર્વ જડ વસ્તુઓમાંથી तपसा स तन् महिमा अजायत एकम् એક પરમાત્મા પોતાના તપથી પોતાનો મહિમા ફેલાવે છે. તો હવે જેને આપણે આત્મા કહીએ છીએ તે આવા ગુણોત્કર્ષમા કયા જીવનમાં, કઇ યોનિમાં દેખાવા માંડે છે. શુ તે પહેલેથી જ સર્વ જીવનમા ન હોતો ? તે પથ્થરમા અવ્યક્ત રહે છે તેથી શુ એમ માનવું કે પથ્થરમાં આત્મા નથી ? જો પથ્થરને તેવો ન્યાય આપીએ તો માણસનો પણ શુ તેવો જ ન્યાય કરવો ? કારણ કે તે પણ સુધરેલ પશુ કરતાં જરા વધારે સારો છે અને તેનામાં પણ મન, પ્રાણ અને શરીર જ વ્યક્ત છે. પણ મનુષ્યબુદ્ધિની ઉત્તમમાં ઉત્તમ દશાની ઉપર આત્માની શક્તિ, આત્માનું અસ્તિત્વ સ્પષ્ટ દેખાય છે કે જે મન પ્રાણ અને શરીરથી બધાયેલ નથી પણ સર્વથી સ્વતંત્ર છે. એમ ન સમજવુ કે આત્માની ખબર પડે છે ત્યારે જ આત્માનુભવ થાય છે તેથી તેનો આપણા મન ઉપર આધાર છે. અને મનનો અનુભવ શરીરમાં આવ્યા પછી થાય છે તેથી મનનો આધાર શરીર ઉપર છે. ઉલટું જ્યારે આત્માનુભવ થાય છે ત્યારે એમ જણાય છે કે આત્મા જ આપણા સમગ્ર જીવનનો મુખ્ય આશ્રય હતો અને છે એટલુ જ નહિં પણ તેમાંથી જ સર્વ ઉત્પન્ન થયું છે. બીજા બધા તેના જ રૂપ છે કે જેમાં પોતાની શક્તિનો ઘણા પ્રકારથી વિકાસ કરે છે. સર્વ જીવનમાં પહેલો અને છેલ્લો આત્મા જ છે. તે જ સર્વનું જીવન છે. તે જ सर्व इदम આ સર્વ છે. છતાં પૃથ્વી-

માંથી પ્રાણ રૂપે, પ્રાણમાંથી મન રૂપે, મનમાંથી અજ્ઞાન રૂપે અને વિજ્ઞાનમાંથી સચ્ચિદાનંદ રૂપે વ્યક્ત થાય છે. વળી એમ સમજ નવું કે આત્માનો એવી રીતે વિકાસ થાય છે તેથી આત્મા અમુક કાળમાં જ જન્મ્યો છે અને અમુક કાળે તેનો વિકાસ પૂરો થયો છે. તેને આદિ કે અંત નથી તે સર્વ જીવમાં સમાન છે. સર્વમાં તે તે જીવનના સ્વભાવ પ્રમાણે તેવો તેવો થઈ તેવો દેખાવ કરે છે. પોતાના એક નિત્ય સ્વરૂપથી અનેક અનિત્ય રૂપ લે છે અને દરેક રૂપને નવા નવા જન્મ આપી જગતને ઉત્તમ કરતો જાય છે. તેને જ વેદ સંભવ અને સંભૂતિ કહે છે. મનુષ્ય અને પશુ તેનાં રૂપ છે એટલું જ નહિ પણ ઝાડ અને પથ્થર પણ તેનાં જ રૂપ છે. જગતનો અનંત પ્રકારે જન્મ તે આત્માના અનેક રૂપનો વિકાસ છે. આ જ પરમ સત્ય છે કે જે પહેલા આપણી બુદ્ધિને સમજાતુ નથી પણ જે આત્માનુભવથી સત્ય અને તેજસ્વી લાગે છે. એ સત્યને આધારે જ આપણા ઋષિમુનિઓએ પુનર્જન્મનો સિદ્ધાંત નક્કી કર્યો છે.

પણ સામાન્ય દૃષ્ટિથી એમ મનાય છે કે જીવને પુનર્જન્મની જરૂર નથી કારણ કે સર્વ એક આત્માનુ સ્વરૂપ છે. જો સર્વ એક આત્માનુ જીવન છે, એક જ સ્વરૂપનાં રૂપ છે, અને એક જ સ્વભાવના ભાવ છે તો પુનર્જન્મની શું જરૂર છે તે બુદ્ધિને સમજાતુ નથી. આ હું, આ બીજા, એવી બુદ્ધિથી જે અહંકાર ઉત્પન્ન થાય છે અને જેનાથી દરેક ક્રિયા કરવામાં શક્તિ આવે છે તે એક આત્મસ્વરૂપને અનેક રૂપ લેવાની યુક્તિ છે. તે ન હોય તો તે અનેક રૂપે સ્વતંત્ર જેવો રહી શકે નહિ. તે અનેક

રૂપ સ્વતંત્ર નથી, સત્ય નથી, માત્ર બાહ્યદૃષ્ટિનો દેખાવ છે. એક સ્વરૂપ જ પરમ સત્ય છે. સર્વ એક જીવન છે. પણ આ દૃષ્ટિ પણ શું એકદેશી નથી? જેમ સર્વ એક સ્વરૂપનાં જ રૂપ હોવા છતાં આપણે રૂપને જ સત્ય માનતા હતા તે એકદેશી જ્ઞાન હતું તેમ અનેક રૂપનું જ એક સ્વરૂપ છતાં એક સ્વરૂપ જ સાચું કહેવું, અનેક રૂપ ખોટાં કહેવાં, એ પણ શું એકદેશી જ્ઞાન નથી? જેમ સમષ્ટિભાવ જરૂરનો છે તેમ વ્યક્તિભાવ પણ જરૂરનો છે. વ્યક્તિથી સમષ્ટિ વિકાસ પામે છે. જેમ જેમ જીવનનું જ્ઞાન વધતું જાય છે, તેની શક્તિ વધતી જાય છે, તેનામાં પ્રભુની પ્રભુતા આવતી જાય છે તેમ તેમ તેમાં સર્વાત્મભાવ આવતો જાય છે પણ તે ભાવ પણ જીવમાં આવે છે, જીવને જ આવે છે કે જે જીવનુ જીવન, ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળમાં વિકાસ પામતું આવેલ હોય છે. સમષ્ટિમાં એવી ઇચ્છા હોય કે પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી સર્વમય થવું તો તે પણ વ્યક્તિના (જીવના) વિકાસ દ્વારા જ થઈ શકે છે, વ્યક્તિના વારંવારના જન્મથી જ થઇ શકે છે. જો જન્મથી જ મુક્ત થઇ સ્વરૂપમાં લય થવુ તે છેવટની ગતિ હોય તો તે પણ વ્યક્તિને જ પ્રાપ્ત થાય છે કારણ કે સમષ્ટિમાં બીજી વ્યક્તિઓ તો તે વખતે પણ વારંવાર જન્મ મરણ પામ્યાં કરે છે. તેથી એમ લાગે છે કે જેમ સમષ્ટિજીવન જગતમાં જરૂરી છે તેમ વ્યક્તિજીવન પણ જગતમાં તેટલું જ જરૂરી છે. તે પણ આત્માની શક્તિનું જ રૂપ છે. તે માયામય નથી. જો વ્યક્તિને (જીવને) માયામય માનીએ તો સમષ્ટિને પણ માયામય માનવી પડશે અને કોઇ સંપ્રદાય એમ માને પણ છે. પણ તત્ત્વદૃષ્ટિએ વિચાર કરતાં

એમ લાગે છે કે જીવ અને જગત્ એટલે વ્યકિત અને સમષ્ટિ બન્ને ઇશ્વરને પોતાની લીલા માટે જરૂરી સાધન છે.

આ પ્રમાણે વિચાર કરતાં પુનર્જન્મનું રહસ્ય અને તેની જરૂર પણ સ્પષ્ટ રીતે જણાઇ આવશે. પથ્થરની અંદર રહેલ આત્મા, ચડતા પ્રકારના પત્થરનો જન્મ લઇ વૃક્ષ થાય છે. તે જ વૃક્ષમાં ચડતા પ્રકારનાં વૃક્ષનો જન્મ લઇ પશુ થાય છે. તે જ ચડતા પ્રકારનાં પશુનો જન્મ લઇ મનુષ્ય થાય છે અને ચડતા પ્રકારના મનુષ્યનો જન્મ લઈ ઉત્તમ પુરૂષ થઇ અંતે પુરૂષોત્તમ થાય છે. આ પ્રમાણે આત્મવિકાસ થાય છે. જો મનુષ્ય જન્મ છેવટનો જન્મ હોય તો પુનર્જન્મનો આંહી જ અંત આવવો જોઇએ અને આત્મવિકાસનો છેડો આવવો જોઇએ અથવા મનુષ્યે બીજી કોઇ પૃથ્વીમાં જવું જોઇએ. પણ જો મનુષ્યની અંદર આત્માની અનેક શકિત રહેલી છે એમ માનીએ તો તે પુનર્જન્મથી મળી શકે છે અને તેથી મનુષ્યરૂપે આપણો વિકાસ પૂર્ણ થયો નથી. મનુષ્યના આત્માને હજુ વધારે વિકાસની જરૂર છે અને તેથી મનુષ્યજીવન ઉત્તમ કરવાની પહેલી જરૂર છે. વળી એમ પણ ન સમજવું કે આવી રીતે વિકાસ પામતાં વારંવાર જન્મ લઈ, એટલે પત્થરમાંથી પ્રાણ રૂપે ઝાડ પક્ષિ પશુ થઇ, મનરૂપે મનુષ્ય થયા પછી, આત્મા રૂપે અનંત આનંદ સ્વરૂપમાં લય થવું એ છેવટની ગતિ છે. પુનર્જન્મથી એક પરમાત્મા અનેક રીતે, અનેક રૂપે, લીલા કરે છે કે જેથી તેની નિત્ય રચનામાં તેની ઇચ્છા કેવી છે, તેનું ડહાપણ અને તેનો મહિમા કેટલો છે, તે જણાય છે. જન્મ લેવાની શકિત તે પ્રભુની અનંત શકિતઓમાની એક પ્રકારની શકિત છે.

## પ્રકરણ ૧૫ મુ.

## વિશ્વરૂપ દર્શન.

This world of our battle and labour is a fierce, dangerous, destructive, devouring world in which life exists precariously and the soul and body of man move amongst enormous perils, a world in which by every step forward, whether we will it nor not, something is crushed and broken, in which every birth of life is a breath too of death.

* * *

The discords of the world are God's discords and it is only by accepting and proceeding through them that we can arrive at the greater concords of his supreme harmony.

* * *

I have a foreseeing purpose, replies the Godhead, which fulfils itself infallibly and no participation or abstention of any human being can prevent, alter or modify it; all is done by me already in my foreseeing will before it can at all be done by man upon earth.

* * *

The Divine inhabits the human soul and body, he draws round him the human nature, he assumes human relations which the soul affects in the mortal body and they find in God their own fullest sense and greatest realisation

પ્રભુના વિશ્વરૂપનું દર્શન એ ગીતામાં એક આશ્ચર્યકારક લાભ છે. તેનો અર્થ બાહ્યદૃષ્ટિએ જેટલો દેખાય છે તે કરતાં ઘણો ગંભીર છે. દશમા અધ્યાયમાં અર્જુને એક જ સ્વરૂપની જે વિભૂતિઓ સાંભળી અને જે સાંભળવાથી તેનો મોહ જતો રહ્યો તે સમસ્ત વિભૂતિઓવાળું સ્વરૂપ પ્રત્યક્ષ જોવાની તેને જિજ્ઞાસા થઈ હતી અને તે તેણે શ્રીહરિ પાસે નિવેદન કરી હતી. સર્વ પ્રભુથી ચાલે છે, સર્વ વાસુદેવમય છે, સર્વમાં પ્રભુ છે, સર્વમાં એ અંતર્ધાન થઈ રહે છે અને પ્રત્યેકમાં પ્રગટ થઈ શકે છે એવું ઉત્તમ અધ્યાત્મજ્ઞાન અર્જુને પહેલા દશ અધ્યાયમાં સાંભળ્યુ હતું. વસ્તુઓ સ્વતંત્ર છે, પ્રભુથી નિરાળી છે, તે પોતાની મેળે જ ચાલ્યાં કરે છે, એવું જે સામાન્ય માણસમાં અજ્ઞાન હોય છે તે અર્જુનના મનમાંથી નીકળી ગયું હતું. તેની શંકા, તેનો ભય, કર્મ ન કરવાની વૃત્તિ વિગેરેનું કારણ તે અજ્ઞાન જ હતું. જન્મ મરણના હેતુ પણ હવે તેના સમજવામાં

* The Vision of God, the world – spirit (Essays on the Gita) Arya 15–5–1919 and 15–6–1919.

આવેલ છે. પ્રભુની પ્રભુતા જ સર્વ જીવનનું કારણ છે તે હવે તેણે જાણ્યું છે. સર્વ વસ્તુઓ પ્રભુથી યુક્ત છે, સર્વ ક્રિયા તેના યોગનું પરિણામ છે, પ્રકૃતિના સર્વ કાર્યોમાં ગુપ્ત રહેલ અંતર્યામિ તે સર્વને જીવન આપે છે પણ તે સ્વરૂપ પ્રત્યક્ષ જોઈ શકાય તો તે જોવાની ઇચ્છા અર્જુનને થઈ છે. તેણે પ્રભુની વિભૂતિઓ સાંભળી છે અને તે કેવી રીતે પ્રગટ થાય છે તે જાણ્યું છે પણ હવે તે ઐશ્વર્ય પ્રત્યક્ષ બતાવવા માટે તે યોગેશ્વરને વિનંતી કરે છે.

આ પ્રસંગે પ્રભુનું અવિકારી, અચળ, શાંત, અક્રિયાત્મક સ્વરૂપ જોવાની અર્જુનની ઇચ્છા નથી પણ જે ઉત્તમ સ્વરૂપમાંથી સર્વ ક્રિયા, સર્વ વિભૂતિ ઉત્પન્ન થાય છે, જે પ્રભુ સર્વ ક્રિયાના નિયંતા છે, જ્ઞાનીના પરમાત્મા છે, ભક્તના ભગવાન છે, પ્રકૃતિના સ્વામી છે તે અર્જુન જોવા માગે છે. આવો પ્રશ્ન અર્જુન પુછે એવી ભગવાનની ઇચ્છા જ હતી કારણ કે અર્જુનને જો તે સ્વરૂપ સમજાય તો જ તેની પાસે પોતાને જે કામ કરાવવું હતું તે તે નિશંક કરી શકે.

અવતાર અર્જુનને જવાબ આવે છે કે જે તારે જોવું છે તે આ તારી આંખથી જોઇ શકાશે નહિ કારણ કે આ તારી આંખો ફક્ત વસ્તુઓનું બાહ્યરૂપ જુએ છે અને તેની દૃષ્ટિ પરિમિત હોવાથી તેને પરિમિત જ્ઞાન થાય છે. પણ તેથી ઉત્તમ દિવ્ય ચક્ષુ છે, દૈવી દૃષ્ટિ છે, કે જેથી દેવ અને તેનો યોગ જોઇ શકાય છે. તે દૃષ્ટિ પ્રભુએ અર્જુનને આપી કહ્યું કે "હે પાર્થ, દિવ્ય અને નાના પ્રકારના મારા સેકડો અને હજારો રંગબેરંગી રૂપ જો. આદિત્ય ઇંદ્ર, મરૂત અને અશ્વિનો જો, કોઇએ કોઇ દિવસ જોયાં ન હોય તેવાં આશ્ચર્ય જો, આ આખું ચરાચર

જગત મારા એક દેહમાં રહેલું આજે જો અને બીજું પણ તારે જે જોવું હોય તે જો." આ જ ખરૂં રહસ્ય છે, આ અનેકમાં એકનું અને એકમાં અનેકનું દર્શન છે. દૈવી દૃષ્ટિએ આ દર્શન સાક્ષાત્ જોવાથી જ, જે થયું છે, જે થાય છે અને જે થવાનું છે તેનો ખુલાસો થઇ શકે છે. અને એક વખત તેનો સાક્ષાત્કાર થયો, તેનો અનુભવ થયો તો સર્વ સંશય છેદાઈ જાય છે. સર્વ પ્રકારનો ભય, દ્વંદ્વ, વિરોધ જતા રહે છે. આ દર્શનથી સર્વની સામ્યતા અને એકતા થાય છે. જો જીવને ઇશ્વરના આ વિશ્વસ્વરૂપનો અનુભવ થાય (અર્જુનને હજુ તે થયો નથી કારણ કે તે તે જોતી વખતે ગભરાય છે) તો જગતમાં જે જે બનાવ ભય ઉત્પન્ન કરે છે તે ભય આપી શકતા નથી. ભયંકર કાળ પણ તેનુ જ રૂપ છે. તેનો સાક્ષાત્કાર થાય તો આપણા જીવનમાં અખંડ આનંદ વ્યાપી જાય, આપણામા અતિશય શક્તિ આવે, જરૂરી કામ હિંમતથી થઈ શકે અને આપણે જગતને પણ ઉપયોગી થઇ શકીએ. જે જીવને દૈવી જ્ઞાન થાય છે, જે દરેકને એકરૂપે જોઇ શકે છે, એકમાં રહેલ જોઇ શકે છે, જેને વિભક્તિ અવ્યવસ્થિત દૃષ્ટિ છે નહિ, તે જ પુરૂષ જગતમાં નવું ચેતન રેડી નવું જીવન આપી શકે છે. જે જે જોવાની ઇચ્છા હોય તે વિશ્વરૂપમાં જોઇ શકાય* તો જ તેના આશ્રયથી નિર્ભય થઇ સર્વનું કલ્યાણ કરી શકાય.

એ પ્રમાણે શ્રીહરિએ અર્જુનને પોતાનું પરમ રૂપ દેખાડયું. અર્જુને શું જોયું ? એક જ અનંત પ્રભુનાં અનેક મુખ, અને આશ્ચર્ય કરે તેવા દેખાવો, અનેક દિવ્ય વિભૂતિઓ જોઇ, એક જ

* यच्चान्यत्द्र द्रष्टुमिच्छसि.

વિશ્વ સ્વરૂપને અનેક આંખથી જોતાં જોયા, અનેક મુખથી બોલતા સાંભળ્યા, અનેક હાથમાં શસ્ત્ર ધરી યુદ્ધ કરતા જોયા; અનેક આભૂષણોથી શોભાયમાન, દિવ્ય વસ્ત્રોથી અલંકૃત, દિવ્ય શક્તિઓની માળા ધારણ કરેલા જોયા, તે માળામાં દિવ્યગંધ વ્યાપેલી જોઈ. તેના શરીરનું તેજ એવું લાગ્યું કે જાણે હજારો સૂર્ય એક વખતે ઉગ્યા હોય. સમસ્ત જગત એક સ્વરૂપમાં અનેક રીતે વિભક્ત પામેલ અર્જુને જે દેવના દેવ છે તેના શરીરમાં જોયુ તે સ્વરૂપવાન, કાળરૂપ, ભયાનક લાગ્યુ. આશ્ચર્યથી, આનંદથી, બીકથી તેના રૂંવાટાં ઉભાં થઈ ગયા અને તેણે કહ્યું "હે વિશ્વેશ્વર, તારા શરીરમાં હું સર્વ દેવને જોઉ છું, સર્વ પ્રાણી માત્રને જોઉછુ, કમળમાં બીરાજેલ બ્રહ્માને, રૂષિઓને, દિવ્ય સર્પને જોઉછું, તારા અનેક હાથ, અનેક પગ, અનેક પેટ, અનેક ચક્ષુ; જોઉ છું. તારાં અનંત રૂપ ચારે તરફ જોઉ છું. તારા વિશ્વરૂપના આદિ અંત કે મધ્ય જણાતાં નથી. તારો મુગટ, તારો ચક્ર, તારી ગદા જોઉ છું. પણ તે તારા અતિ તેજમાં સ્પષ્ટ જોવા મુશ્કેલ પડે છે. તું જ પરમ અવિકારી જાણવા યોગ્ય અક્ષર સ્વરૂપ છો. તુ વિશ્વનો પરમ આધાર છો. તું સનાતન ધર્મનો રક્ષક છો, ને તું જ સતાતન પુરૂષ છો."

વળી આ મહાન દર્શનમાં કાળસ્વરૂપ પણ છે. વિશ્વરૂપ કે જેના આદિ અંત કે મધ્ય નથી તેમાંથી જે સર્વ જીવન ઉત્પન્ન થાય છે, જીવે છે અને મરે છે. જેમ આ વિશ્વેશ્વર પોતાના અનેક હાથથી રક્ષા કરે છે તેમ તે પોતાના અનેક હાથથી જગતનો નાશ પણ કરે છે. સૂર્ય અને ચંદ્ર તેનાં ચક્ષુ છે. તેનું મુખ અતિ તેજસ્વી છે. તે પોતાનાં તેજથી, પોતાના તપથી

આખા જગતને તપાવે છે. તેનું રૂપ ભયંકર-આશ્ચર્યકારક છે. તે પૃથ્વી અને અતરિક્ષમાં વ્યાપેલ છે. દેવો પણ તેની સ્તુતિ કરતાં કરતાં ભય પામતા પ્રવેશ કરે છે. ઋષિઓ અને સિદ્ધો પણ 'સ્વસ્તિ' એમ કહેતા, તેના અનેક ગુણ ગાય છે. દેવ, ગંધર્વ, યક્ષ, અસુર, સિદ્ધ વિગેરે આશ્ચર્ય પામી તેને જોવા ઇચ્છે છે. તેની આંખો ભયાનક છે, તેનાં અનેક મુખ સર્વ પ્રાણીને ગળી જાય છે. તેના દાંતમાં અનેક જીવ ચવાઇ જાય છે. તે કાળરૂપ છે. જગત-યુદ્ધમાં બન્ને બાજુના રાજાઓ, સરદારો, શુરવીરો તેની ભયંકર દાઢોમાં સમાતા જાય છે. કેટલાએક તેના દાતમાં, તેની શક્તિથી ચવાઇ જવાથી લોહીલોહાણ થયેલ જણાય છે. મ્હોટા મ્હોટા દેશ પરાધીન થઇ તેના કાળરૂપમાં સમાઇ નાશ પામે છે. જેમ નદીઓ સમુદ્રમાં લય થાય છે તેમ અથવા જેમ પતંગીઆં અગ્નિમાં પડી મરે છે તેમ. એવા ઉગ્ર મુખથી તે કાળ બધા લોકને ચાટે છે. સમસ્ત જગત તેના ઉગ્ર તેજથી, ઉગ્ર તાપથી તપે છે. જગત અને તેમાં રહેલ સર્વ દેશ અસ્થિર બની જાય છે, તેની સત્તાથી થતા નાશથી ગભરાય છે, તેને કોઇ સ્થળે શાંતિ મળતી નથી. આવા કાળ સ્વરૂપને અર્જુન પુછે છે "આવું ભયંકર કાળસ્વરૂપ ધારણ કરેલું છે એવા તમે કોણ છો તે મને કહો. હે દેવ! પ્રસન્ન થાઓ; કૃપા કરો, તમે પહેલાં કોણ હતા, હમણાં કોણ છો તે કહો, કારણ કે તમારી પ્રવૃત્તિ, તમારી ઇચ્છા, મને સમજાતી નથી."

અર્જુનના આ છેલા ઉદ્દગારોથી એમ જણાય છે કે તે સ્વરૂપ બે પ્રકારનું છે. એક પરમ શાંત સનાતન, પુરાણ પુરૂષરૂપ કે જે બ્રહ્મરૂપે સર્વ ઉત્પન્ન કરે છે અને વિષ્ણુરૂપે સર્વ પાળે છે

અને સનાતન ધર્મનું રક્ષણ કરે છે. બીજું, તે કે જે શિવરૂપે સર્વનો સંહાર કરે છે કે જેથી નવું ઉત્પન્ન કરી શકાય. તે કાળ-રૂપ છે, મૃત્યરૂપ છે, રૂદ્ર છે, તેનો નાચ ભયંકર છે, અનેક પાપીઓને મારી, તેના લોહીથી રંગાયેલ, તેના માથાની માળા ડોકમાં પહેરનારી કાળી છે. વંટોળીઆ, આગ, ધરતીકંપ, દુઃખ, દુકાળ, રાજ્યપરિવર્તન, નાશ, સમુદ્રનાં તોફાન, યુદ્ધ વિગેરે તે કાળનાં રૂપ છે. ગીતા પણ કાળના એવા પ્રસંગે જ કહેવામાં આવી છે. એવા પ્રસંગથી સામાન્ય માણસનું મન પાછું વળે છે, ગભરાય છે, બીને નાસે છે. તે તે જોઇ શકતું નથી, જોવા ઇચ્છતું પણ નથી. મનુષ્યનુ અતઃકરણ એવુ નબળું છે કે તેને માત્ર સુંદર, સુખરૂપ, સહેલુ સત્ય જ ગમે છે અને તે ન મળે તો જેમાં દુઃખ ન હોય તેવું જીવન માગે છે. તે સમગ્ર સત્ય જોઈ શકતું નથી, અનુભવી શકતું નથી કારણ કે તેમાં કેટલુંક તેને ન ગમે તેવું પણ છે. તે સમજવાને તેને ધીરજ રહેતી નથી. કાચો ધાર્મિક માણસ, કાચો આશાવાદી, કાચો વિચારવાન, મન અને હૃદયની વૃત્તિથી પરાધીન થયેલ મનુષ્ય, આવા કાળ સ્વરૂપથી ભય પામી ભાગે છે. આવી નાશભાગમાં ફક્ત હિંદુઓ--આર્યો ભાગ લેતા નથી. તે માટે હિંદુધર્મ ઉપર કેટલોક આરોપ મુકાય છે પણ હિદુધર્મમાં જેને શાંત સુખ રૂપ માનેલ છે તેને જ કાળરૂપ પણ માનેલ છે. કાળ પણ પ્રભુનું રૂપ છે એમ હિદુધર્મ માને છે અને તેથી તે ગુરૂનું ગૌરવ બીજા ધર્મ સામે ટકી રહ્યું છે.

હિદુધર્મ એમ પણ જાણે છે કે ઇશ્વર પ્રેમરૂપ છે, શાંત છે. ગીતા જે કાળરૂપ બતાવે છે તેને જ સર્વના મિત્ર અને સુહૃદ

પણ કહે છે. પણ જગતનું રાજ્ય ચલાવનાર દૈવીશક્તિ કાળી છે. તેનું રૂપ પણ સમજવું જોઇએ. તે ન સમજીએ તો પ્રભુનો પ્રેમ, તેનો આનંદ તેની શાંતિ કેટલાં છે તે પણ સમજાશે નહિં. વળી પ્રભુ શાંત જ છે, દયાળુ જ છે, એમ માનીએ તો પણ જે જગતમાં આપણે રહીએ છીએ, જગતમાં આપણને જેવો અનુભવ થાય છે તે સર્વ સમજાશે નહિં. જગતમાં આપણું જીવન ઘણું દુઃખમય, ભયભીત છે કે જેમાં શરીર અને પ્રાણને વારંવાર જોખમ આવે છે, જેમાં દરેક પગલે, આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ તોપણ કાંઇક નાશ પામે છે, કાંઇક ભાગે છે, કાંઇક તુટે છે, જ્યાં પ્રાણની દરેક ક્રિયામાં અસંખ્ય જીવો મરણ પામે છે. આપણને જે દુઃખ થાય છે, જે ભય થાય છે તેની જવાબદારી કોઇ યમદેવ અથવા કૃતઘ્નીને સોંપવી, જગતની પ્રકૃતિ અને પ્રભુની શક્તિ વચ્ચે ભેદ જોવો, તે સર્વ મનુષ્યના પાપકર્મનું ફળ છે એમ માનવું, જાણે કે જગત્ બનાવવામાં મનુષ્યને હક્ક હતો અને જાણે કે પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ તે કાંઇ કરી શકે છે, આવી યુક્તિઓ હિંદુધર્મમાં માન્ય થઈ નથી. આપણે હિંમતથી સત્ય જોવું જોઇએ. ઇશ્વરે જ આ જગત્ જેવું આપણે જોઈએ છીએ તેવું બનાવ્યું છે. તેના વિના કોઇનું કરેલ નથી.

પોતાનાં બચ્ચાઓનું ભક્ષણ કરે છે તે કુદરતનું રૂપ, પ્રાણીમાત્રને ખાઇ જતો કાળ, મનુષ્યમાં અને જગતમાં વિનાશક, તમોગુણી રૂદ્રનો સ્વભાવ, વિગેરે પુરૂષોત્તમનો જ સ્વભાવ છે એમ આપણે સમજવું જોઇએ જે પ્રભુ અનત રૂપવાળું જગત્ ઉત્પન્ન કરી તેને અનંત પ્રકારે પાળે છે તે જ ઉત્પન્ન થયેલ

વસ્તુઓનો અનંત રીતે નાશ કરે છે. દુઃખ અને પાપનાં જે ફળ આપણે ભોગવીએ છીએ તે પણ સુખ અને પુન્યનાં ફળની માફક એક જ શક્તિથી આવે છે. આપણે પ્રભુનું સમગ્ર સ્વરૂપ જોઇએ છીએ ત્યારે જ આવા વિરોધી સ્વભાવની સાથે તેની પાછળ શાંત અવિરોધી સ્વરૂપ દેખાય છે. જે પ્રભુ આપણને દુઃખ આપી આપણી પરિક્ષા કરે છે તે જ આપણા મિત્ર થઇ આપણને મદદ આપે છે. જગતનાં પાપ, પીડા, દુઃખ વિગેરે ઇશ્વરના છે. તે સમજી તેની કસોટીમાં પાસ થઇએ તો જ આપણાથી તેના સમગ્ર સ્વરૂપનો આનંદ લઈ શકાય છે.

ગીતામાં જે મુખ્ય પ્રશ્ન ઉપસ્થિત થયો છે અને તેનું જે નિરાકરણ કરવાનુ છે તે આવા સમગ્ર સ્વરૂપના અનુભવથી જ થઇ શકે તેમ છે. તે પ્રશ્ન મહાન યુદ્ધને પ્રસંગે પ્રાપ્ત થયો છે કે જે યુદ્ધમાં અનેકનો નાશ થવાનો છે. પ્રભુની ઇચ્છાથી જ તે પ્રસંગ આવેલ છે અને પ્રભુ પોતે જ અવતાર લઈ તેમાં સારથી તરીકે રહેલ છે. વિશ્વરૂપ દર્શનના જીજ્ઞાસુને પણ પોતાના જીવનમાં એવા અનેક યુદ્ધ કરવાં પડે છે. પોતાના આત્મ-વિકાસમાં જેટલાં વિઘ્ન આવે તેની સામે થવું પડે છે. તેનો પરાજય કરી ઉત્તમ ધર્મ પ્રાપ્ત કરવો જોઈએ. યુદ્ધથી થનાર ભયંકર નાશથી ગભરાઇને કુટુંબ સાથે કુટુંબની લડાઈથી ત્રાસ પામીને અર્જુનના ગાત્ર ગળી ગયા હતા. જે કર્મ પ્રભુએ તેને માટે નિર્ધારી રાખ્યું હતું તે છોડવવાને તૈયાર થયો હતો અને આવા ઘોર કર્મમા મને કેમ જોડો છો એમ બડબડાટ કર્યો હતો. તેના જવાબમાં "જે જે કર્મ મનુષ્ય કરે છે તેનાથી અતીત થા, પ્રકૃતિ જ કર્મ કરે છે, તું તેનું હથીઆર છો, પ્રભુ તારા સ્વભા-

વનો અને તેના કર્મનો માલેક છે તેથી નિષ્કામ ભાવે, નિરાભિમાની થઇ સર્વ કર્મ તેને અર્પણ કર" એમ જણાવ્યું હતું. વળી એમ પણ બતાવ્યું હતુ કે જે પ્રભુ અસગ, નિર્વિકારી, સર્વ કર્મથી અતીત છે, તે જ મનુષ્યમાં, જગતમાં, જગતનાં કાર્યોમાં પ્રગટ થઇ બધી ક્રિયા કરે છે, પોતાનાં અનત રૂપ વ્યક્ત કરે છે. પણ હવે જ્યારે તે સત્ય પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે પ્રભુના વિશ્વરૂપમાં ભયકર કાળરૂપ પણ જોવામાં આવ્યું, અને તેની ધીરજ ઘણી મુશ્કેલીથી જ ટકી રહી. કારણ કે પ્રભુ આવું રૂપ શા માટે લે છે? શા માટે આવું જગત્ ઉત્પન્ન કરવું જોઇએ, શા માટે યુદ્ધ થવું જોઇએ, શા માટે આવા ભયંકર પરિવર્તનવાળા પ્રસંગો આવવા જોઇએ, શા માટે આ બધી મહેનત, દુઃખ, પાપ અને પ્રાણીઓનો વિનાશ કરવો જોઇએ? આવા પ્રશ્ન મનુષ્યના હૃદયમાં ઘણી વખત આવે છે. તેનાં નિરાકરણ માટે તે સ્તુતિપૂર્વક પુછે છે કે "આવું વિક્રાળ સ્વરૂપ જેણે લીધું છે એવા આપ કોણ છો, આપની પ્રકૃતિની મને ખબર નથી તેથી આપનુ સત્ય રૂપ કેવુ છે તે હે દેવવર! મને કૃપા કરી કહો."

પ્રભુ કહે છેઃ—"વિનાશ કરવો એ મારી પ્રકૃતિનો એક ગુણ છે અને તેથી કાળરૂપે આહી કુરૂક્ષેત્રમાં એટલે મનુષ્યલોકમાં લોકનો નાશ કરવા હું આવ્યો છું. જે કરવાનું છે તે મેં આગળથી નક્કી કરેલ હોવાથી કોઇ પણ મનુષ્ય યુદ્ધમાં ભાગ લે અથવા ન લે તો પણ તે તો થવાનું જ. કોઇ તેને ફેરવી શકે તેમ નથી. કોઈ તેને અટકાવી શકે તેમ નથી. મનુષ્ય તે કર્મ આ પૃથ્વી ઉપર કરે તે પહેલાં જ તે મારી સમગ્ર ઇચ્છાથી નક્કી

થયેલ છે. કાળ રૂપે મારે જુનાં મકાન પાડી, નવાં બાંધી, નવું ધર્મરાજ્ય સ્થાપવાનું છે. ”

“ તું મારી ઇચ્છાનું સાધન હોવાથી તે યુદ્ધ તું અટકાવી શકે તેમ નથી. ધર્મ માટે તારે તે યુદ્ધ કરવું પડશે અને તે ધર્મના જે દુશ્મન છે તેને મારીને જીતવા પડશે. તેનું ફળ ધર્મ અને ન્યાયવાળું રાજ્ય છે, તે તને મળશે. પ્રભુની ઇચ્છાને શરણુ થવાને તારે આટલું બસ છે. તેનો આદેશ લે, તેની ઇચ્છા પુરી કર, જગતમાં તેનો હેતુ પાર પાડ. હું લોકનો ક્ષય કરનાર કાળ ઉત્પન્ન થયો છુ, લોકોનો સંહાર કરવા પ્રવૃત્ત થયો છું. તારા વિના પણ આ સામે ઉભેલ સર્વ સૈન્યનો નાશ તો થશે જ. તેથી ઉઠ, યશ મેળવ, શત્રુને જીતી સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ; હે સવ્યસાચીન ! મારાથી જ આ સર્વ મારેલા છે. મારાથી મારેલ દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ, અને બીજા નાયકને માર, જરા પણ વ્યથા પામીશ નહિ, યુદ્ધ કર, તુ યુદ્ધમા શત્રુને જીતીશ. ” આંહી મહા ઉગ્ર લડાઇનું પરિણામ શું આવશે તે આગળથી કહી દે છે. તે જીવના અહંકારના સંતોષ માટે મેળવવાનું નથી પણ પ્રભુની ઇચ્છાનું ધાર્યું પરિણામ લાવવા માટે, પ્રભુની વિભુતિના યશ માટે. આ પ્રમાણે તે કર્મ માટે છેવટનો હુકમ કરેલ છે.

કાળાતીત સ્વરૂપ જ કાળરૂપે અને વિશ્વરૂપે પ્રગટ થયેલ છે અને તે સ્વરૂપ અર્જુનને આજ્ઞા આપે છે. પ્રભુ કહે છે કે હું લોકનું ભક્ષણ કરનાર કાળ છું તેથી એમ ન સમજવું કે તે માત્ર કાળ રૂપ જ છે. તે વખતે માત્ર તેની પ્રવૃત્તિ જ કાળ રૂપ હતી. વિનાશમા ઉત્પત્તિનું બી રહેલુ હોય છે. વિનાશ અને ઉત્પ-

ત્તિથી જ પ્રાણેશ્વર સર્વ જીવનું પાલન કરે છે. વળી વિનાશથી જ જીવનને ઉચ્ચ ગતિ મળે છે. જે માણસ પોતાના હલકા વિચારનો નાશ કરતો નથી તે પરાક્રમી થતો નથી તેવી જ રીતે જે દેશ પોતાની પાછળના જીવનમાં રહેલ હલકા રજકણોનો નાશ કરતો નથી તે પોતેજ સડી જાય છે અને તેના ચુરણમાંથી નવા દેશ ઉત્પન્ન થાય છે. પૃથ્વી ઉપર આગળ રહેલ જંગલી પ્રાણીઓને મારીને જ મનુષ્યે પૃથ્વી ઉપર પોતાને માટે જગ્યા કરી છે, અસુરોને મારીને જ દેવોએ જગતમાં ધર્મ ફેલાવ્યો છે. માટે યુદ્ધ બંધ કરવા વખત આવ્યા પહેલાં જો કોઈ તે બંધ કરવા જાય છે તો તે ઇશ્વરની ઈચ્છા વિરૂદ્ધ કામ કરતો હોવાથી નિષ્ફળ જાય છે. જે એવા યુદ્ધથી અર્જુનની પેઠે પ્રકૃતિને તાબે થઈ પાછો હઠે છે—તેથી જ તેના પાછા હઠવામાં તેના હૃદયની દુર્બળતા, ક્ષુદ્રતા જણાતી હતી—તે ખરો નીતિમાન મનુષ્ય નથી. પણ જીવન ક્રિયાના સત્યની સામે થવામાં જે આત્મબળ જોઇએ છીએ તે રહિત છે, યુદ્ધ એટલે વિનાશી ધર્મ ત્યારે જ મટશે કે જ્યારે મનુષ્ય અવિનાશી ધર્મ પ્રાપ્ત કરશે. આત્મા જ અવિનાશી હોવાથી કેટલાક મનુષ્ય આત્મધર્મ પ્રાપ્ત કરવા માટે, વિનાશી જગતનો ત્યાગ કરે છે. તેને પોતાને માટે એ ઠીક છે પણ જગતને તેનો કાંઇ લાભ થતો નથી. ઉલટું જો તે જગતમાં રહી આત્મધર્મ પ્રાપ્ત કરે તો તે જગતના ઉદ્ધારમાં ઉપયોગી થાય છે.

ત્યારે જે માણસ મહાત્મા થયો, પ્રભુનો સેવક થયો, તેણે જે વખતે પ્રભુએ કાળ સ્વરૂપ લીધું હોય અને પોતાને પોતાના સ્વભાવના બળથી તેમાં તેના નેતા તરીકે રાખેલ હોય—પછી તેની

પાસે શસ્ત્ર હોય કે નહિ—તે વખતે શુ કરવું ? શું તેવા પરિવર્તનમાં તેણે ભાગ ન લેવો, શાંત બેસી રહેવું અને માત્ર શબ્દથી વિરોધ જાહેર કરવો? અને તે મહાત્મા ભાગ ન લે તો પણ પરિવર્તન તો થવાનુ જ. પ્રભુની ઇચ્છા પુરી થયા વગર રહેશે જ નહિં. ઉલટુ એવા અગ્રેસર પુરૂષોના એવા (અ) કર્મથી જે માણસોએ તેના ઉપર આધાર રાખેલ હોય તેમના મનમા ગોટાળો ઉત્પન્ન થાય છે. પ્રભુ કહે છે " તારા વિના પણ મારી ઇચ્છાથી જે નાશ થવાનો છે તે તો થશે જ." જો અર્જુન પાછો હઠે, અને કુરૂક્ષેત્રનુ યુદ્ધ ન થાય તો જે અધર્મ, અવ્યવસ્થા ચાલતા હતાં તેનું આયુષ્ય લબાય. યુદ્ધ અચાનક આવતું નથી પણ જે જે કર્મ જે જે દેશે કર્યાં હોય છે તે તે તેને ભોગવવા માટે આવે છે. જેણે જે વાવ્યુ તે જ તે લણે છે. વળી તે અગ્રેસર પુરૂષના સ્વભાવથી પણ તે યુદ્ધમા આવ્યા વગર રહેશે નહિ. તેની પ્રકૃતિ તેને યુદ્ધમાં જોડયા વગર રહેશે નહિ. પ્રભુ અર્જુનને કહે છે કે તુ તારા અહંકારથી એમ માને છે કે હું યુદ્ધ નહિ કરૂં પણ તારૂં કહેવુ વ્યર્થ છે, તારો સ્વભાવ તને યુદ્ધમાં જોડશે તારા પાછળના કર્મથી તુ એવો બધાયેલો છે અને તે કર્મથી તારો સ્વભાવ એવો ઘડાયલો છે કે જેથી જે કરવાની તારી ઇચ્છા નથી તે તું પરાણે કરીશ. પરતુ, યુદ્ધથી અટકી, શાંત થઇ બીજી રીતે એટલે સત્યાગ્રહથી, આત્મબળથી, સામો થાય તો શુ ખોટું ? અને તે પણ તે જ કર્મનુ બીજું રૂપ છે, તેથી પણ જેનો નાશ થવાનો તે તો થવાનો જ અને આત્મબળનો પણ જે માર્ગ ગ્રહણ થાય છે તે પણ જીવની ઇચ્છાથી નહિં પણ પ્રભુની ઇચ્છાથી જ થાય છે ઉલટું કાળને આવે વખતે નવી શકિત લેવાનું

મળે છે, કાળી વધારે વિનાશ માટે તૈયાર થાય છે. જ્યાં સુધી મનુષ્યનું હૃદય શાંતિને લાયક થયું નથી ત્યાંસુધી જગતમાં શાંતિ રહી શકશે નહિં. જ્યાં સુધી રૂદ્રનું ઋણ આપ્યું નથી ત્યાંસુધી વિષ્ણુની વિભૂતિઓ ભોગવી શકાતી નથી. જે દેશ તે શાંતિ માટે લાયક થયો નથી તેની પાસે પ્રેમ ઐક્ય વિગેરેની વાતો કરવી નકામી છે. પ્રેમ ઐક્ય વિગેરેના ઉપદેશકની જરૂર છે પણ જ્યાં સુધી તે વખત આવ્યો નથી ત્યાંસુધી બાહ્યરૂપના ધર્મ, આંતર સ્વરૂપ ઉપર ચાલતા નથી. ક્રાઇસ્ટ અને બુદ્ધ આવ્યા અને ગયા. છતાં પૃથ્વી હજુ રૂદ્રના હાથમાં છે અને તે દરમ્યાન મનુષ્ય દુઃખી થાય છે. જે સત્તા સ્વાર્થી છે તેનાથી કચડાય છે અને અર્જુન જેવા વીરની અને પ્રભુ જેવા ઉપદેશકના આદેશની રાહ જુએ છે.

ઉત્તમમાં ઉત્તમ ધર્મ તો એ છે કે અહંકાર મુકી પ્રભુની ઇચ્છાને શરણ થવું જોઇએ, તેના તે જ પ્રમાણે મનુષ્ય તરીકે જે કામ તેને આપણી પાસે કરાવવું હોય તે કરવું જોઇએ. આપણે નિમિત્ત માત્ર થવું જોઇએ. કોઈ ઉપર દ્વેષ રાખવો ન જોઇએ, ક્રોધ કરવો ન જોઇએ, અહંકાર અને ઇચ્છાને વશ થવું ન જોઇએ, અસુરની માફક યુદ્ધને જ પોષણ આપવું જોઇએ નહિં, પણ લોકસંગ્રહ માટે કર્મ કરવાં, કર્મની ઉપર, જે કર્મ કરાવે છે તેને ઓળખવા માટે કર્મ કરવાં જોઇએ, કારણ કે ઈશ્વર વિનાશ માટે જ કાળરૂપ લેતા નથી પણ તેમાંથી જ નવું જીવન તૈયાર કરી સમૃદ્ધિવાળું ધર્મરાજ્ય સ્થાપવા માટે તેમાં જે વિઘ્નકર્તા હોય તેનો વિનાશ કરે છે. પ્રભુનું જે મનુષ્ય સાધન થયો તે યુદ્ધનો હેતુ જાણે છે અને જો કે કેટલીક

વખત જય પણ પરાજય રૂપે આવે છે તો પણ યુદ્ધનો મહિમા જાણી સર્વ મનુષ્ય માટે ઉત્તમ ધર્મરાજ્ય સ્થપાવે છે. કાળ રૂપથી ગભરાયા વગર નિત્ય પ્રભુને અનિત્ય વિકારી શરીરોમાં જુએ છે અને તેની પાછળ મનુષ્યના મિત્ર, સારથી, સર્વપ્રાણીઓના સુહૃદને જુએ છે. આ વિશ્વરૂપનું જ વધારે સ્પષ્ટીકરણ બાકીના શ્લોકમાં થાય છે.

હજુ તો કાળ સ્વરૂપ અર્જુનની પાસે છે એટલામાં જ અર્જુન બોલી ઉઠે છે "હે કૃષ્ણ' તારા નામથી જગત આનંદ પામે છે, રાક્ષસો બીકથી નાસી જાય છે અને સર્વ સિદ્ધ પુરૂષો તને નમે છે તે સત્ય છે, સ્વાભાવિક છે. હે મહાત્મા! તે તને કેમ ન નમે? બ્રહ્મા કે જે જગત રચે છે તેનાથી પણ તું મોટો છો. હે અનંત, હે દેવેશ, જગન્નિવાસ, તું અક્ષર છો, જે છે, જે નથી તે તું જ છો, તેનાથી પણ પર છો, પરમ ધામ છો; હે વિશ્વરૂપ તારાથી જ સર્વ જગત્ વ્યાસ છે. તુ યમ છે, વાયુ, અગ્નિ, સોમ, વરૂણ, પ્રજાપતિ અને પ્રપિતામહ છો. તને અનંતવાર નમસ્કાર છે, ફરી પણ નમસ્કાર છે, આગળ, પાછળ, દરેક દિશામાં તું જ સર્વ છો. તારૂ વીર્ય અનંત છે. તારી ક્રિયા, તારૂં બલ, અમાપ છે, તું સર્વમાં સમાયેલ છે તેથી તું જ સર્વ છો."

પણ આ ઉત્તમ વિશ્વસ્વરૂપ જ પોતાની પાસે મનુષ્યશરીરમાં મનુષ્ય રૂપે અવતરેલ પ્રત્યક્ષ જુએ છે કે જે તે પહેલાં જાણતો નહોતો. તેણે મનુષ્યજીવનનો અનુભવ લીધો હતો. પ્રભુને પણ મનુષ્ય માની લીધા હતા. મનુષ્યમાં રહેલ, મનુષ્ય જેનું વાહન છે, એવા પ્રભુને જાણ્યા ન હોતા તેથી પોતાની ભુલને માટે, પોતાના અજ્ઞાન માટે ક્ષમા કરવા હવે તે પ્રાર્થના કરે છે:

"મેં તને મિત્ર જાણી જે જે અઘટિત વચન કહ્યાં-જેવા કે, હે કૃષ્ણ, હે યાદવ, હે સખા, તે તારો મહિમા ન જાણવાથી, બેદરકાર થઈ, પ્રેમથી કહેલ છે. મશ્કરીમાં, વિહાર વખતે, સુતાં, બેસતાં જે જે કહ્યું તે હે અપ્રમેય સ્વરૂપ ! મને માફ કર. તું જ ચરાચર લોકનો પિતા છો, તું જ પૂજ્ય છો, તું જ ગુરૂ છો, તારા સમ કોઇ નથી તો તારાથી અધિક આ ત્રણ લોકમાં બીજો કોણ હોઇ શકે? તેથી શરીર નમાવી તને સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું, તારી કૃપા માંગુ છું, જેમ પિતા પુત્રનો અપરાધ માફ કરે, મિત્ર મિત્રનો, પતિ પ્રિયાનો, તેમ તું મારો અપરાધ માફ કર. જે નહોતું જોયું તે જોઇ હું આનંદ પામ્યો છું પણ મારૂં મન ભયથી આકુળ વ્યાકુળ થયું છે. હે દેવેશ, તારૂં તે બીજું રૂપ મને દેખાડ કે જેમાં તારા હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ હતાં. હે હજાર હાથવાળા, ચાર હાથવાળા થાઓ."

અર્જુનના પહેલા શબ્દો ઉપરથી જણાય છે કે કાળ રૂપની પાછળ આનંદ સ્વરૂપ છે. એવું કાંઇક છે કે જેથી પ્રભુના નામમાત્રથી પણ જગતમાં આનંદ મળે છે, જેથી ક્રોધી કાળીને દયાળુ દુર્ગા માતા તરીકે જોઇ શકાય છે, જેથી યુદ્ધ વખતે પણ પ્રભુને મિત્ર રૂપે જાણી શકાય છે, પાપની વચમાં પુન્ય જણાય છે, મોતની વચ્ચે અમરતાનો અનુભવ થાય છે. આ જગતના રાજાના ભયથી પાપી રાક્ષસો પરાજય પામી નાસી જાય છે પણ જે પૂર્ણ સિદ્ધ છે તે પ્રભુના ગુણગાનમાં મસ્ત ફરે છે. તે પ્રભુનું સ્વરૂપ જાણે છે. પ્રભુના દરેક રૂપને નમે છે, દરેકનું રહસ્ય બરાબર સમજે છે. પાપ, અજ્ઞાન, અંધકાર, રાક્ષસી સત્તા વિગેરે જે નાશ થવાનું છે તે સીવાય બીજા કોઇને ભય

પામવાનું કારણ નથી. રૂદ્રની બધી ભયંકર ક્રિયા, તેની વિભૂતિ, તેનુ તેજ, તેની શકિત વધારે છે. તે માટે પ્રભુ જ કાળરૂપે આવે છે અને પરિણામી રૂપનો નાશ કરે છે પણ અંતર સ્વરૂપે તે જ અનંત છે, સર્વના ધણી છે. તેમાં જ જગત્ અને જગતની સર્વ ક્રિયા સમાયેલ છે, તે જ ઉત્પન્ન કરનાર છે, સંસારના આદિ-કર્તા બ્રહ્માથી પણ મોટા છે. બ્રહ્મા એ તેની ત્રિપુટીનો એક ભાગ છે. રક્ષણુથી અને વિનાશથી જ ઉત્પત્તિની ગતિ નિય-મમાં રાખી શકાય છે. વળી પ્રભુનુ જગત્ પરિણામી છતાં નિત્ય છે, પોતે જ નિરંતર અંતવત્ પરિણામી જગત્ ધારણ કર્યાં કરે છે. વળી તેમાં પોતે અંતર્ધાન થઈ પાછા તેમાં જ પ્રકટ થાય છે. એમ અનંતવાર, પોતાની ઇચ્છાથી, અનંત રીતે, અનંત પ્રકારે આશ્ચર્યકારક રૂપ ધારણ કરે છે તે છતાં પોતે અવિનાશી છે. જે છે, જે નથી, તે તે છે, જે હતું, જે છે, જે થવાનુ છે, જે થશે, તે સર્વ તે છે. પણ તે પોતે સર્વથી અતીત છે. ને તેનુ ઉત્તમ સ્વરૂપ છે કે જે કાળથી અતીત છે. તેને સર્વ વર્તમાનકાળ છે. તે સર્વ કાળને જન્મ આપે છે.

આ સત્યમાં સર્વની સામ્યતા થાય છે. દરેક વિરોધ શમી જાય છે. આ જ પુરૂષોત્તમનું સત્ય સ્વરૂપ છે, સનાતન છે. દેવ, માણસ, પ્રાણીમાત્ર, તેનાં બાળક છે, તેની જ શકિતથી જીવે છે. તે જ જ્ઞાતા છે કે જે મનુષ્યમાં જીવ, જગત અને ઈશ્વર વિશેનું જ્ઞાન ઉત્પન્ન કરે છે, તે જ જ્ઞેય છે કે જેથી મનુષ્યનું મન, તેનું હૃદય, તેનો આત્મા વિકાસ પામતા અંતે તેના સ્વરૂપમાં મળે છે. તે જ પરમ ધામ છે કે જે જગતમાં સર્વને ધારણ કરે છે. તેની શકિત સર્વમા વ્યાપી ગયેલ છે. બધુ તેનું જ રૂપ છે. બધા

દેવો નાનાથી મ્હોટા તેનાં જ સ્વરૂપ છે. તે સર્વનો પિતા છે, સર્વ તે છે, તેની જ શક્તિ છે. તેની અનંત ઇચ્છા, અનંત ક્રિયાથી સર્વ નભે છે, સર્વને ગતિ મળે છે.

આ વર્ણન પછી ગીતા તરત જ આવું સ્વરૂપ મનુષ્યરૂપે કેમ અવતરેલ તેનો વિચાર કરે છે. ત્યાં અર્જુનના મનમાં ત્રણ વિચાર આવે છે. એક, જેણે મનુષ્ય શરીર ધારણ કરેલ છે, જે પોતાની પાસે બેસેલ છે, પોતાની સાથે જમેલ છે, જેની પોતે મશ્કરી કરેલ છે, યુદ્ધમાં જે મત્રી તરીકે, સારથી તરીકે રહેલ છે, તેનું આવું વિશ્વરૂપ મનુષ્ય દેહમાં ઢંકાયેલ હતું. મનુષ્ય-શરીરમાં, ઇશ્વર, અવતાર, પ્રભુ જે કહીએ તે અંતર્ધાન થઈ રહ્યા હતા, અને તેની એવી માયાથી જ તે તેનું પરમ અદ્‌ભૂત સ્વરૂપ જોઇ શકયો નહોતો. હવે તે મનુષ્યશરીરમાં તેને આખું જગત સ્વરૂપ દેખાય છે, પ્રભુને મનુષ્યશરીરમાં જુએ છે, જગતમાં જગતથી અતીત સ્વરૂપ જણાય છે, સર્વ વસ્તુનું સત્ય તેમાં જુએ છે, વ્યષ્ટિનું સમષ્ટિ જીવન જુએ છે, વ્યકિતમાં સમષ્ટિ સમાયેલ જુએ છે કારણ કે તે સ્વરૂપ જેટલું જગતમાં છે તેટલું જ જીવમાં છે. પહેલાં અજ્ઞાનથી તે પ્રભુને મનુષ્ય માનતો હતો, તેની પ્રભુતા તેણે જાણી ન હોતી. તેથી જ પ્રભુને હે કૃષ્ણ, હે યાદવ, હે સખા, એમ સંબોધન આપ્યું હતું. તે જ અનંત વિશ્વ સ્વરૂપે જોવામાં આવ્યા, તે જ સર્વેશ્વરરૂપે જોવામાં આવ્યા, કે જેનાથી સર્વ જીવ ઉત્પન્ન થયા છે. તે જ સમજવામાં તેણે ભૂલ કરી હતી. अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम्. ભગવાન કહે છે, મૂઢ લોકો હું મનુષ્ય છું એમ જાણે છે.

બીજો વિચાર અર્જુનને એ થયો છે કે મનુષ્યરૂપમાં પણ સર્વાત્મભાવ અને સર્વાતીત ભાવ રહેલ છે. તેનો અનુભવ થયા સીવાય જીવભાવથી અતીત થઈ શકાતું નથી. ત્યાં જ સર્વ એક જણાય છે, પણ તે પરમાત્મ સ્વરૂપ એટલું મ્હોટું શકિતવાળું જ રહે તો તે મનુષ્ય ધારણ કરી શકે નહિં તેથી તે એવી રીતે અનુભવમાં આવવું જોઇએ કે તે માણસનો સ્વભાવ જાણી માણસને મદદ કરી શકે, તો જ અંતવત્ મનુષ્ય અનંત પ્રભુની ભકિત કરી શકે. અને તેની ભકિત ગાઢ થયે તેને પ્રેમરૂપે બદલો વાળી શકે કારણ કે પ્રભુ મનુષ્યોના આત્મામાં, તેના સ્વભાવમાં, તેના શરીરમાં સર્વત્ર રહે છે, તે મનુષ્યસ્વભાવ સમજે છે. મનુષ્યને સમજાય તેવો તેની સાથે સંબંધ રાખી શકે છે અને મનુષ્ય પણ પ્રભુના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી પોતાના જીવનનું સાર્થક કરી શકે છે. આ કારણને લઇ ને જ વૈષ્ણવોએ ભકિતમાર્ગ પસંદ કરેલો છે કે જેનું બી ગીતાના શબ્દોમાં જણાય છે પણ જે પાછળથી એક મહાન સંપ્રદાય તરીકે પ્રસિદ્ધ થયેલ છે.

ત્રીજો વિચાર એ છે કે અર્જુને જે સ્વરૂપ જોયું તેમાં એટલી બધી શકિત હતી કે મનુષ્યની શકિતના પ્રમાણમાં તે ભયકર લાગતું હતુ. તે ભયંકર રૂપની પાછળ તેનુ શાંત સ્વરૂપ પણ હતું. તે તેનું નારાયણ સ્વરૂપ હતું કે જે મનુષ્યને નજીક છે, મનુષ્યમાં છે. મનુષ્યના જીવનયુદ્ધમાં સારથી છે, પોતાના ચાર હાથથી તેની રક્ષા કરે છે, તે નારાયણ ધ્યાનને યોગ્ય છે. તેની મદદથી મનુષ્ય તેની પ્રભુતા પ્રાપ્ત કરી શકે છે.

અર્જુનની વિનંતિ ઉપરથી પ્રભુએ પોતાનું નારાયણ સ્વરૂપ સ્વકં રૂપં તેને બતાવ્યું પણ તે બતાવ્યા પહેલાં જે વિશ્વરૂપનું

દર્શન અર્જુને કર્યું હતું તે વિશે કહ્યું કે “ આ મારૂ અનંત, ઉત્તમ સ્વરૂપ છે, મારૂં તેજ છે, મારી શક્તિ છે કે જે તારા સીવાય કોઈ માણસને મેં હજુ બતાવ્યું નથી. તે મેં તને મારા આત્મયોગથી બતાવ્યું છે એટલે તે મારૂં જ આત્મસ્વરૂપ છે કે જે પૂર્ણ યોગી હિંમતથી જોઈ શકે છે કારણ કે તે કાળ રૂપનું રહસ્ય પણ સમજે છે. તારે પણ બીક મુકી, ગભરાટ છોડી તે સમજવું જોઇએ. પણ તારા સ્વભાવમાં હજુ તેટલી શક્તિ આવી નથી તેથી હું મારૂં નારાયણ સ્વરૂપ પાછું ધારણ કરૂં છું કે જે મનુષ્યનુ મન સહેલાઇથી જોઇ શકે છે. (આ વિશ્વ-રૂપ દર્શન કોઇ વિરલ મહાત્મા જ જોઇ શકે છે. (આ છેલ્લા શબ્દો વિશ્વરૂપ ઢાંકી દીધા પછી કહેલ છે ) દેવો પણ આ રૂપ જોવા નિત્ય ઇચ્છે છે. તે વેદને જાણવાથી, તપથી, દાનથી કે યજ્ઞથી જોઈ શકાતું નથી પણ માત્ર અનન્ય ભકિતથી જ જોઈ શકાય છે. જેને તેવી ભકિત હોય તે જ મને સર્વમાં જુએ છે.

ત્યારે દાન, તપ, અધ્યયન વિગેરે શું કામનાં છે ? તેનો ઉપ-યોગ એટલો જ છે કે તે વિશ્વરૂપના અમુક અમુક ભાગનું દર્શન કરાવે છે પણ સમસ્ત સ્વરૂપ બતાવી શકતા નથી. વિશ્વ-સ્વરૂપમાં, સર્વાતીત ભાવ, સર્વાત્મભાવ, જીવભાવ, પુરૂષ, પ્રકૃતિ, અનંત, અંત, દેશ, કાળ, વસ્તુ, ભવ, ભાવ વિગેરેની આશ્ચર્ય કરે તેવી એકતા થાય છે. તે જ્ઞાન અને કર્મના સમ સમુચ્ચયવાળી અનન્ય ભકિતથી જ પ્રાપ્ત થઇ શકે છે. તે જાણવું, જોવું, તેમાં પ્રવેશ કરવો, તે ગીતાનો યોગ છે. જગતથી અતીત થવાની સાથે જગતમાં રહેવું તે જ પુરૂષોત્તમનું લક્ષણ છે. તે

પરાધીન મનુષ્યને દુર્લભ છે પણ તેનો ઉપાય તરીકે પ્રભુ કહે છે "મારાં કર્મ કર, મને સર્વેશ્વર જાણ, મારો ભક્ત થા, અનાસકત થા, નિર્વૈર થા, કારણ કે એવો પુરૂષ મને પ્રાપ્ત કરે છે." બીજા શબ્દોમાં કહીએ તો, અપરા પ્રકૃતિથી છૂટી, પરા પ્રકૃતિ પ્રાપ્ત કરી, સર્વ સાથે એક થઈ સર્વાત્મભાવ પ્રાપ્ત કરી, જ્ઞાનમાં સર્વાતીત રહી, કર્મમાં પ્રભુની ઈચ્છાને શરણ રહી, ભક્તિમાં તેના સર્વ રૂપ ઉપર પરમ પ્રેમ રાખી પુરૂષ વિકાસ પામતાં પામતા પુરૂષોત્તમ થાય છે.

## પ્રકરણ ૧૬ મું.

---

### ગીતાનો આદેશ.

---

" All the problems of human life arise from the complexity of our existence, the obscurity of its essential principle and the secrecy of the inmost power that makes out its determinations and governs its purpose and its processes. If our existence were of one piece–solely material-vital or solely mental or solely spiritual, or even the others entirely or mainly involved in one of these or quite latent in our being, there would be nothing to purplex us; the material and vital law would be imperative or the mental would clear to its own pure and unobstructed principle or the spiritual self-existent and self-sufficient to spirit. The animals are aware of no problems, a mental god in a world of pure mentality would admit none or would solve them all by the purity of a mental rule or satisfaction of a

rational harmony, a pure spirit would be above them and self-content in the Infinite. But the existence of man is a triple web, a thing mysteriously physical-vital, mental and spiritual at once, and he knows not what are the true relations of these things, which the real reality of his life and his nature, whither the attraction of his destiny and where the sphere of his perfection."×

ગીતાનો મુખ્ય આદેશ શું છે ? વ્યવહારમાં તે કેટલો ઉપયોગી છે ? જે વખતે તે આપવામાં આવ્યો હતો તેને ઘણો કાળ થયાં છતાં અને તે કાળમાં મનુષ્યના વિચારમાં, તેના જીવનમાં અનેક ફેરફારો થયાં છતાં આજના મનુષ્યનું જીવન ઉત્તમ કરવામાં તેનો શું ઉપયોગ છે ?

મનુષ્યનુ મન હમેશ આગળ વધે છે, તે પોતાના વિચાર ફેરવે છે, વિશાળ કરે છે. અને તેનુ પરિણામ એ આવે છે કે ભૂતકાળના વિચાર અને ભૂતકાળની શોધો નિર્માલ્ય થાય છે અથવા તે રહેલ હોય તો તેમાં દશ્ય અથવા દશ્યપણે ઘણા ફેરફાર કરે છે.

× 'આર્ય'માં પ્રગટ થયેલા અરવિંદ ઘોષના એક અંગ્રેજી લેખનો અનુવાદ.

ભૂતકાળના શાસ્ત્રો તો જ ઉત્તમ કહી શકાય જો તે વખતો-વખત મનુષ્યના ફરતા વિચારને સહાય આપી શકે. કારણુ કે દરેક કાળે તે શાસ્ત્રના વિચાર ગમે તેવા અપૂર્ણુ લાગે તોપણુ તે શાસ્ત્રના સત્યને, તેના અનુભવને અસર થવી ન જોઇએ. સત્ય ત્રણે કાળમાં સત્ય રહેવુ જોઇએ.

ગીતા એક એવું પુસ્તક છે કે જેનો ઘણા કાળ સુધી ઘણી રીતે ઉપયોગ થયા છતાં તેનુ સત્ય હજુ જાણે તાજું જ હોય, તદ્દન જાણે નવું જ હોય તેમ લાગે છે. કારણ કે મહાભારત વખતે કહેવામાં આવ્યા હતા તે જ આદેશ હજુ અને હંમેશાં અનુભવમાં લાવી શકાય છે. હિંદુસ્થાનમાં હજુ પણ ઘણા ધર્મને એ ગ્રન્થ પ્રમાણુભૂત છે. તેનો આદેશ જો કે બધા ધર્મવાળા સર્વાંશે સ્વીકારતા નથી છતાં બહુ જ કિંમતી છે એમ સર્વ કબુલ કરે છે. વળી તે આદેશની અસર માત્ર વિચારમા, તત્ત્વચિંતનમાં જ રહેલ નથી, પણ જીવનમાં પણ ઘણી ઉપયોગી નીવડી છે. તેની અસરથી જ્ઞાન અને ક્રિયા વિકાસ પામ્યાં છે. તે આદેશની અસરથી આ દેશની વિદ્યાકળામાં ઘણી વૃદ્ધિ થઈ છે. એક મહાન પુરૂષે હમણાં એવું પણ કહેલું છે કે પ્રભુમય જીવન માટે જે આત્મજ્ઞાનની જરૂર છે તે સર્વ ગીતામાં મળી શકે છે. આ કહેલું શબ્દશઃ ખરૂં માનીએ તો ગીતા પ્રત્યે આપણે વહેમને ઉત્તેજન આપ્યું ગણાય. આત્માનુ સત્ય અનંત છે અને તે સર્વ ગીતામાં જ સમા-યેલ છે એમ કહેવાય નહીં, છતાં એટલું કહી શકાય છે કે આત્મપ્રાપ્તિના ઘણા અને મુખ્ય માર્ગ તેમાં છે અને ગીતાનો ઉપદેશ આપ્યાને ઘણો કાળ થયાં છતાં અને તે કાળમાં તત્ત્વ-

જ્ઞાનમાં અને તત્ત્વાનુભવમાં ઘણો વિકાસ થયા છતાં હજુ પણ ગીતા આપણને ઘણો ઉત્સાહ આપી આગળ વધારી શકે છે. હિંદુસ્થાનની બહાર પણ ગીતા જગતનું એક મહાન શાસ્ત્ર ગણાય છે; જો કે ત્યાં ગીતાના ગુહ્ય તત્ત્વ કરતાં ગીતાના વિચારને પ્રધાનપદ મળેલ છે. ત્યારે ગીતામાં એવું શું છે કે જેથી તેના તત્ત્વની, તેના વિચારની સર્વત્ર આટલી અસર થઈ રહી છે?

ગીતાના તત્ત્વજ્ઞાનથી અને તેના યોગથી, જે મુખ્ય આદેશ નીકળે છે એટલે કે જે વિચારથી ગીતા શરૂ થાય છે, જે વિચારથી ચાલુ રહે છે અને જે વિચારથી સમાપ્ત થાય છે તે એ જ છે કે ઉત્તમમાં ઉત્તમ, અતીતમાં અતીત આત્માનુભવની, મનુષ્યના જીવન અને કર્મની સાથે, ઐક્યતા કરે છે. તે બે વસ્તુ વચ્ચે સમજણ કરવી સહેલી છે અને ઘણા કરે છે પણ ઉત્તમ આત્મજ્ઞાન અને મનુષ્યની જીવનક્રિયા વચ્ચે સમજુતી કરવા માત્રથી જ છેવટનો સંતોષકારક નિર્ણય લાવી શકાશે નહી. ઘણા એમ કહે છે કે આત્મજ્ઞાનથી નીતિમાન થઈએ એટલે મનુષ્યજીવન સફળ થયુ. વ્યવહારમાં તેવા અર્થની કિંમત છે. પણ તેનો મનુષ્યદૃષ્ટિથી મનુષ્યના વ્યવહાર માટે સારા મનુષ્ય બનવા જેટલો ઉપયોગ થયો, તેથી સામાન્ય મનુષ્ય સારો મનુષ્ય થશે, પણ તે પ્રભુ થશે નહી. તેવો અર્થ કરવાથી આત્માનું સમગ્ર સત્ય અને મનુષ્યના સમસ્ત જીવન વચ્ચે ઐક્ય થશે નહી; ઉલટું તેથી જેટલી મુશ્કેલી ઓછી થાય છે તેટલી જ વધે છે. તેમાંની એક મુશ્કેલી તો એ જ ઉભી થશે કે યુદ્ધને પ્રસંગે મનુષ્યે કેવી નીત

રાખવી–કે જે પ્રસંગે ગીતા શરૂ થઇ છે. અર્જુન યુદ્ધનો નીતિથી જ વિચાર કરે છે. તે વિચાર કરે છે કે "એક બાજુ મારો ધર્મ લડવૈયા તરીકે, નાયક તરીકે, રાજા તરીકે, યુદ્ધના મુખ્ય નેતા તરીકે શું છે? આ યુદ્ધમાં ન્યાય અને અન્યાય વચ્ચે સત્ય અને અસત્ય વચ્ચે મારો ધર્મ શું છે? મનુષ્યનુ કલ્યાણ કરવું એ મારો ધર્મ છે અને તેથી આ યુદ્ધમાં પડી ઘણાનો સંહાર થવા છતાં, સત્યનું, ન્યાયનું નવુ ધર્મરાજ્ય સ્થાપવું એ એક બાજુ મારો ધર્મ છે. બીજી બાજુ નીતિની દૃષ્ટિએ આવાં સાધન વાપરવાં, આવું કર્મ કરવુ તે પાપરૂપ લાગે છે, દુઃખમય લાગે છે, તેથી કુટુંબનો નાશ થાય છે, વ્યવસ્થા તુટે છે, મનુષ્યજીવન અસ્થિર બને છે." આ એ વિચારમાં નીતિના વિચારે જોર કરવાથી યુદ્ધ છોડી દેવું તે જ ઉત્તમમાં ઉત્તમ ધર્મ તેને લાગે છે. આત્મજ્ઞાનનો નીતિની દૃષ્ટિએ ઉપયોગ કરવાથી અહિંસા પાળવા મન થાય છે, કોઇને દુઃખ ન થાય તેવું કર્મ કરવા વિચાર આવે છે, કોઇ પ્રાણીમાત્રનો જીવ ન લેવાય તે જ ઉત્તમ ધર્મ હોય તેમ સમજાય છે. નીતિની દૃષ્ટિએ એવો વિચાર આવે છે કે યુદ્ધ કરવુ પડે તો પણ આત્મભાવથી કરવું એટલે **અસહકારથી, સત્યાગ્રહથી, આત્મબળથી** કરવું અને જો આ ઉપાય બાહ્યજીવનમાં ફલિભુત ન થાય અને અન્યાયનું રાજ્ય વધે તો પણ મનુષ્યની નીતિ તો સચવાશે અને અન્યાયની સામે થવા એ પણ એક સદ્‌ગુણ છે, એમ માનવામાં આવશે.

બીજી દૃષ્ટિએ, એક દેશી તત્ત્વજ્ઞાનીને યુદ્ધ વખતે એવા

વિચાર આવશે કે, મનુષ્યસમાજ પ્રત્યે ફરજ અદા કરવી એ ઉત્તમ ધર્મ નથી, નીતિમાન્ થવું પણ ઉત્તમ ધર્મ નથી; કારણ કે આત્મા એક છે અને તેને યુદ્ધની જરૂર નથી તેથી સંસાર છોડી, જીવન ત્યાગી, બધા હેતુ, કર્મ, એક બીજા પ્રત્યે ધર્મ વિગેરે છોડી દેવા જોઇએ. કારણ કે મનુષ્યના જન્મ, મરણ, મનુષ્યના જીવન, સ્વપ્નાં જેવાં છે. અધ્યાત્મદૃષ્ટિએ તેનો કાંઇ ઉપયોગ નથી અને તે પ્રત્યે ઉદાસીન થઇ આત્માનુભવના ક્ષેત્રમાં આત્માનંદમાં મસ્ત થઇ ફરવું જોઇએ.

આ બે દૃષ્ટિનો તે તે સ્થાનમાં ઉપયોગ છે તેની ગીતા ના પાડતી નથી. કારણ કે સમાજનુ કલ્યાણ કરવાનું પણ ગીતા કહે છે. સમાજના કર્મમાં જે ભાગ લેવો જોઇએ, તે લેવાનુ કહે છે. ઉત્તમ સ્વભાવ પ્રાપ્ત કરવામાં અહિંસા એક સાધન છે એમ કહે છે. તેમ મોક્ષ માટે સંસારત્યાગી સન્યાસી થવાનુ પણ ગીતા કબુલ કરે છે પણ છતાં તે આ સર્વ ધર્મની ઉપર જાય છે. સમસ્ત જીવન, સર્વ પ્રકારનું જીવન પ્રભુનુ જ સ્વરૂપ વ્યક્ત કરે છે એમ કહે છે. અને મનુષ્યના સર્વ કર્મ અને આત્માનુભવથી પ્રાપ્ત થતાં પ્રભુમય જીવનની એકતા કરે છે. આત્માનુભવથી પૂર્ણ પુરૂષોત્તમ થઇ કર્મ કરવાનું કહે છે અથવા જેવા ભાવથી સર્વ કર્મ કરી પુરૂષ પુરૂષોતમ થાય તે બતાવે છે.

મનુષ્યજીવનની બધી મુશ્કેલીઓનું મૂળ કારણ, આપણો ગુંચવણભરેલો સ્વભાવ છે, જે નિયમથી આપણું જીવન ચાલે છે તેનું અજ્ઞાન છે, અંતરમાં–હૃદયમાં જે સત્તા, સર્વ ક્રિયા કરે છે, તેના હેતુ ઉપર જે અમલ રાખે છે, તેની વ્યવસ્થા જે સાચવે છે, તે સત્તા ગુપ્ત રહે છે. જો આપણાં

જીવન એક જ પ્રકારના સ્વભાવથી ઘડાયાં હોય એટલે કે જો બધા મનુષ્ય માત્ર તમોગુણી (જડ) હોય અથવા રજોગુણી (પ્રાણમય) હોય, અથવા સત્વગુણી (મનોમય) હોય અથવા ગુણાતીત (પરમાત્મામય) હોય અથવા આ ચાર ભાવમાંથી કોઈ પણ ભાવ, બીજા ભાવને પોતામાં નિત્ય સમાવીને રહી શકતો હોય તો પછી આપણને કોઇ જાતની મુશ્કેલી નડે જ નહી. તમોગુણી અથવા રજોગુણી સ્વભાવનો ધર્મ સહેલાઈથી સમજી શકાય છે. સત્વગુણી સ્વભાવ પણ શુદ્ધ મનથી તરત સમજી શકાય છે. ગુણાતીત—આત્મભાવ પણ હંમેશ સ્વતંત્ર અને પૂર્ણ રહી શકે છે. પશુ તમોગુણી અને રજોગુણી હોવાથી પશુઓને તેઓના જીવનમાં કાંઈ મુશ્કેલીઓ નડતી નથી. મનુષ્ય-મનોમય માત્ર સત્વગુણી જ હોય ના પણ શુદ્ધ મનથી, મન અને બુદ્ધિને સંતોષ મળે તેવું જીવન કરીએ, તો મુશ્કેલી મટી શકે છે. અને માત્ર આત્મભાવ જ સત્ય હોય તો પણ અનંત કાળ સુધી આત્મતૃપ્તિમાં રહેવાથી કાંઈ મુશ્કેલી આવે નહીં. પણ મનુષ્યનું જીવન આ ત્રણ દોરાનું બનેલું છે:—

૧. તમોગુણ-રજોગુણ મિશ્રિત. ૨. સત્ત્વગુણી. ૩. ગુણાતીત.

મનુષ્યજીવન આ ત્રણ દોરાનું કોકડું છે અને તેથી આ ત્રણ વચ્ચે શું સંબંધ છે, પોતાના જીવનનો-પોતાના સ્વભાવનો શું હેતુ છે, પોતાને કયાં જવાનું છે, શું કરવાથી પોતે પૂર્ણ થઈ શકે તેની તેને ખબર નથી. તેના જીવનમાં એક જ દોરો દેખાતો હોય તો કાંઈ મુશ્કેલી નડે નહી. પણ આવું વિચિત્ર કોકડું કેવી રીતે ઉકેલવું?

શરીર (તમોગુણ) અને પ્રાણ (રજોગુણ) મનુષ્યજીવનનો આધાર છે, કે જેને આધારે જીવન શરૂ થાય છે, કે જેના ઉપર પોતે ઉભો રહે છે, જેના ધર્મ તેને પાળવા પડે છે, જેને સંતોષ આપવો પડે છે, જો આ પૃથ્વીમાં શરીરરૂપે, શરીરમાં રહેવાની તેની ઈચ્છા હોય તો. શરીર અને પ્રાણનો ધર્મ એવો છે કે બળીઆના બે ભાગ, કજીઆ કરી યુદ્ધ કરી, ઇચ્છા પુરી કરવી, પરિગ્રહ વધારવો, અભિમાન રાખવું, શરીર, પ્રાણ અને અહંકારને સંતોષ થાય તેવું જીવન ગાળવું. જગતનુ બુદ્ધિબળ, નીતિધર્મ, અને આત્મધર્મ કે જે મનુષ્યને પ્રાપ્ત થઇ શકે છે તે પણ શરીર અને પ્રાણના ધર્મ રદ કરી શકે તેમ નથી તેમ જ શરીર અને પ્રાણના હેતુ તેના સંતોષના ઉપાય મનુષ્ય ન શોધે, કોઇ મનુષ્ય પ્રકૃતિને વશ ન જ થાય તેમ બની શકતું નથી.

વળી શરીર અને પ્રાણ તદ્દન નિરૂપયોગી છે એમ નક્કી થઇ શકતુ નથી. શરીર અને પ્રાણનો મનુષ્યજીવનમા જેટલો ઉપયોગ છે, જે કારણને માટે તે રચવામાં આવેલ છે તે તરફ મનુષ્ય દુર્લક્ષ રાખી શકે તેમ નથી.

અને વળી શુદ્ધ આત્મા કે જેનાથી મનુષ્યજીવન સીવાય બાકીનુ બધુ તત્ત્વ સમજાય છે તેમાં પણ જ્યારે મનુષ્યજીવનની ચાવી નથી મળતી ત્યારે બુદ્ધિ પાછી હઠે છે અને શરીર પ્રાણયુક્ત તમોગુણી અને રજોગુણી જીવન જ સ્વીકારે છે, તેને જ પૂર્ણ કરે છે. તેથી તેના સંતોષ માટે જ મનુષ્ય જીવે છે. કોઇપણ પ્રકારે આપણે જ જીવવું, આપણી જ સત્તા વધે, આપણા જ રક્ષણ માટે લડાઇની સામગ્રીએ

ભેગી કરી આપણું તમો-રજો-ગુણાત્મક જીવન દૃઢ કરવું એ આ કાળના મનુષ્યને મ્હોટો ધર્મ લાગે છે. બીજા બધા ધર્મ ઠગબાજી માનવામાં આવે છે અને આ મોટા ધર્મને પોષવાને માટે જ સાધનભૂત હોય તેમ માનવામાં આવે છે. આ પ્રમાણે પશુમય જીવન તે જ મનુષ્યને માટે આ યુગમાં ઉત્તમ મનાય છે.

શરીર અને પ્રાણ ઘણા ઉપયોગી છે છતાં તેનાથી જ માત્ર મનુષ્યજીવન રચાયું નથી. તેમ જ મન પણ શરીર અને પ્રાણનો નોકર છે એમ નથી અને તેને પણ તેની નોકરીના બદલામાં થોડાક સ્વાદ આપવા માટે રાખેલ છે એમ નથી. શરીરનું સુખ વધારવા માટે જ મન રાખેલ છે એમ પણ નથી. જેમ શરીર અને પ્રાણ મનુષ્યનો આધાર છે તેમ મન પણ મનુષ્યનો મ્હોટો આધાર છે. મન મનુષ્યનું રૂપ છે, મન જેમ જેમ કેળવણી પામતું જાય છે તેમ તેમ તે શરીર અને પ્રાણને પોતાના નોકર કરે છે, પોતાનાં જરૂરી સાધન કરે છે-કે જે વિઘ્નરૂપ પણ થાય છે. કારણ કે નહીંતર મુશ્કેલીઓ ઉભી થાય નહી. મન પોતાના સંતોષ માટે અને પોતાના વિકાસ માટે શરીર અને પ્રાણને વાપરે છે. તેથી મનુષ્યનું મન આવા કેટલાક ભાવ ઉત્પન્ન કરે છેઃ—

૧. રજોગુણી-કામી. ૨. તમોગુણી-આળસુ. ૩. બુદ્ધિવાન. ૪. લાગણીવાળું. ૫. નીતિવાળું. ૬. વિચારવાળું. ૭. પ્રેમમય. ૮. [illegible].

વળી તે આ દરેક ભાવને ઉત્તમ કરવા મથે છે, તેના ઉચ્ચ સ્વભાવનો રસ ચાખવા મહેનત કરે છે પણ તેનાં પ્રાણ અને શરીર તેને વિઘ્ન કરે છે. આપણને પરમાર્થની ભાવના થાય છે પણ આપણું જીવન તે પુરી થવા દેતુ નથી. આપણને નીતિવાન થવાની ઇચ્છા થાય છે પણ આપણું જીવન તે ઇચ્છા પુરી થવા દેતુ નથી. પ્રેમમા પણ પરિપૂર્ણતા મળી શકતી નથી.

કરૂણા, દયા પણ જોઇએ તેટલી સારા પ્રમાણમાં વધારી શકતાં નથી. વળી જગતના સર્વ ભોગો, શરીર અને પ્રાણના સંતોષ માટે મેળવવા મહેનત કરીએ તો તે પણ મળતાં નથી.

મનુષ્યની બુદ્ધિ આ પ્રમાણે એક પણ ભાવ ઉપર જય મેળવી શકતી નથી તો બધા ભાવ ઉપર શી રીતે મેળવી શકે? અને તેથી જ જુદા જુદા ધારા, ધોરણ, ધર્મ, યમ, નિયમ, નીતિ, સત્ય, અસત્યના માર્ગ, આનદ, પ્રેમ, કરૂણા, એકતા, સ્વતંત્રતા, સ્વાધીનતા, ભોગ, શક્તિ, સુખ, દુઃખ વિગેરેના ધર્મ પોતાની બુદ્ધિ પ્રમાણે ઘડી પોતાના જીવનમાં મનુષ્ય ઉતારવા મથે છે.

ગુણાતીત સત્ય તો અતીત જ રહે છે. આપણી શક્તિની બહાર જ રહે છે, કોઇક જ ભાગ્યશાળી પુરૂષ તેની નજીક પહોંચી શકે છે. મનુષ્યસમાજ તો ઉપરમાંનો કોઇ પરિચ્છિન્ન ધર્મનો જ સ્વીકાર કરે છે અને તે જ પૂર્ણ હોય એમ માની બેસે છે. આ પ્રમાણે મનુષ્યજીવન આમ તેમ ઘસડાય છે, સત્ય પકડી શકતું નથી, પોતે નક્કી કરેલ આત્મા જ સત્ય હોય તેમ માની તેમાં જ જીવન વ્યતીત

કરે છે અને મન, પ્રાણ અને શરીરના ધર્મ ભાગે છે. આમ જ થાય છે તેનું કારણ આત્મા અને મન, પુરૂષ અને પ્રકૃતિ જુદાં જ જોવામાં આવે છે અથવા મનને મનુષ્યજીવનના રહસ્યની ખબર પડતી નથી તેથી આમ બને છે. મનુષ્યજીવનનુ ખરૂ રહસ્ય તો મનની ઉપર જઇ તપાસ કરીએ ત્યારે જ ખબર પડે છે.

મનની ઉપર જે વસ્તુ છે તેની મનને કાંઇક ખબર પડે છે, પોતાના મનોરથ ઉત્તમ કરવામાં મન આ વસ્તુ થોડીઘણી જાણે છે, પકડે છે, અને તેનો કાંઇક અનુભવ લે છે, પણ તે વસ્તુ મનની ઉપર છે, સ્વતંત્ર છે, અતીત છે, અગાધ છે, અનંત છે, એક છે. તેને જ અમે પરમેશ્વર પરમાત્મા પરબ્રહ્મ કહીએ છીએ. આ વસ્તુને જ જાણવા માટે, તેમાં પ્રવેશ કરવા માટે, તેની સાથે જોડાવા માટે, તેને પોતાની કરવા મન મથે છે. કોઇ પણ રીતે તેની સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે અથવા પોતે તેમાં લય થઈ જવા ઇચ્છે છે.

મુશ્કેલી એ છે કે આ આત્મા શુદ્ધભાવે મનથી એટલો અતીત છે, જીવનથી એટલો અવ્યક્ત છે કે તેનું સ્વરૂપ મનથી ગ્રહણ થઈ શકતું નથી. જ્યારે તે મનથી ગ્રહણ થઇ શકતું નથી ત્યારે પ્રાણ અને શરીરમાં તેનો સ્વભાવ ઉતારવો કેટલો મુશ્કેલ હોઈ શકે ? તેથી જ કેટલાક મનુષ્યો સંસાર ત્યાગી સન્યાસ લઇ આવા અગમ્ય સ્વરૂપમાં લય થવા પ્રયત્ન કરે છે. જેમ જડવાદી આત્માને છોડી શરીર અને પ્રાણના સુખમાં લય થવા

પ્રયત્ન કરે છે તેમ. તેઓ માને છે કે મનુષ્યજીવનથી આત્મા અસંગ હોવાથી જીવન મુકી નિર્વાણ પામવું તે જ ઉત્તમ ગતિ છે. તે વખતે કાંઇ જીવન રહે તો તે માત્ર નિર્વાણ પામવાની તૈયારી કરવા જેટલું જ ઉપયોગી મનાય છે. અને પ્રાણ અને શરીરના ધર્મની મન ઉપર અસર થતી હોવાથી તે મુશ્કેલી મટાડવા અધ્યાત્મમાર્ગમાં મનુષ્ય આત્માને મનોમય સત્વગુણી–સદ્‌ગુણી બનાવવા પ્રયત્ન કરે છે અને સત્ય, અસત્ય, પ્રેમ, દયા, ઐકયતા વિગેરેના ધર્મ આવા સત્વગુણી વિશાળ મનથી નક્કી કરે છે. આવા મનોરથ જીવન સુધારે છે, આત્મા એક છે એવું જ્ઞાન આપે છે અને તેથી સર્વ પ્રાણીમાત્ર એક છે એમ પણ ખબર પડે છે. આવા પ્રકારનાં આત્માનુભવનો મનથી ઉપયોગ કરવાથી, તેનો સમાજના ધર્મ પ્રમાણે ઉપયોગ કરવાથી અને ચાલુ નીતિ અને વ્યવહારનું મિશ્રણ કરવાથી અને તેને લગતી ક્રિયાઓ ઘડવાથી જગતના મોટા ધર્મો ઉત્પન્ન થયા છે. દરેક ધર્મે કાંઇક જીત મેળવી છે, વધારે તેજ મેળવ્યું છે, વધારે સારો આત્મધર્મ બતાવ્યો છે પણ તેઓએ પૂર્ણ જીત મેળવી નથી. તેઓએ માત્ર સમજુતી કરી છે અને તેથી જ્યારે તે ધર્મો મનુષ્યજીવનના ઉપયોગમાં લેવામાં આવે છે ત્યારે નિષ્ફળ જાય છે. મનુષ્યજીવનની મુશ્કેલીઓ ઓછી થતી નથી પણ વારંવાર ગંભીરરૂપે પ્રગટ થાય છે. જેમ કુરૂક્ષેત્રનું મહાભારત યુદ્ધ થયું તેવાં યુદ્ધ આવ્યાં કરે છે. બુદ્ધિ અને મનને આ પ્રમાણે આત્મભાવવાળું કરવાથી બુદ્ધિ અને મન પોતે જ

નાશ પામે છે. બદલામાં એવું જ કોઇ તત્વ રહે છે કે જે મનુષ્યજીવનનો પોતામાં અંત લાવે છે છતાં તે જીવન બીજામાં ચાલુ જ રહે છે અને તેનો સર્વતઃ અંત આવતો નથી. બુદ્ધિને પણ આત્મમય કરવાથી, મનુષ્યે નક્કી કરેલ ધર્મના કાનુનો પ્રમાણે તે જે કાંઇક જીત મેળવે છે તેપણ મનુષ્યજીવનની નિષ્ફળતા બતાવે છે અને કહે છે કે આ શરીરમાં અથવા આજના મનુષ્યજીવનમાં નિર્વાણ મળી શકે એમ નથી પણ મનુષ્યજીવન છોડવાથી જ, સ્વર્ગ અથવા નિર્વાણનું સુખ મળે છે, કારણ કે ત્યાં જ પ્રભુમય જીવન છે.

આંહી ગીતાનો આદેશ મુશ્કેલી મટાડે છે. આત્મા, પરમાત્મા, પરમેશ્વર, જીવ, જગત, પ્રકૃતિ વિગેરેનુ સત્ય બતાવી ઉપનિષદનું દોહન કરી મનુષ્યના જીવનપ્રતિ અને મનુષ્યના સર્વ કર્મ પ્રતિ ગીતા આદેશ આપે છે. મનુષ્યના મનને જેટલી મુશ્કેલી લાગે છે તેટલી બધી ગીતા મટાડે છે એમ અમે કહેતા નથી. અગાઉના મનુષ્યનાં મન જેવાં હતાં તેવા પ્રત્યે ગીતા કહેલી હોવાથી હમણાં સમષ્ટિજીવનના ઉદ્ધારમાં જે મુશ્કેલીઓ નડે છે તે કેમ મટાડવી તે ગીતા બતાવતી નથી. ગીતા એક વ્યક્તિ પ્રત્યે જ કહેવામાં આવેલ છે કે જે વ્યક્તિ આત્મજ્ઞાનને માટે, આત્મભાવથી મનુષ્યજીવન સુધારવા તૈયાર થયેલ છે, અને બીજા મનુષ્ય માટે તે આત્મવિકાસના માર્ગ, નિયમ વગેરે બતાવે છે તેનો આદેશ બીજા કેટલાક ખુલાસા કરે છે પણ તે સર્વનો મુખ્ય હેતુ તે સર્વથી અતીત વસ્તુ સમજાવવામાં જ રહેલ છે કે જે વસ્તુ કોઇ ભાગ્યશાળી પુરૂષો જ પ્રાપ્ત કરી શક્યા છે. ગીતાનો આદેશઃ—

(૧) રજોગુણી અને તમોગુણી મનુષ્યને એમ કહે છે કે તું એમ માન કે બધાં પ્રાણીમાત્ર એક પ્રભુની સત્તાથી ઉત્પન્ન થયા છે. પણ તે સત્તા માયાવી પ્રભુની છે. તેથી માનસિક સુખમા જ રમવાથી તે માયા તને વધારે ઢાંકશે, તારૂં અજ્ઞાન વધશે અને તને સત્ય અને જીવનના હેતુ મળશે નહી. ગમે તેમ કરી જીવવુ, સત્તા મેળવવી, ઇચ્છા પુરી કરવી, બળ રાખવું, અહંકાર રાખવો અને સ્વાર્થ માટે જ જીવન ગાળવુ એ અસુરનો સ્વભાવ છે અને તે સ્વભાવથી જીવન અધમ થતુ જાય છે. તમોગુણી અને રજોગુણી સ્વભાવવાળાએ, ધર્મથી પોતાની ઇચ્છા વશ રાખી પોતાને તાબે રહે અને સમાજનું કલ્યાણ કરે તેવો કરવો જોઇએ.

(૨) જે મનુષ્ય વિચાર કરી શકે તેવો, નીતિમાન્, સાત્વિક, સમાજના અને કુળના ધર્મને અનુસરે તેવો હોય તેના પ્રતિ એમ કહે છે કે આ તારો ધર્મ જરૂરી છે, ધર્મ પાળવો જોઇએ, પણ તે જ માત્ર પરમ સત્ય નથી. મનુષ્યે એક અમર, સનાતન ધર્મ પણ પ્રાપ્ત કરવો જોઇએ અને તે પ્રાપ્ત કરવા માટે મનથી ઘડાયેલા ધર્મથી અતીત થવુ જોઇએ, અહંકાર છોડવો જોઇએ, તારા કર્મ પ્રભુને સોંપી તેના સ્વરૂપમાં રહેવું જોઇએ. મન ત્રણ ગુણની અસર નીચે રહે છે તે ત્રણ ગુણના ધર્મને અનુસરે છે પણ જીવની અંતિમ ગતિ ઇશ્વર થવાની છે, મુક્ત થવાની છે અને તે આત્માની સ્વતંત્રતા જાણવાથી જ પ્રાપ્ત થશે. જે પ્રભુ સર્વ ધર્મથી અતીત છે તેને મળવા માટે મનના ધર્મથી અતીત થવુ જોઇએ.

(૩) જે મનુષ્ય આત્માના નિર્ગુણ સ્વરૂપમાં લય થવા ઇચ્છે છે, જે જીવન અને કર્મ ત્યજવા તૈયાર છે, તે જ જીવનનો હેતુ છે એમ જે માને છે તેના પ્રતિ ગીતાનો એ આદેશ છે કે તમે જે માર્ગ સ્વીકાર્યો છે તે પ્રભુપદની પ્રાપ્તિનો એક માર્ગ છે પણ તે ઘણો મુશ્કેલ છે. કર્મ ન કરવા એ ધર્મ જગત્ પાસે, જગતનાં અનુકરણ માટે બનાવવો તે ઘણું જોખમભરેલુ કામ છે. આ માર્ગ મ્હોટો છતાં મનુષ્યને માટે ઉત્તમ નથી. આ જ્ઞાન સત્ય છતા સમગ્ર સત્ય નથી.

અનત અવ્યક્ત પરમેશ્વર સ્વરૂપ તે માત્ર અવ્યક્ત, અસંગ, નિર્ગુણ નથી પણ અહિંસા, આ જગતમાં, મનુષ્યમાં, સર્વમા, વ્યક્ત થયેલ છે, પ્રગટ થયેલ છે અને તેથી તેનો અવ્યક્ત સ્વરૂપે અનુભવ કરવા ઉપરાત વ્યક્તિ રૂપે અનુભવ કરવો જોઇએ એટલે જગતમા, મનુષ્યમાં, સર્વ પ્રાણીમાત્રમાં, સર્વત્ર, સર્વ પ્રકારના સ્વભાવમાં અનુભવ કરવો જોઇએ. એટલુંજ જ નહી પણ સર્વ ક્રિયામાં, સર્વ ક્રિયાથી, બુદ્ધિથી, હૃદયથી, ઇચ્છાથી, પ્રાણથી પણ તેનામા ભળવું જોઇએ. અને તેમ થાય તો જ મનુષ્યને આત્મા, પરમાત્માનાં સ્વરૂપ અને તેનો સ્વભાવ સમજાશે અને તેની મનુષ્યને રૂપે જે ક્રિયા થાય છે તે પણ સમજાશે. આ પ્રમાણે પ્રભુ જેવો બની એટલે સાદૃશ્ય મુક્તિ પામી, પ્રભુનો સ્વભાવ પ્રાપ્ત કરી, એટલે સાધર્મ્ય મુક્તિ પામી સમ્રાટ્ બની પ્રભુનું ધર્મરાજ્ય ભોગવી આનંદ લઇ શકાશે કે જે રાજ્યકર્મથી, ભક્તિથી અને જ્ઞાનથી મળી શકશે. વળી તે જગતનો ઉદ્ધાર થાય તેવા પ્રભુના કર્મવાળા કરતો રહેશે. આંહી જે કર્મ થાય છે, જે અર્પણ

થાય છે, અને જગતમાં જે જીવન ઘડાય છે તે સર્વનો તે જ હેતુ છે. આ ઉત્તમમાં ઉત્તમ આદેશ પહેલાં મહાત્માઓ કે જે તે નિર્ભયતાથી પાળી શકે તેના પ્રતિ છે; જ્ઞાની, કર્મી, પ્રેમી કે જે પ્રભુના સર્વ રૂપમાં રમી શકે છે, પ્રભુને માટે જ જીવે છે, તેના માટે જ કર્મ કરે છે એટલે જગતમાં સર્વને માટે જીવે છે, અહંકાર છોડી પ્રભુની આજ્ઞા પાળે છે તેના પ્રતિ છે. આંહી આપણને એક મ્હોટું વચન મળે છે કે જેનો આપણે વિશાલ અર્થ કરી શકીએ છીએ-કારણ કે જો મનુષ્યનો ઉદ્ધાર થઇ શકતો હોય તો મનુષ્યસમાજનો શા માટે ન થઇ શકે?-તે વચન એ છે કે બધા મનુષ્ય-જો તેમની ઇચ્છા હોય તો-પાપીમાં પાપી પણ, આ યોગમાર્ગ ગ્રહણ કરી શકે છે અને આત્મસમર્પણથી અને અંતર્યામી પ્રભુમાં અડગ શ્રદ્ધાથી તેમાં ફલિભૂત થાય છે. નિશ્ચયની જરૂર છે, શ્રદ્ધાની જરૂર છે, પ્રભુના સ્વરૂપમા પ્રેમ અને તેનુ સ્વરૂપ-તેનો સ્વભાવ પ્રાપ્ત કરવાનો ઉત્સાહ જરૂરનો છે કારણ આપણે તેના જ અંશ છીએ, તેનો સ્વભાવ પણ આપણામાં (અવ્યક્ત) રહેલ છે તેથી તે પણ વ્યક્ત કરી સર્વ પ્રકારથી આપણે પ્રભુમય થઇ પ્રભુ બનવુ જોઇએ. *

हरिः ॐ तत्सत्

---

* આર્ય પત્રમા ખાણુ અરવિંદ ઘોષના પ્રગટ થયેલા અંગ્રેજી લેખનો અનુવાદ.

# સાક્ષરજીવન.

કર્તાની ત્રણ રંગની છબીમાં
છપી છબી સાથે.

વિદ્વાન્
**પ્રો૦ બળવંતરાય ક. ઠાકોર બી. એ. ના**
ઉપોદ્ઘાત તથા ટિપ્પણ સાથે,

સત્તર વર્ષપર લખાયેલો અપૂર્વ
લેખ.

કર્તા,
**સ્વ. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી,**
બી. એ. એલએલ. બી.

**મુલ્ય રૂપીઆ બે.**

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા૦ પાર્ક બીલ્ડીંગ
સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

## કેટલાક અભિપ્રાયો.

"...attracted the attention of several thinkers...In addition to the deep learning displayed by the late Mr. Tripathi...Prof. B. K. Thokore...displays an equally sound erudition...The notes...written by the Professor...assist the student"

—*Modern Review, Nov 1919.*

"...ઘણા વિચારકોનું ધ્યાન ખેંચ્યું હતું.. સ્વ મિ. ત્રિપાઠીની પોતાની ગહન વિદ્વત્તા ઉપરાંત....પ્રો. બ. ક. ઠાકોરની પ્રસ્તાવનામાં એમનું વિશાળ જ્ઞાન એટલું જ પ્રત્યક્ષ થાય છે. પ્રોફેસરે પુસ્તકના છેવટમાં લખેલું ટિપ્પણ અભ્યાસીઓને સારી મદદ આપે એમ છે"

—મોડર્ન રીવ્યુ, નવેમ્બર ૧૯૧૯.

*　*　*　*

" સદ્દગત સાક્ષરશિરોમણિ ગોવર્ધનભાઇનો આ લેખ સાક્ષરજીવનના આદર્શનો અને તેના ઉચ્ચાગ્રાહનો ઉત્તમ ખ્યાલ આપે છે. શૈલી પ્રૌઢ, સમર્થ અને આકર્ષક છે. માનસિક વિકાસ અને ઉન્નતિ ઇચ્છનારે આ પુસ્તક તેના ઉપોદ્‍ઘાત સાથે વાંચવા અને વિચારવા લાયક છે."

અમદાવાદ, તા. ૩જી, નવેમ્બર, ૧૯૧૯. } કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. (બી. એ.)

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઇ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"'સરસ્વતીચંદ્ર નામની નવલકથાના સદ્‌ગત પ્રાતઃ-સ્મરણીય લેખક ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની આ કૃતિ વિષે કાંઇ પણ પ્રશંસાના શબ્દો ઉચ્ચારવા તે મોરનાં ઇંડા ચિતરવા બરાબર છે. આ પુસ્તકની જેને 'કલાસિક' કહે છે તે કોટિનાં પુસ્તકોમાં ગણત્રી થાય તેમ છે. આ પુસ્તક અધુરૂં છતાં તે લેખકની પ્રતિભા, વિચારની પરિ-પકવતા અને ભાષા સામર્થ્ય બતાવી આપે છે અને ઉત્ત-મોત્તમ વિચારોનું મનન અને અધ્યયન કરનારાઓ માટે તે ઘણુંજ આદરણીય છે...ગુજરાતના જાણીતા સાક્ષર પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરને હાથે કિમતી ઉપો-દ્‌ઘાત જોડવામાં આવ્યો છે જે લેખકના વિચારોના મૂળ મુદ્દાઓનું ટુંકમાં ખ્યાલ આવે તેવી રીતે સ્પષ્ટીકરણ કરે છે."

—સાંજ વર્તમાન, તા. ૨૯-૧૦-૧૯૧૯.

"(આદર્શ) સાક્ષરજીવન કેવું હોય તે આપણને સમ-જાવ્યું છે. સાક્ષરજીવનથી....શૈલી...નૈસર્ગિક, સરળ તથાપિ પ્રૌઢ છે." સાહિત્ય, નવેમ્બર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઇ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

....તેના પહેલાં નિબંધમાં સાક્ષરજીવનના જુદા જુદા પ્રકાર વર્ણવ્યા છે...અન્નપૂર્ણાનો પ્રસાદ વધારે સુલભ છે, અને સાક્ષરોએ અન્નપૂર્ણાથી તૃપ્ત થઇ યથાકાલે અક્ષરસેવન કરવું એ જ ધર્મ છે એમ લેખક જણાવે છે...બીજા નિબંધમાં આત્મકલ્યાણ અને લોકકલ્યાણ શામાં છે તે બાબતની ચર્ચા કરેલી છે....તે પછીના નિબંધોમાં સાક્ષરજીવનનું રૂપક 'તટસ્થતા' શબ્દની અંદર રહેલા ભાવોની સાથે ઘટાવ્યું છે. ત્રીજું પ્રકરણ અત્યંત ઉપયોગી છે...સરસ્વતીચંદ્રના પ્રસિદ્ધ લેખક સાક્ષરવર્ય ગોવર્ધનરામને હાથે લખાયલા પુસ્તકના અવલોકનમાં અમારે વધુ કંઇ કહેવાનું ન જ હોય....પ્રજાવર્ગમાં એનો બહોળો ફેલાવો થાય એ ઇચ્છવાયોગ્ય છે. પુસ્તકમાં સાક્ષરવર્ય સદ્ગત **શ્રી ગોવર્ધનરામભાઇનો** રંગીન ફોટો આપેલો છે."

—**ભારત** સેવા, તા. ૫ ડીસેમ્બર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાર્ક બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"... ગુજરાતની સાક્ષરસૃષ્ટિમાં એક આદર્શ સાક્ષર તરીકે જીવન જીવીને જેમણે ગુજરાતને અનેક રીતે ઉન્નત કરવામાં પોતાનો ફાળો આપ્યો છે ને મહાપુરૂષની કલમથી લખાયલુ '**સાક્ષરજીવન**' નું પુસ્તક અવશ્ય સત્કારને પાત્ર નીવડવું જ જોઇએ. આ પુસ્તક સુંદર નિબંધના રૂપમાં લખાયું છે...આ પુસ્તક પ્રગટ કરી સમાજતૃપણુ ....સાધ્યાં છે...વિદ્વાનોની વિચારસૃષ્ટિના ચિત્રો જોવામા જેમને મઝા પડે છે-જેમને આ પુસ્તકના લેખકે બાલદષ્ટા કહ્યા છે-તેમને આ પુસ્તકના વાંચનમાંથી ઘણુય જાણવા જેવુ, જીવનના ભાર ઉતારે તેવું અને ઊંચે ઉડવાની પ્રેરણા આપે તેવુ મળે એમ છે...એકંદરે આ પુસ્તક બહુ સુંદર વિચારોને પ્રેરનાર સાહિત્ય પુરૂં પાડે તેવુ છે....આ પુસ્તક અભ્યાસનું પુસ્તક છે, મનોરંજનનું નથી. એમ. એ. ની ગુજરાતની પરિક્ષાના વિષયમાં કદિ આ પુસ્તક પાઠય બને એવા ગુણ તેમાં છે. પ્રો. ઠાકોરના પ્રવેશકમાં ઘણુંય શીખવા જેવું છે...... પ્રો. ઠાકોરે લખેલો પ્રવેશક ગુજરાતી ગદ્યની કળાનો એક સુંદર નમુનો છે.

—ચિત્રમય જગત.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઇ બીલ્ડીંગ સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

# ગુલામગિરીનો ગજબ.

[ આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથે. ]

ગુલામગિરીના ત્રાસથી પીડિત લોકોના

જીવનનું કરૂણાભર્યું ચિત્ર આલેખતી

નવલકથાનો અનુવાદ.

મૂળ અંગ્રેજી લેખક

**મિસીસ હેરીએટ બીચર સ્ટૉ.**

અનુવાદક,

**અ. સૌ. વિમળા સેતલવાડ**

મૂલ્ય રૂપીઆ બે.

---

## કેટલાક અભિપ્રાયો.

"......Mrs. Vimala's translation certainly does not detract from the deserved merits of the original Accompanied as it is with the life story of Mrs Stowe and good illustrations we are sure that the book would find many

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઇ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઇ નં. ૪.

readers...The translation is a judicious reproduction of the ideas of the original writer in simple Gujarati."

—Modern Review, Dec. 1918.

"મૂળ પુસ્તકના ઉત્તમ ગુણો મિસીસ વિમલાના ભાષાન્તરમા સારી રીતે દૃષ્ટિએ પડે છે. મિસીસ સ્ટોના જીવનચરિત્ર તથા સારાં ચિત્રો આ પુસ્તકમાં આપેલાં હોવાથી, અમ્હને વિશ્વાસ છે કે સારા પ્રમાણમાં વચાશે...તરજુમો પણ વિવેકથી કરવામાં આવ્યો છે અને મૂળ કર્ત્તાના ઉત્તમ આશયો સરલ ગુજરાતીમાં સારી રીતે સચવાયા છે."

—મોડર્ન, રીવ્યુ ડીસેમ્બર ૧૯૧૮.

"સૌ. વિમળા સેતલવાડે આ પુસ્તકનું ભાષાન્તર કરી ઇંગ્રેજી ભાષાથી અપરિચિત ગુર્જર પ્રજા સમક્ષ અગત્યનું વાંચન રજુ કર્યું છે...તેની ભાષા પણ મધુર, સરલ અને આડંબર વિનાની હોવાથી સ્ત્રી વર્ગ પણ તે હોંશે હોંશે વાંચી શકે તેમ છે." —પ્રજામિત્ર

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઇ બીલ્ડીંગ સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"અંકલ ટોમ્સ કેબીન નામની નવલકથા પાશ્ચાત્ય પ્રજામાં અત્યંત આદરણીય ગણાય છે અને બાઇબલ પછી બીજો નંબર તેને આપવામા આવે છે. એ પુસ્તકમાં ...ગુલામગીરીની પ્રથાને તેના સત્ય સ્વરૂપમાં રજુ કરી સમસ્ત દુનિયાની સહાનુભૂતિ એ ગંભીર પ્રશ્ન તરફ આકર્ષી છે અને પ્રત્યેક પ્રજાને સ્વતંત્ર થવાના જન્મસિદ્ધ હક્ક છે એ સિદ્ધાન્તનું સમર્થન કર્યું છે. આ ઉપયોગી પુસ્તકનો અનુવાદ કરી તેને પ્રજાના હસ્તકમાં મુકવાનુ કાર્ય અત્યંત સ્તુતિપાત્ર ગણાવું જોઇએ. અ. સૌ. બ્હેન વિમળાએ શુદ્ધ અને સરળ ગુજરાતીમાં તેનો અનુવાદ કર્યો છે. તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અનુવાદના આ ગુણોને લીધે ગુજરાતનાં થોડું ભણેલાં સ્ત્રીપુરૂષો પણ એ પુસ્તક સરળતાથી વાંચી શકશે. સિવાય કથાના પ્રસંગને લગતા પણ સંખ્યાબંધ ચિત્રો આપવામાં આવ્યાં છે."

—હિન્દુસ્થાન, ૨૨ ઑકટોબર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઈ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

" બ્હેન વિમળાનું ગુજરાતી...સરળ છે અને... ભાષાંતર પણ વાચકની આંખમાંથી અશ્રુપાત કરાવી શકે તેમ છે. મૂળ તો પુસ્તકની વસ્તુ જ ઉત્તમ છે...અને બ્હેન વિમળાને તેમના સફળ પ્રયત્ન માટે અમે સહર્ષ અભિનન્દન આપીએ છીએ....ગુર્જર સાહિત્યના આ મોહમય સમયમાં બ્હેન વિમળાએ એક ભાષાન્તર રૂપે પણ એક ભાવનાનુ અર્પણ કર્યું છે તે ખરેખર સ્તુત્ય છે...બ્હેન વિમળાનુ પુસ્તક ગુર્જર પ્રજાને વાંચવા યોગ્ય છે. ભાષાન્તર સફલ છે. "

—સમાલોચક, ડીસેમ્બર ૧૯૧૮.

" ગુજરાતી ભાષામાં વાર્તાઓના જે ગણ્યા ગાંઠ્યા વાચવા જેવા, વાચી સંગ્રહ કરવા જેવાં પુસ્તકો છે તેમા એક ઉમેરો...છે. પુસ્તકની ભાષા તરજુમિયા નથી' તેમ...વિદ્વત્તાનો આડંબર નથી, ગુજરાતનો સાધારણ વાચકવર્ગ વાચી સમજી શકે તેવી તે સરળ છે...બ્હેન વિમળાનો આ પ્રયત્ન સફળ નિવડયો છે, અને અમેરિકામાં કે બીજા દેશોમા જ્યા જ્યાં ગુલામગીરી પ્રવર્તતી હતી ત્યા ત્યાં રાક્ષસી કૃત્યો થતા હતા તેનો ખ્યાલ... આવ્યા સિવાય રહેતો નથી. ચિતાર કરૂણામય છે અને વાચતા વાચતા આખમાંથી, આંસુ નીકળી પડે છે. "

—બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, જાન્યુઆરી ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઈ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

" આવા નામાંકિત પુસ્તકનો ગુજરાતી જ સમજતાં વાંચકવૃંદને માટે અનુવાદ કરી આપવાનું માન સૌ. વિમળા સેતલવાડને ઘટે છે ..તેમની લેખનશકિત, તેમની સરળ પણ અલંકારીક ભાષા અને મૂળ કર્ત્રીના વિચારો અનુવાદમાં ઉતારવાના મુશ્કીલ કાર્યમાં તેમણે મેળવેલી સફલતા...લક્ષમાં લઇએ તો ખરેખર મન અજાયબીમાં પડે છે. "

—શ્રીહિતોપદેશ, જાન્યુઆરી, ૧૯૧૯

" અમેરિકામાં જે સમયે ગુલામગિરી પુર જોસમાં ચાલતી હતી તે સમયનુ આ એક આબેહુબ ચિત્ર છે.... કથારસના પ્રવાહમાં અને પ્રાસગિક ચિત્રના આલેખનમાં કયાંય ક્ષતિ...નથી .ભાષાની પ્રૌઢતા પણ તેટલી જ આકર્ષક છે. વાર્તા તરિકે 'ગુલામગિરીનો ગજબ, આદિથી અંતસુધી કરૂણારસથી ભરેલી છે અને અનેક પ્રસંગોએ વાંચકની સહૃદયતા તેના નેત્રોમા આંસુ ચમકાવ્યા વિના રહેતી નથી."

—પ્રજાબન્ધુ, તા. ૬ સપ્ટેમ્બર ૧૯૧૯

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઈ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

આ ચોપડી લખવામાં બાઈ વિમલા સેતલવડે કાંઈક શ્રમ ખેંચેલો માલમ પડે છે, એમાં મિસીસ સ્ટોનું રસિલુ વૃતાન્ત રજુ કરવામાં આવેલું છે... ... ......એમાં ચિત્રો અને પ્રસંગો એવા દીલ ઇશ્કેર નારાં છે કે તે જોવાથી અને તપાસવાથી અમેરિકાના ગુલામયુગનો આબેહુબ ચિતાર વાંચનારને માલુમ પડે છે. ... ... ... આ પુસ્તકમાં શરૂઆતના ૫૦ પૃષ્ઠો ઉપર આપેલું મિસીસ સ્ટોનું જીવનચરિત્ર વાંચવા લાયક છે અને ગરીબાઈમાંથી કેવી રીતે આગળ વધી પોતાથી બનતું એ કરે છે તે દરેક વાંચનારના મનને એક શીખામણ લેવા જોગ છે.

જામે જમશેદ, તા. ૪ ઑકટોબર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઈ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

# ઉષાકાન્ત.

આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથેની

જાણીતી સાંસારિક નવલકથા.

લેખક,

**સ્વ. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા,** બી. એ.

ગુજરાતના આ જાણીતા લોકપ્રિય વાર્તાકાર સ્વ. રા. ભોગીન્દ્રરાવ દિવેટિઆને કોણ ઓળખતું નથી ? એમની અનેક નવલકથાઓ પ્રેમથી અને રસથી ગુજરાતી પ્રજા વાંચે છે. ઉષાકાન્ત એમની જાણીતી અને લોકપ્રિય નવલકથા છે. આ તેની નવી બીજી આવૃતિ છે. તેમાં આઠ સુન્દર ચિત્રો છે. ઘણા વખત પછી આ નવી આવૃત્તિ તૈયાર થઇ છે.

**મૂલ્ય રૂપીઆ બે.**

## કેટલાક અભિપ્રાયો.

"સ્વર્ગસ્થ મિ. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆએ ગુજરાતી ભાષાના નવલકથાના સાહિત્યમાં અગત્યનો હિસ્સો આપ્યો છે. તેમણે અનેક નવલકથા લખી છે તેમાં ઉષાકાન્ત જનસમાજમાં ઘણી માનીતી થઇ પડી છે. તેની બીજી આવૃત્તિ હાલમાં મિ. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી તરફથી પ્રગટ થઇ છે. આ નવલકથામાં કેટલાક પ્રસંગો એવા ચીતરવામાં આવ્યા છે કે તે આબાદ દર્શાવવા માટે ચિત્રો અનુકૂલ થઈ પડે...પહેલી આવૃત્તિની એ ખોટ બીજી આવૃત્તિવાળાએ મિ. રમણીયરામે પુરી પાડી ચિત્રો પણ રજુ કર્યાં છે. આ નવલકથામાં હિંદુ સમાજનું દશ્ય અચ્છી રીતે રજુ કરવામાં આવ્યું છે."

પ્રજામિત્ર, તા. ૪ ફેબ્રુઆરી ૧૯૨૦.

"પ્રસ્તુત ગ્રંથમાં કર્તાની છબી ઉપરાંત વાર્તાને સબળ કરનાર બનાવનો તાદૃશ્ય ચિતાર રજુ કરનાર સુંદર ચિત્રો પણ આપેલાં છે...સ્વ. ભોગીન્દ્રરાવ બાહોશ નવલકથાકાર હતા; ને તેમની વાર્તાઓ અમને ઘણી ગમે છે. એકથી વધારે વાર અમે તેમની પ્રશંસા કરી છે. તેથી તે ફરીથી કરવા જરૂર નથી."

—સાહિત્ય, જાન્યુઆરી, ૧૯૨૦

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઇ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# મારી વીસ વાર્તાઓ.

[ આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથે. ]

સુન્દર વાર્તાઓનો સંગ્રહ.

લેખક,

**રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ,**

બી. એ., એલએલ. બી.

**વીસ વાર્તાઓ**–૧. અબલાઓનો એકકો ૨. કારાગૃહની કિશોરી ૩. માલતી મંડપ. ૪. નગરશેઠની ચતુરાઇ. ૫. મનંતરાય અને દિકરી. ૬. કોઈ કહેશો એ શું કરશે? ૭. એલએલ. બી. નો અભ્યાસ. ૮. એક દુઃખદાયક દશ્ય. ૯. એક ફકીરની કહાણી. ૧૦ સ્વદેશી માલ કેમ આવ્યો? ૧૧ એક છોકરીના મનનો ઉભરો. ૧૨. જમાઇરાજ. ૧૩. કોલેજની રજામાં. ૧૪. જુનું કે નવું? ૧૫. વસુના નવાં શિક્ષક. ૧૬. પરીક્ષાનું પરિણામ. ૧૭. બટુકનો બાપ કોણ? ૧૮. લેફ્ટનન્ટ મહેતા વી. સી. ૧૯. કમનસીબની કહાણી. ૨૦ ઇન્દિરા.

**મુલ્ય રૂપીઆ બે.**

## કેટલાક અભિપ્રાયો.

"......throughout the whole book there is not a single dull page...The stories certainly furnish delightful reading."

—The Modern Review, July 1919.

" આખા પુસ્તકમાં એક પણ પાનું નિરસ નથી... વાર્તાઓ ખરેખર આનન્દ જ આપે એવી છે. '—

—મોડર્ન રીવ્યુ જુલાઇ ૧૯૧૯.

* * * * *

" મિ. કેશવપ્રસાદે એક લેખક તરીકે અત્યાર અગાઉ નામના મેળવી છે...ગુર્જર પ્રજા સમક્ષ નવી નવી ભાવના, ઉચ્ચ અભિલાષાઓ અને સ્વાદિષ્ટ પકવાન પીરસવાની શકિત તો (તે) ધરાવે છે જ અને આ પુસ્તક વાંચનારને તેનો ખ્યાલ સ્હેજે આવી શકે તેમ છે......આ વાર્તાઓ આવી સરસ રીતે લખવા માટે અમે મિ. કેશવપ્રસાદને ધન્યવાદ આપીએ છીએ."

—પ્રજામિત્ર.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડો. પાઇ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ મુંબાઇ, નં. ૪.

" વીસ વાર્તાઓના ઉત્સાહી લેખક ગુજરાતના વાંચક-વર્ગને અજાણ્યા નથી...તેથી ઘણા વાંચકવર્ગનું મન રંજન થયું છે...આ વાર્તાઓ ફતેહમંદ રીતે લખાઇ છે અને વાર્તાઓમાં ઠાવકા હાસ્યરસની પણ ઠીક જમાવટ કરવામાં આવી છે."

—**સાંજવર્તમાન.**

" આ **વીસ** વાર્તાઓ...આપણને ગમ્યા વિના રહેશે નહી...વાર્તાકારે એવા સામાન્ય બનાવો કામમા લઇ તેની ટુંકી વાતો લખી છે; ને એવી રીતે કે નિબંધની કરકરી પંડિતાઇ બાજુ ઉપર રહેવા દઇ, વાર્તાની મોહક, લોહચુંબકવત્ ભભકવડે વાંચનારનાં દિલ જીતી લીધા છે."

—સાહિત્ય, ઓગસ્ટ ૧૯૧૯.

" આ સંગ્રહને આવકાર દેતાં આનંદ થાય છે...... આ ચોપડી વિશેષ આકર્ષણ થઇ પડવા વકી છે...... રા. કેશવપ્રસાદની લખાવટ શુદ્ધ, સાદી અને વ્યવહારૂ છે. ચલણી ગદ્યને માટે આવી લખાવટ જ ઉત્તમ છે...... આ સંગ્રહમાં વાર્તાઓના વિષય, રસ અને સંજોગોની વિવિધતા પણ પુષ્કળ છે."

પ્રો. બળવંતરાય ઠાકોર, બી. એ.—સમાલોચક,
ઓગસ્ટ, ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઇ બીલ્ડીગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઇ નં. ૪.

"રા. ભાઈ કેશવપ્રસાદ દેસાઇએ જુદા જુદા માસિકોમાં લખેલી વાર્તાઓનો એક સામટો સંગ્રહ આપવામાં આવ્યો છે અને તે યોગ્ય થયું છે. તેઓ એક વિચારશીલ લેખક છે અને ઉંચા પ્રકારની નિરીક્ષણ શક્તિ ધરાવે છે. વળી તેમના લખાણમાં કેટલુંક મર્માળુ હાસ્ય દૃષ્ટિગોચર થાય છે....ઉંચી કળા અને કારીગરી દાખવી તેમણે આપણા સામાજિક જીવનના વિધવિધ પ્રશ્નોનું નિરૂપણ અને ચર્ચા બહુ રમુજી રીતે કર્યાં છે અને તે સમાજ ચિત્રો બહુ ખેંચાણકાર માલુમ પડયાં છે. એટલે સુધી કે વસુના નવા શિક્ષક, લેફ્ટેનન્ટ મ્હેતા વી. સી. વીગેરે પાત્રો ગુજરાતી સાહિત્યમાં કાયમનું સ્થાન લેશે. આવી સુંદર કૃતિ યોજવા માટે ખરેખર રા. દેસાઇને ધન્યવાદ ઘટે છે."

—બુદ્ધિપ્રકાશ, ઑક્ટોબર ૧૯૧૯.

આ ચોપડી રસિલી અને વાંચવા જોગ છે... ... ...
...આ વાર્તાઓમાં પણ ચાલુ રસ મુકવામાં આવ્યો છે અને તેથી જ તે વાચકવર્ગમાં લોકપ્રિય થઇ પડશે એવું અમે માનીએ છીએ. વાર્તાઓમાં સારી કલ્પના, માણસોનાસ્વભાવ પારખવાની આદત, ચાલુ રમુજ વિગેરેથી વાંચકવર્ગનું મન આકર્ષી નાંખે છે.

—જામે જમશેદ, ૧૯ તા. ૪ ઑક્ટોબર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડો. પાઇ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# લલિતનાં કાવ્યો.

[ લેખકની છબી સાથે ]

લેખક,

**રા. લલિત ઉર્ફે રા. જન્મશંકર મ. બુચ.**

રા. **જન્મશંકર મહાશંકર બુચ**, ગુજરાત કાઠીયાવાડમાં કોમળ ભાવમિશ્રિત કાવ્યોના લેખક તરીકે આજ વર્ષોથી લલિતના ઉપનામથી પ્રસિદ્ધ છે. આ કાવ્યો ગુર્જર પ્રજામાં હોંશે હોંશે વંચાય છે. અને રા. લલિતનું નામ ગુર્જર પ્રજાના હોઠે રમી રહ્યું છે.

[ આવૃત્તિ બીજી ]

**મૂલ્ય રૂપીઆ એક.**

"Lalit's performances are sure to live long." —Modern Review, Decr. 1918.

"લલિતનાં કાવ્યો લાંબા કાળ સુધી જરૂર વંચાશે."

—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮

"આજ ૭ વર્ષનાં સમયે જ્યારે એની પુનરાવૃત્તિ પ્રકટ થાય છે તે વખતે ગુજરાતને વચ્ચે એ કાવ્યોની કસોટી કરવા દીર્ઘ સમય મળેલો હોવાથી અને એ કસોટીમાં રા. લલિતના કાવ્યોએ સારૂ સ્થાન મેળવેલું હોવાથી ...ગુજરાતને આ કાવ્યો ગમશે...એ નિઃશંક છે...લલિતનાં લાલિત્યપૂર્ણ કાવ્યો ગુજરાતનાં બાળકોથી માંડીને સાહિત્યભક્તોને મુખે ગવાય છે એ જ એ કાવ્યોની મહત્તા છે."

—હિન્દુસ્તાન, તા. ૧૭ ઑક્ટોબર ૧૯૧૮

" રા. લલિત–રા. જન્મશંકર મહાશંકર બુચ એક કવિ, એક ગાયક અને એક કીર્તનકાર તરીકે એટલા જાણીતા છે. તેમના સરલ તેમ જ મીઠા કાવ્યો જનસમાજમાં પ્રેમથી વંચાય છે, ગવાય છે."

—ગુજરાતીપંચ, તા. ૧૦ ડીસેમ્બર ૧૯૧૮.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાર્ઠ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

## કેટલાક અભિપ્રાયો.

કમળાએ પોતાના પતિને લખેલાં પત્રો નામનું મૂળ અંગ્રેજી ભાષામાં પ્રગટ થયલું પુસ્તક જનસમાજમાં એટલું બધુ લોકપ્રિય થઈ પડ્યું છે કે તેની અત્યાર અગાઉ અનેક આવૃત્તિ નીકળી ચુકી છે. આ પત્રોમા હિન્દુ સમાજની જે સ્થિતિ રજુ કરવામાં આવી છે તે સામાન્ય રીતે દેશના સર્વ ભાગના હિન્દુઓને લાગુ પડે તેવી છે અને તેનુ ભાષાન્તર અંગ્રેજી નહિ જાણતા વર્ગમાટે ઉપયોગી થઇ પડવુ જોઇયે. ગુજરાતી ભાષામાં આવા પુસ્તકનું ભાષાન્તર મિ. શિવલાલ ઉત્તમરાય યાજ્ઞિકે કર્યું છે...પત્રોમાં એવો રસ જમાવેલો છે કે વાંચનાર પોતે તે બીજા પાસે સમજી લેવાનો પ્રયત્ન કરે તેમ છે. સ્ત્રીવર્ગની સત્ય સ્થિતિ આ પત્રોમાં રજુ કરવા સાથે પાખંડી ધુર્તોને ઉઘાડા પાડવામાં, આવ્યા છે. આ પત્રો સ્ત્રી વર્ગને અવશ્ય વાંચવા લાયક છે. —પ્રજામિત્ર, તા. ૪ ફેબ્રુઆરી ૧૯૨૦,

રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ડા. પાઇ બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ મુંબાઈ નં, ૪.